# બાજ ધરણાને લગતી પાવ મહલની ક્રિયાઓ

## શુદ્ધ ઉચ્ચાર તથા કેટલાક ખુલાસાઓ સાથે

(ભગર સાથ પંથના તરીકા પ્રમાણે)

દુજ઼્વરૅનાઓશ વઓષો રાસ્તી
  તોઈ નરૅપીશ રજીશ,
અઓષસા દજીત-અરૅતા
  પૅષો-તન્વો;
કૂ અષવા અહુરે
  યે ઇશ જયાતેઉશ હુમિથ્યાત
  વસે-ઇસ્તોઈશ્યા?

અએ હોરમજદ! ખોટા એતેકાદવાલાઓને લીધે દીન ઉપર ફેદા થયલા તારા ધર્મગુરૂઓને સંકટ વેઠવું પડે છે. રાસ્તીની હાની કરનારાઓ જાણી જોઇને ગુનેહગાર થયા છે. એવો રાસ્ત સરદાર ક્યાં છે કે જે તેવા બદ શખ્સોનાં જુઠાપણાંનો તેમજ જીંદગીનો નાશ કરી શકે? (ડા. એ. કાંગાની ગાથા બા. માએની).


લખનાર અને પ્રગટ કરનાર:

**એર્વદ હોરમજદ મે. એ. પાવરી,**

(પીટીટ ઓરફનજનાં શિષ્ય તથા માજી શિક્ષક અને
શ્રી મુલ્લાંની અંજુમનની દરેમહેર, નાગપુરના મદદનીશ પંથકી)



સને ૧૩૦૭ ય.જ.

ઈ. સ. ૧૯૩૮

**મજિશ્ત માંથ્ર, મજિશ્ત વૅરેજ્ય મજિશ્ત**
**ઉર્વંધ્ય, મજિશ્ત હુઇથ્યા-વૅરેજ્ય, મજિશ્ત**
**વીન્દઇથ્ય, દએનયાઓ માઝદયસ્નોઇશ યજમઇદે**
(રપિથ્વન ગેહ ૬. ૭).

માઝદયસ્ની દીનના સર્વથી મહતા માંથ્ર, જે અસર કરવામાં સર્વથી શ્રેષ્ઠ, કામ બજાવવામાં સર્વથી શ્રેષ્ઠ, રાસ્ત કામ કરવામાં સર્વથી શ્રેષ્ઠ, તથા મતલબ હાંસલ કરવામાં સર્વથી શ્રેષ્ઠ છે, તેમને અમો યાદ કરીએ છીએ. (કા. એ. કાંગાની ખો. અ. બા. મા.)



પ્રગટ કરનાર:

**એર્વદ હોરમજદ મેહેરવાનજી એદલજી પાવરી,**
શ્રી મુલ્લાંની અંજુમનની દરેમેહેર, નાગપુર.

છાપનાર:

**મી. એ. એફ. ડી'સુઝા,**
ધી ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસ,
૨૩, ગોઆ સ્ટ્રીટ,-બેલાર્ડ એસ્ટેટ, ફોટ,
**મુંબાઈ**

# અર્પણ પત્રિકા.

માનવંતા ધર્મઅધ્યાર્‌રૂ અને વિદ્યાગુરૂ

## એર્વદ સાહેબ બમનજી નશરવાનજી ધાભર, એમ. એ.

એઓ જરથોશ્તી દીન અને પાક જરથોસ્તી સાહિત્યની

અરધી સદી ઉપરની સેવાની અદના પીછાણમાં

આ પુસ્તક એમને મોટાં માન અને

આભાર સાથ અર્પણ કરવામાં

આવ્યું છે

# દીબાચો.

**"બાજ ધરણાને લગતી પાવમહલની ક્રિયાઓ"** નામની એક અતિ ઉપયોગી ચોપડી ભગર સાથ ટોળાનાં એક ભણેલા અથોરનાન એરવદ હોરમજ્દ મે. એ. પાવરીએ પ્રગટ કીધી છે, તે ઉપર હું તમામ અથોરનાન ભાઇઓનું ધ્યાન ખેંચુ છું. અત્યાર આગમચ એવા પ્રકારની કોઇક ચોપડીઓ પ્રગટ થઇ ચુકી છે, પણ આ ચોપડી બીજી બધી ચોપડીઓથી જુદાજ પ્રકારની છે. આ ચોપડીનાં કર્તાએ ફક્ત પાવમહલની ક્રિયાઓની તરતીબ આપીનેજ સંતોષ પકડયો નથી, પણ આ ચોપડીની ખાસ ખુબી એ છે, કે એમાં મોબેદી તરીકા અને પાવમહલની કેટલીક ક્રિયાઓનાં ઘણા સુંદર ખુલાસાઓ આપવામાં આવ્યા છે. ઘણા ખરા ખુલાસાઓ અને ક્રિયાની સમજણનાં ટેકામાં પુરાતન પુસ્તકો જેવાં કે વંદીદાદ, રેવાયતો, દાદેસ્તાને દીની વગેરેની જગેજગ શાહાદતો અને ઉતારાઓ આપવામાં આવ્યા છે. કર્તાએ જે ફુટનોટો પ્રગટ કીધી છે તે ઘણીજ ઉપયોગી છે. આ ફુટનોટો પુરાતન ક્રિયાઓને સમજવામાં ઘણી સવળતા કરી આપે છે. આ તો જાણીતી વાત છે, કે શહેનશાહીઓ અને કદમીઓની ક્રિયાઓમાં કાંઇ કાંઇ ફેરફારો નજરે પડે છે, અને જ્યાં જરૂર પડી છે ત્યાં, ફેરફારો શું છે તેની નોટ આપવામાં આવી છે. વળી શહેનશાહી મોબેદોમાં પણ જુદા જુદા પંથો છે અને તેઓમાં પાવમહલની ક્રિયાઓની કોઇક રીતિઓમાં પણ ફેરફાર માલુમ પડે છે. આ ચોપડી કર્તાએ ભગર સાથ પંથનાં તરીકા પ્રમાણે રચી છે, છતાં દરેક પંથનાં મોબેદોને આ પુસ્તક અતિ ઉપયોગી થઇ પડશે એમાં જરાપણ શક નથી; કારણ મોટે ભાગે ક્રિયાઓમાં ઝાઝો તફાવત નથી. આ ચોપડીમાં પાવમહલની ક્રિયા-ઓનાં ઘણાક ખુલાસાઓ, નવસારીનાં જાણીતા બુઝર્ગ ધર્મ-અભ્યાસી મહુર્મ દસ્તુર એરચજી શોરાબજી મહેરજીરાણાનાં અતિ કિંમતી હસ્તલેખોને આધારે આપવામાં આવ્યા છે. મહુર્મ દસ્તુર એરચજી એક ઘણાજ કામેલ યોજદાથ્રેગર ઉપરાંત, અનેક જુનાં પુસ્તકો અને હસ્તલેખોનાં એવણ અથંગ અભ્યાસી હતા; જે અભ્યાસનાં પરિણામે એવણ સાહેબે, આપણી પાવમહલની ક્રિયાઓની અતિ બારીક વિગતોમાં ઉતરી, તેને લગતી ઘણી બાબતોનાં ખુલાસાઓ લખ્યા હતા. આ ચોપડીનાં કર્તા ભાઇ હોરમજ્દ પાવરીએ દસ્તુર એરચજીના આ હસ્તલેખોનો વાજબી ઉપયોગ કરી, ઘણા ગુંચવણભર્યા યોજદાથ્રેગરીનાં સવાલો ઉપર બહુજ સારૂં અજવાળું પાડયું છે.

હાલના આ કર્તાએ જાણીતી ક્રિયાઓ જેવી કે જુદા જુદા બરસ્નુમો આપવાની, બાજધરણાંની, પાંચ તાએની ખુબ કરવાની, જુદા જુદા ફરેશ્તાઓની બાજોની ક્ષ્નુમનો, ફરવરદેગાનનાં દિવસોમાં ભણવામાં આવતી બાજોની ક્ષ્નુમનો, જશનોની બાજની ક્ષ્નુમનો, ચેહારમની પાછલી રાતે બાજ ઇજવાની વિગત, નાવર-મરાતબને લગતી ક્રિયા, નીરંગદીન કરવાની સંપૂર્ણ ક્રિયા, નવો વરસ્યો

કરવાની ક્રિયા, નવાં આતશબહેરામ, આદરીઆન પરથવાની અને બોય દેવાની ક્રિયા, દખ્માંને લગતી ક્રિયા, ઉઠંદેહ-રવાન, હમાયસ્ત, ગેતીખરીદ વગેરેની ક્રિયાઓ ઘણીજ સરળ રીતે રજુ કરી છે. કેટલેક વેળાએ કેટલેક ક્રિયા સંબંધી ગુંચવણભર્યા સવાલો મોબેદી ટોળામાં ઉભા થાય છે. એવા ઘણાક સવાલોના ખુલાસાઓ આ ચોપડીમાં કર્તાએ શહાદતો સાથે આપ્યા છે. એ સઘળું જોતાં હું હિંમતથી કહીશ કે, અત્યાર આગમચ બીજી આવી ખુલાસાવાર એકે ચોપડી પ્રગટ થઇ નથી. આ ચોપડી પ્રગટ કરી, આ જુવાન, ભણેલા ભગર્યા મોબેદ સાહેબે આખા અથોરનાન ટોળાની એક ખરી હાજત પુરી પાડી છે.

પાવમહલની ક્રિયાઓમાં કેટલી બારીકી છે, અને તે ક્રિયાઓ કરવામાં કેટલી બધી સંભાળ લેવી જોઇએ, તેનો ખ્યાલ આ ચોપડી વાંચવાથી ઝટ આવી શકશે. ક્રિયાઓની સાચવણી કરવી અને તેનો પુરાતન રીતરીવાજ જાળવી રાખવો, એ અથોરનાનનું સૌથી મોટું કામ છે. ક્રિયાની જાળવણીથી ધર્મની જાળવણી થાય છે. ક્રિયા એ ધર્મનો અગત્યનો ભાગ છે. ક્રિયા વગરનો ધર્મ માંગનારા સાહેબો, થાંભલા અને દીવાલ વગરનાં મોટાં ઘરોની માંગણી કરે છે, જે તદ્દન બેહુદી છે. વારંવાર કેટલાક સાહેબો "ગાથામાં ક્યાં ક્રિયા છે?" એવા ઉદ્ગારો કાઢે છે અને કહે છે, કે ક્રિયાઓ તો પાછળથી મોબેદોએ ઉભા કીધા છે, તેવાઓને પણ કર્તાએ એક જુદો લેખ લખી સાબુત જવાબ આપ્યો છે.

આ ચોપડીનાં કર્તા એરવદ પાવરીએ યોજદાથ્રેગરીની સંપૂર્ણ તાલીમ લીધી છે, તેવણ પોતે યોજદાથ્રેગરી કરે છે, અને તે સાથે અંગ્રેજી અવસ્તા-પહેલવીનો કેટલોક અભ્યાસ કર્યો છે. પારસી ઓરફનેજમાંથી, યોજદાથ્રેગીરીની સંપૂર્ણ તાલીમ લેવા સાથ મેટ્રીક પસાર કરનાર એઓ પહેલાજ વીદ્યાર્થી છે. અને પોતાનાં ધંધામાંથી ફાજલ પડતા વખતનો અતિ રૂડો ઉપયોગ કરી, આ ચોપડી પ્રગટ કરી, એ ભાઇએ આખા અથોરનાન ટોળાની અતિ કિંમતી સેવા બજાવી છે. ક્રિયા કામની સારી સમજણ આપતી આ ચોપડી એકે એક અથોરનાને, પછી તે ગમે તે પંથનો હોય, તેને પોતાની પાસે રાખવી જોઇએ. આવી ચોપડી ઘડી ઘડી પ્રગટ થતી નથી. ઘણાં ગુંચવણ ભર્યા ક્રિયાઓનાં સવાલો વખતે આ ચોપડી એક ready reference તરીકે મોબેદ સાહેબોને ઘણીજ ઉપયોગી થઇ પડશે એમાં જરાપણ શક નથી. આવી એક ઉપયોગી ચોપડી પ્રગટ કરવા માટે હું આ જુવાન ભણેલા ભગર્યા મોબેદ સાહેબ એરવદ પાવરીને અંતઃકરણપૂર્વક મુબારકબાદી આપું છું.

| | |
|---|---|
| ૬૬૪, પારસી કોલોની<br>દાદર, તા. ૩૧-૭-૩૮ | કેખશરૂ માહીયાર કુતાર દસ્તુર દારાબ પાહલન. |

# બે બોલ.

**ઈમા આઅત ઉખ્ધા વચાઓ અહુરા મઝદા,**
**અષેમ મનઘા વહેઘા ફ્રવઓચામા ; થ્વાંમ્ અત**
**અએષાંમ પઇત્યાસ્તારેમ્ચા ફ્રદક્શ્તારેમ્ચા દદેમઇદે.**

( મોટી હપ્તન યશ્ત ક. ૯ )

**અર્થ :**

"અગે અહુરમજદ! અશોઇને ધ્યાનમાં રાખીને આ (માંથ્રવાણીના) વખણાયલા કલામોને વધારે સારી રીતે અમો જાહેર કરીએ છીએ. તે કલામોના સાંભળનાર તથા શીખવનાર તરીકે તને અમો મુકરર કરીએ છીએ."

( કા. એ. કાંગાની બી. એ. બા. માએની ).

શુક્રાના તે પાક પરવરદેગારનાં હજારોહજાર કે ઘણે લાંબે વખતે, આ બાજ ધરણાના અવસ્તાની પવિત્ર કેતાબ, પાવમહલનાં ક્રિયાકામો સાથે, પહેલીજ વખત શુદ્ધ ઉચ્ચારમાં તેને લગતા ખુલાસાઓ સાથે બહાર પાડવાની મારી નેમ બર આવી છે.

આ કેતાબમાં આપણી "પાવમહલ"ને લગતી ક્રિયાઓનું વર્ણન આપવામાં આવ્યું છે. 'પાવમહલ'ની ક્રિયા એટલે જે ક્રિયાઓ પાક (**પાવ**) મકાનો જેવાં કે દરેમેહેર, આતશ-કદેહ જેવાં મકાનો (**મહલ**)માં કરવામાં આવે તે. આ 'પાવ-મહલ' શબ્દને બદલે નવસારીવાળા મરહુમ રૂહશાદ દસ્તુરજી એરચજી સોહરાબજી મેહેરજીરાણા "**પાવી–અમલ**" બોલો વાપરે છે. 'પાવી–અમલ'ની ક્રિયાઓનો અર્થ ત્યારે આ કે જે જગ્યાએ મોટી પવિત્ર ક્રિયાઓનો 'અમલ' થાય યાને કે તેવી ક્રયાઓ કરવામાં આવે તો ત્યાં 'પાવી' કરવી યાને કશ ખેંચવા કે જેમ કરવાથી તેટલી ઘેરી લીધેલી જગ્યાની ચોકખાઇ અને પવિત્રાઇ નક્કિ થાય છે, અને યોજ-દાથ્રેગર મોબેદો તેવી પાવી કાઢેલી જગ્યામાં બેસીને ક્રિયા કરે છે. જ્યાં પાવીઓની હદ દોરેલી હોય તે હદ ઓળંગીને જો કોઇપણ અલફાતુ શખ્સ અંદર જાય તો તે પાવીઓથી નક્કિ કીધેલી ચોકખાઇવાળી જગ્યા "અવાવ" (યાને ચોકખા નહિ એવી) કહેવાય અને તેથી તે ક્રિયા કીધેલી રદ ગણાય છે.

આવી "પાવ-મહલ"ને લગતી ક્રિયાઓની પવિત્ર કેતાબો જવલેજ બહાર પાડવામાં આવે છે. અને છેલ્લી કેતાબ એર્વદ દીનશાહજી ગેદલજી કરકરીઆએ ઇસ્વી સને ૧૯૧૭ માં બહાર પાડી હતી. તે બેહદીન સાહેબ દાદાભાઇ કાવસજીની પવિત્ર કેતાબમાંથી ઉતારવામાં આવી હતી, કે જે અસલ કેતાબ પણ મરહુમ વિદ્વાન દસ્તુરજી એરચજી સોહરાબજી મેહેરજીરાણાએ લખી હતી એમ ધારવામાં આવે છે.

અલબતાં આવાં પવિત્ર દીની પુસ્તકોમાં, આપણે આપણાં અસલથી ચાલતા આવેલાં ક્રિયાકામોનો ફક્ત ઉતારોજ કરી શકીએ છીએ. જરથોસ્તી ધર્મનાં ક્રિયાકામો

ઉપરનાં અમારા આથ્રવન ટોલાના ચુસ્ત એતેકાદને લીધે, કોઈની કશી મજાલ નથી કે પવિત્ર દીની ક્રિયાકામોનાં ભણુતરમાં ફેરફાર કરી શકે. લગભગ અગીઆરસો વર્ષ પૂર્વે, ઇરાનના વડા દસ્તુર માનુશ્ચહેર બીન ગોશ્નજમ, પોતાના ભાઇના એક ખોટા ફ્ટવાને વખોડી નાંખતા જણાવે છે કે "........એટલા માટે મોબેદો તથા બેહદીનોની ફરજ છે કે આ ભલા પેશાની, તેમજ બીજી દીની તરીકતોની વ્યવસ્થા કરીને તેની પાયદારી માટે યત્ન કરવો. દીનના કાયદા પ્રમાણે સ્થપાયલી એક રૂઢી કોઇએ પોતાના તરંગ પ્રમાણે ફેરવવી સજાવાર નથી. દરેક ક્રિયા, પછી તે બરશ્નુમની અથવા હરકોઇ હોય—એવી રીતે કરવી કે તે દીનની સાબેતી સાથની, દસ્તુરોની ગવાહી સાથની તેમજ રવાંનને છુટકારો આપનારી હોય........" (વધુ માટે જુઓ એર્વદ બ. ન. ધાભરની કેતાબ—દસ્તુર માનુશ્ચહેરનાં બરશ્નૂમ બાબેનાં પત્રો). એટલે આ કેતાબમાં પણ ભણુતર ક્રિયાકામનો સરળ ઉતારો કરવામાં આવ્યો છે. ઇ. સને ૧૯૧૭ માં એર્વદ દીનશાહજી કરકરીઆએ પોતાનાં પુસ્તકમાં ખાહેશ દેખડાવી હતી કે "જે દીન આપણી પાસે સચવાયલી છે તેનો ફક્ત આ ઉતારો છે. આ કેતાબને હજીબી ઘણા સારા આકારમાં લાવવાની જરૂર છે. એમાં સુધારા વધારાની હું મોટી જરૂર જોઉં છું." હવે જ્યારે હાલમાં, અથોરનાનો માટે આવી એક કેતાબની માંગણી થવા લાગી છે ત્યારે મારા પુજ્ય શિક્ષક એર્વદ જીવનજી નસરવાનજી હમજીઆરે મને આ કેતાબ શુદ્ધ ઉચ્ચારમાં ઉતારવાને જણાવ્યું તેમજ કેટલાક ખુલાસાઓ આપવાને જણાવ્યું. જોકે મારો પહેલો વિચાર જંદ લીપીમાં લખવાનો હતો, છતાં આજના સંજોગોને આધીન થઇ ગુજરાતી હરૂફમાંજ ઉતારો કરવો પડયો છે. ખરેજ અફસોસની બીના છે કે, આથ્રવન ટોળો દિવસે દિવસે અવસ્તા—ઓ—જંદ લીપી સમજવાને બદલે દીનપર દીન અવસ્તાઓ જંદ લીપી વાંચવા લખવાનું વટીક છોડતો જાય છે.

મને નાનપણથીજ ધર્મ-પુસ્તકો વાંચવાનો શોખ વધુ પ્રમાણમાં હતો એટલે મારા વાંચવામાં જે પુસ્તકો આવ્યાં હતાં, તેમાંથી આ કેતાબને અનુસરતા ઉતારાઓ ટાંકયા છે અને દરેક ખુલાસાવાર જણાવ્યા છે. તે કેતાબોનાં કર્તાઓનો ઘણો અહેશાનમંદ થયો છું અને તેઓનો ઉપકાર માનવાની આ ટકે રજા લઉં છું.

આ કેતાબનો પહેલો ભાગ, સર જમશેદજી જીજીભાઇ જરથોશ્તી (અવસ્તા—પહેલવી) મદ્રેસાના મારા બાહોશ શિક્ષક મી૦ ખુદાબક્ષ એદલજી પુનેગરને તપાસવાને માટે આપ્યો જે વાંચી એઓએ મને ઘણું ઉત્તેજન આપી જણાવ્યું કે કોઇ લાયક આથ્રવન જે ક્રિયા—માર્ગ જાણનાર ધર્મ-અભ્યાસી હોય તેવાને તપાસવાને માટે આપવું. વધુમાં એઓ તરફથી તથા એર્વદ જીવનજી ન. હમજીઆર તરફથી, એર્વદ બમનજી ન. ધાભરનેજ એ બાબે જણાવવા સલાહ મળી. એર્વદ ધાભર માટે અત્રે જેટલું લખીશ એટલું થોડુંજ ગણાશે. એઓએ મારી કેળવણીના બાબમાં ઘણો ઉત્સાહ લીધો હતો અને લે છે. વળી આ કેતાબ તપાસવાનું જણાવતાં, એઓએ જણાવ્યું કે "તમારે ખાતર તો શું, પણ મોબેદ ભાઇઓનાં હાથમાં આવું એક પુસ્તક જાય તેટલા માટે હું બનતું કરીશ." મોબેદ—વર્ગ તરફ

એઓની જેટલી લાગણી અને માન છે તે કોઇથી પણ અંજાણ નથી. એઓએ આ કેતાબ તપાસી છે, સુધારા વધારા કર્યા છે, પ્રુફો વગેરે વાંચ્યા છે, બલકે આ કેતાબમાં જીવ મૂકયો છે એમ કહેવું વધુ પડતું નહિજ લેખાશે.

એઓ સાહેબના જેવા અથંગ ધર્મ-અભ્યાસીએ, આથ્રવન-ટોળા પ્રત્યે તથા જરથોશ્તી ધર્મના પુસ્તકોના ઉલ્લેખ કરવા પાછળ કોમ ઉપર કીધેલા અનહદ ઉપકારનાં બદલામાં "ફુલ નહિ, તો ફુલની પાંખડી"ની કહેતી અનુસાર, આ પૂસ્તક, **એઓની જાણ કે રજા વિના** એઓ સાહેબને અર્પણ કરતાં એટલીજ દુઆ બંદગી ગુજારૂં છું કે પાક પરવરદેગાર એઓને લાંબી જીંદગાની બક્ષે, અને પોતાના જ્ઞાનનો લહાવો સર્વેને આપતા રહી, લાયક અથોરનાનો બહાર પાડતા રહે! આ નાચીઝ સેવકની એ દુવા તે કીર્તાર આમીન કરે! એમની રજા વિના લેવામાં આવેલાં આ પગલાં તરફ એઓ સાહેબ મોટા દીલથી જોશે એવી મારી વિનંતી છે.

આ કેતાબનો દિબાચો જાણીતા ધર્મ-અભ્યાસી સ્કોલર દસ્તુરજી સાહેબ કેખશરૂ માહીયાર કુતાર દસ્તુર દારબ પાહલનનાં એમ. એ. એ, પોતાની અનેક રોકાણો છતાં લખી આપ્યો છે તે માટે એ દસ્તુરજી સાહેબનો હું ઘણો અહેશાનમંદ થયો છું.

એર્વદ રૂસ્તમ દસ્તુરજી દીનશાહજી દસ્તુર મેહેરજીરાણા તથા મી. હોમી ફ. ચાચા, બી.એ. (મુલ્લાં-ફીરોજ મદ્રેસાનાં ઑ. શિક્ષક સાહેબો)એ કેટલીક કિંમતી સુચનાઓ આપવા સાથ, જે બીનસ્વાર્થી સહાયતા આપી છે તે માટે એઓ સાહેબોનો પણ ઉપકાર માનું છું. તેમજ એર્વદ જીવનજી ન. હમજીઆરે લીધેલી મહેનત માટે પણ એઓનો ઉપકારી થયો છું. વળી મી. હોશંગ તેહમુરસ્પ અંકલેસરીઆએ, પોતાના અનુભવોને આધારે, આ કેતાબ છાપવા માટે જે જે કિંમતી સલાહો શરૂઆતથીજ આપી હતી તે માટે, તથા એઓએ લીધેલી ઘણીક તકલીફ માટે એઓનો પણ ઉપકાર માનું છું.

સેવટે, કમતરીન સેવક, ભલી રાસ્ત દીનનાં તમામ દાનાવ અને ફાજેલ વાંચક લોકોથી એ ઉમેદ રાખે છે કે આ કેતાબ મધે કોઇ ઠેકાણે, કાંઇપણ ખતા યા ભૂલચૂક દેખાય, તેને મેહેરબાનીની રાહે, ખુબીભરેલી કલમે કરી શુદ્ધી કરે; અને કાંઇક સુધારો કરવો જરૂરીજ હોય તો મારી પર લખી જણાવવે, ઘટતો સુધારો બીજી આવૃતીમાં કરવાની હું ઉમેદ રાખું છું.

લી. કર્તા.

બાઇ હી. નો. મુલ્લાં અંજુમન દરેમેહેર,<br>
નાગપુર રોજ ૧-૧૨-૧૩૦૭ ય. જ.,<br>
તા૦ ૨-૮-૧૯૩૮ ઇસ્વી.

# જરથોશ્તી ધર્મના ક્રિયાકામોની અગત્યતા અને તેઓનાં પુરાતનપણાં બાબે બે બોલ.

કમ-નસિબે જરથોશ્તી ધર્મના ક્રિયાકામો ઉપરથી કેટલાકોનો એતેકાદ હલકો પડતો જતો હોવાને લીધે અત્રે એ બાબદ ઉપર એક બે બોલ લખવાની જરૂરીઆત અ-સ્થાને લેખાશે નહિ.

જરથોશ્તી ધર્મનાં શિક્ષણ મુજબ દાદાર અહુરમજ્દે આ ગેતી અને પેલી મીનોઇ એ પ્રમાણે ૨) આલમો બનાવી છે. ગેતીની આલમની પેદાયશોમાં માણસો, જાનવરો, ઝાડપાનો વગેરે આવે છે. મીનોઇ આલમની પેદાયશોમાં અમેશાસ્પંદો, યજ્દો, ફરોહરો વગેરે મીનોઇ શક્તિઓ ઉપરાંત, ગુજર પામેલાંઓનાં રવાનો આવે છે. 'નામ સેતાએશ્ને' પ્રમાણે ગેતીની તમામ પેદાયશોમાં માનવી સૌથી ચઢતે દરજ્જેની પેદાયશ ગણાય છે, અને બીજી તમામ ગેતીની પેદાયશોનો વહિવટ કરવાને માટે ખુદાએ માણસજાતને પેદા કર્યાં છે. આપણા ધર્મની માન્યતા મુજબ મીનોઇ દુનિયાની અમેશાસ્પંદો, યજ્દો અને ફરોહરો જેવી મીનોઇ શક્તિઓ અણદીઠ રીતે ગેતીની દુનિયાની જુદી જુદી પેદાયશો પર દેખરેખ રાખી, તેઓની વૃદ્ધિ કરે છે. માનવી પોતાની બંદગી અને ક્રિયાકામો વડે મીનોઇ શક્તિઓની મદદ અને આશિર્વાદ આ ગેતીની દુનિયામાં ખેંચી લાવી, તમામ પેદાયશોને આબાદ કરવાના તેઓના કામમાં મદદ આપે છે. આ આપણા કહેવાને તીર યશ્તના ૬) થા કરદામાં આવેલા તેશ્તર તીર અને 'અપઓષ' દેવ વચ્ચેની લડાઇનાં અલંકારિક વર્ણનથી ટેકો મળે છે. ત્યાં કહે છે, કે વરસાદ લાવનાર તેશ્તર તીર અને વરસાદનાં વાદળાંને બાળી નાંખી પાણીની તંગી લાવનાર 'અપઓષ' દેવ વચ્ચે ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી લડાઇ થાય છે. તેશ્તર તીર 'અપઓષ' દેવને આજેજ કરવાને નિષ્ફળ થાય છે, ત્યારે અહુરમજ્દ આગળ ફરિયાદ કરે છે, કે **માણસો મને યજશ્ને વડે ઇજતા નથી,** તેથી હું વરસાદ લાવી આર્યન દેશોને આબાદ કરી શકતો નથી. આ પછી અહુરમજ્દ તેશ્તર તીરને મદદ પહોંચાડે છે, અને ત્યાર પછીની 'અપઓષ' સાથની લડાઇમાં તીર યજ્દ ફત્તેહ પામે છે. ફત્તેહની ખુશાલીમાં તીર યજ્દ આર્યન દેશો તરફ વરસાદ મોકલે છે, અને તમામ દેશોમાં આબાદી પંથરાય છે. આ તીર યશ્તનું અલંકારિક વર્ણન આપણા ધર્મની જશન, યજશ્ને, બાજ વગેરે ક્રિયાઓની ખુબી દેખાડે છે, અને સમજાવે છે, કે કેવી રીતે માનવી મીનોઇ શકિતઓનાં આશિર્વાદ પોતાની બંદગી અને ક્રિયાકામો વડે ગેતીની આ દુનીયામાં પાંથરવાને શકિતવાન થાય છે. આ પ્રમાણે ક્રિયાકામો ગેતી અને મીનોઇ વચ્ચેનો સંબંધ જોડી, મીનોઇનાં આશિર્વાદો ગેતીની દુનિયામાં પાંથરવાનાં એક ઉત્તમ સાધન તરીકે અગત્યનો ભાગ ભજવતાં રહ્યાં છે. દરેક ધર્મ ક્રિયાકામોની અગત્યતા પીછાણે છે, અને તેથી દરેક ધર્મમાં તેનાં મતો અને એતેકાદો મુજબની ક્રિયાઓ ધર્મના એક અગત્યના ભાગ તરીકે જોવામાં આવે છે.

દાખલા તરીકે, જરથોસ્તી ધર્મનો મત અને એતેકાદ એ છે, કે એક માણસનાં ગુજરવા બાદ ચેહારમની બામદાદે તેનાં રવાનનો ઇન્સાફ થાય તે દરમિયાન ત્રણ દિવસ સુધી રવાન આ દુનિયામાંજ રહે છે, અને તે દરમિયાન સરોશ યજદ તે રવાનની પાસબાની કરે છે. એક જરથોસ્તીનાં મરણ પાછળ પહેલા ત્રણ દિવસ સરોશની હતુમનથી બાજ, યજશ્ને, ધુપનીરંગ વગેરે ક્રિયાઓ થાય છે, તે ઉપલાં મત અને એતેકાદને અનુસરીને થાય છે. એ રીતે એક ધર્મનાં ક્રિયાકામો તે ધર્મનાં મતો અને એતેકાદોને વ્યવહારૂ રૂપ આપનાર સાધનો છે, અને તેથીજ ક્રિયાકામ વગર કોઇપણ ધર્મ હોઇ શકેજ નહિ. ધર્મનાં ક્રિયાકામો ધર્મનાં મતો અને એતેકાદોને ધર્મ-પુસ્તકોમાંથી બાહાર કાઢી, તે ધર્મનાં પાળનારાઓની નજર સન્મુખ રજુ કરી, ધર્મનું વ્યવ્હારૂ (Practical) જ્ઞાન આપવાનું ઉત્તમ કામ બજાવે છે. વળી જેમ દુન્યવી કામકાજમાં આપણે આપણી અંતરની લાગણીઓ આપણી આજુબાજુના મનુષ્યો તરફ જાહેર કરવાને માટે અમુક નિશાનીઓ અને ક્રિયાઓનો ઉપયોગ કર્યે છીએ, તે પ્રમાણે માણસની પોતાનાં પેદા કરનાર તરફની, તથા તેની ભલી મીનોઇ શકિતઓ તરફની, તથા પોતાનાં વહાલાં ગુજર પામેલાંઓ તરફની અંતરની લાગણીને ફક્ત શબ્દોનીજ બંદગીથી રજુ કરવામાં સંતોષ નહિ માનતાં, તે માટે જાહેર પડતી નિશાનીઓ અને ક્રિયાઓથી તે રજુ કરવાનું વાજબીપણું તમામ પ્રજાઓ સ્વિકારતી આવી છે. ધર્મક્રિયાઓ એ કાંઇ ધર્મનું કોટળું નથી, પણ ધર્મનો કિલ્લો છે, કે જે એક ધર્મની જીંદગીને ટકાવી રાખીને, તે ધર્મને તેનાં પાળનારાઓનાં જીવનમાં ઉતારવામાં મદદ રૂપ થઇ પડે છે. જે જરથોસ્તીઓ પોતાના બુલંદ ધર્મની ક્રિયાઓની અગત્યતા પીછાણતા નથી, તેઓને પ્રોફેસર દારમેસ્ટેટરના શબ્દો યાદ આપવાની જરૂર છે. એ વિદ્વાન કહે છે કે, "The understanding of the Yasna rests, not solely on the text which, by itself, is not enough for revealing the secret which it conceals, but on the ceremonial." યાને "યજશ્નેના ભણતરને સમજવાને માટે તે ભણતી વેળા થતાં ક્રિયાકામો સમજવાની જરૂર છે, કારણ કે ક્રિયાકામ વગર ભણતરમાં આવેલી બાબતો સમજી શકાય એમ નથી." ધર્મ ક્રિયાની આવી અગત્યતા પીછાણીનેજ જરથોસ્તીઓએ હજારો વર્ષથી ચાલતી આવેલી પોતાની પુરાણી અને માન પામેલી ધર્મ ક્રિયાઓને સાચવી રાખી છે, અને એ સાચવવાના પ્રતાપેજ અનેક હાંડેસાઓ છતાં જરથોસ્તીઓ પોતાનાં ધર્મને આજસુધી ટકાવી રાખી શકયા છે.

હાલમાં કેટલાંક જરથોસ્તીઓ ધર્મ ક્રિયાઓને હસી કાઢી, તે તરફ વસવસો ઉત્પન્ન થાય તેવી હકીકતો રજુ કરી, જરથોસ્તીઓનાં આકીનને ડામાડોળ કરે છે, તેઓએ જાણવું જોઇએ, કે હાલમાં આપણામાં જે ક્રિયાકામો જાયજ છે તે ક્રિયાકામો આપણાં ધર્મ-પુસ્તકો અને અવસ્તાની બંદગીઓ જેટલાંજ પુરાણા છે, અને તે ઘણાં પુરાતન જમાનાથી ચાલતાં આવ્યાં છે. ખુદ ગાથામાં યજશ્ન, દરૂન, આફ્રીન્ગાન વગેરે ક્રિયાઓનાં ઇસારાઓ મળે છે. યજશ્નેના હા ૩૩ માના ફકરા ૭ મામાં જરથોસ્ત સાહેબ નેમાજ સાથની ભેટો વિષે યાને ક્રિયાની ભેટો સાથની

બંદગી વિષે અહુરમજ્દ તરફથી જાણવા ઇચ્છે છે. એજ હાના ફકરા ૮ મામાં જરથોશ્ત સાહેબ 'યરનેમ' યાને યજશ્ને, 'સ્તઓસ્યા વચાઓ' યાને સ્તુતિનાં કલામો, અને 'દ્રઓનો' યાને દરૂનની ક્રિયાઓની મતલબ (અરેથા) જાહેર કરવાને દાદાર અહુરમજ્દને અરજ કરે છે, કે જેથી કરીને તેવણ સાહેબ તે ક્રિયાઓ માણસોમાં ચાલુ કરે. યજશ્નેના હા ૩૪ માંના ફકરા ૩ જામાં 'મ્યજ્દ' યાને ક્રિયામાં રજુ થતી ભેટને યાદ કરી, તે દાદાર અહુરમજ્દને અને 'અષ'ને અર્પણ કરવાનું જાહેર કરવામાં આવે છે. હાલમાં આપણી અંદર જે આફ્રીન્ગાનની ક્રિયા થાય છે, તે મ્યજ્દ અર્પણ કરવાની ક્રિયા તરીકે ઓળખાય છે, અને યજશ્નેના હા ૩૪ માના ૩ જા ફકરામાં તેવી ક્રિયાનો ઇસારો મળે છે. આ ઉપરથી દીનદાર જરથોશ્તીઓ જોઇ શકશે, કે હાલમાં જે ક્રિયાઓ જરથોશ્તી ધર્મની ક્રિયાઓ તરીકે આપણી વચ્ચે ચાલુ છે, તે ક્રિયાઓનો ઇસારો ખુદ ગાથામાં જરથોશ્ત સાહેબના મુખ-વચનોમાંથી પણ મળે છે. વળી હાલમાં આપણી અંદર બરૅસ્મન અને હોમને લગતી ક્રિયાઓ થાય છે, તે તો જરથોશ્ત સાહેબનાં જમાનાની અગાઉ પેશ-દાદી જમાનામાં પણ ઇરાનીઓમાં જાએજ હતી, એમ યશ્તોનાં લખાણો ઉપરથી માલમ પડે છે. વિસ્પરદના કરદા ૧૦ મામાં પત્થરની અને લોખંડની હાવનીમને તથા જોરની રકાબીને તથા હોમ ગાળવા માટેના વરસને (યાને ક્રિયામાં વપડાતા બાલને) યાદ કરવામાં આવે છે, અને એ રીતે હાલની જરથોશ્તી ક્રિયાઓમાં વપ-ડાતા આલાતોના પુરાતનપણાંની તે ઉત્તમ ગવાહી પુરી પાડે છે. આતશ નીઆએ-શમાં જણાવવા મુજબ જે શખ્સ હાથમાં અએરમ સાથે, હાથમાં બરૅસ્મન્ સાથે, હાથમાં જીવાંમ (યાને ક્રિયામાં ઇજાયલાં દૂધ) સાથે, અને હાથમાં હાવનીમ સાથે આતશના મીનોને આરાધે, તેને તે મીનો ઉત્તમ સુખ બક્ષે છે. આ પ્રમાણે અવ-સ્તાનાં ભણતરોમાં જગેજગ ક્રિયાનાં આલાતોની જે યાદ થઇ છે, તે દેખાડે છે, કે જરથોશ્તીઓમાં જે ધર્મ ક્રિયાઓ હાલમાં કરવામાં આવે છે, તે ક્રિયાઓ કાંઇ મોબેદોએ પોતાના પેટને ખાતર ઉભી કરી નથી, પણ તે ક્રિયાઓ હજારો વર્ષથી જરથોશ્તીઓમાં જાએજ છે. હાલમાં યજશ્નેની ક્રિયા કરતી વેળા મોબેદો આતશનાં ખુવાનને પાવ કરે છે. તેવીજ ખુવાન પાવ કરવાની ક્રિયા કરતા જરથોશ્ત સાહેબને યજશ્નેના હા ૯ માનાં 'આતરેમ્ પઇરિ-યઓજ્દથેન્તેમ્', એ શબ્દોમાં દેખાડયા છે. વંદીદાદની ત્રીજી પરગરદમાં પહેલી કઇ જગા ઘણીજ ખુશાલ છે, એ સવાલનો જવાબ આપતાં જણાવવામાં આવે છે, કે "જે જગાની ઉપર ખચ્ચીત અશો માણસ હાથમાં એસમ લઇને, હાથમાં બરસમ લઇને, હાથમાં જીવાંમ લઇને, તથા હાથમાં હાવનીમ લઇને દોસ્તથી તથા દીનના વચને કરીને 'મિથ્રેમચ વોઉરૂ-ગઓયઓઇતીમ્' બોલતો તથા 'રામચ ખાસ્ત્રેમ્' ભણતો ચાલે, તે જમીન ખુશાલ છે." આ ફકરામાં દરેમહેરની જગાનો ઇસારો આવેલો છે, કે જ્યાં યોજ્દાથ્રેગરીની ક્રિયાઓ થાય છે. યજશ્ને, વિસ્પરદ અને વંદીદાદના ભણતરોમાં જગેજગ ક્રિયાના આલાતોનાં નામો આવે છે, અને આપણે જાણીએ છીએ, કે યજશ્ને, વિસ્પરદ અને વંદીદાદનાં ભણ-તરો જરથોશ્ત સાહેબનાં ૨૧) નસ્કોનાં બચી રહેલા નસ્કનાં ભાગો છે. આ ઉપરથી જરથોશ્તીઓમાં ચાલતી ધર્મ ક્રિયાઓ કેટલા પુરાણા કાળથી એક સરખી હાલતમાં

ચાલતી આવી છે, તે સહેજે સમજી શકાય એમ છે. ડૉ૦ હાઉગ નામનો વિદ્વાન, કે જેણે અવસ્તા અને વેદીક ધર્મનો અભ્યાસ કર્યો હતો, તે જરથોશ્તી ધર્મની ક્રિયાઓનાં પુરાતનપણાં બાબે લખે છે, કે "જરથોસ્તી ધર્મની ક્રિયાઓ બ્રાહ્મણોના વેદીક ધર્મની ક્રિયાઓ જેટલીજ પુરાણી છે, અને તે ક્રિયાઓ સાથે કેટલુંક મળતાપણું ધરાવે છે."

પહેલવી દીનકર્દમાં અવસ્તાનાં ૨૧) નસ્કોમાં આવેલી બાબતોનું સાંકળ્યું આપ્યું છે. 'પાજગ નસ્ક'માં આવેલી બાબતોનું સાંકળ્યું આપતાં દીનકર્દ જણાવે છે, કે એ નસ્કમાં "આતશ અને પાણી માટે જોરની, તથા યજશ્નેની ક્રિયા, તથા ગાહમ્બારની ક્રિયા–"ની હકીકત આવેલી હતી.[1] એજ નસ્કમાં "ફ્રવરદેગાનનાં દિવસોમાં અશો ફ્રરોહરોની યાદ, આરાધના અને ખુશ્નુદીને માટે શું શું ક્રિયાઓ જરૂરી છે" તે બીના આવેલી હતી.[2] 'રતુ–દાત–હઇતગ નસ્ક' કે જેમાં રિવાજો અને કાયદાઓ જે દીનને લગતા અને ફરજીયાત છે, તથા જે અમલમાં મૂકવાજ જોઇએ, તેની બીના આવેલી છે, તેમાં "યજદોની સેતાયશમાં થતી ક્રિયાઓ અને વપડાતા આલાતો"ની હકીકત આવેલી હતી.[3] 'કશ્કી સ્રૂબ નસ્ક'માં "ફરેસ્તાઓની યજશ્નેની ક્રિયાનું વર્ણન" આવેલું હતું.[4] વળી દીનકર્દનાં વૉલ્યુમ ૧૬ માં ઉપરથી માલમ પડે છે, કે જરથોશ્ત સાહેબનાં ૨૧) નસ્કોમાંનું એક નસ્ક 'હુસ્પારમ' નામે હતું. આ 'હુસ્પારમ' નસ્કનો એક આખો વિભાગ 'નીરંગસ્તાન' નામે જણાયલો હતો, જેમાં "દીની ક્રિયાઓની સમજણ અને ખુલાસો" આપવામાં આવ્યો છે.[5] આ નીરંગસ્તાન કેતાબ પહેલવી ભાષામાં આજે પણ આપણી પાસ જળવાઇ રહી છે. દીનકર્દ ઉપરાંત પહેલવી સાહિત્યની બીજી અનેક કેતાબોમાં ધર્મ ક્રિયાઓની અગત્યતા બાબે અનેક ઇસારા આવેલા છે. 'દાદેસ્તાને દીની'ની ૪૭ મી પુસેશના જવાબમાં દસ્તુર માનુશ્ચેહર "ક્રિયાઓમાં વપડાતા આલાતો, દરેક આલાતની ખુબી અને મતલબ, ક્રિયાઓ કરવાની નેમ અને તેથી થતા ફાયદા" વગેરે બાબતો ઉપર જે ઘણું સુંદર વર્ણન કરે છે, તેની અત્રે ટુંકમાં નોંધ લેવી ઠીક થઇ પડશે.

"આરાધના અને તે મધેની ખાલેસીથી કીધેલી ક્રિયાથી અહુરમજ્દ તથા અમેશાસ્પંદોને મોટી ખુશાલી છે...... સારા વરસાદનાં વરસવાનું વધવું, તથા

---

૧ [illegible]
(દીનકર્દ–વૉલ્યુમ ૧૫ મું, પ્રકરણ ૬ ઠું, પાનું ૧૨ મું.)

૨ [illegible]
(દીનકર્દ–વૉલ્યુમ ૧૫ મું, પ્રકરણ ૬ ઠું, પાનું ૧૪ મું.)

૩ [illegible]
(દીનકર્દ–વૉલ્યુમ ૧૫ મું, પ્રકરણ ૭ મું, પાનું ૧૭ મું).

૪ [illegible]
(દીનકર્દ–વૉલ્યુમ ૧૫ મું, પ્રકરણ ૯ મું, પાનું ૨૧ મું).

૫ [illegible]
(દીનકર્દ–વૉલ્યુમ ૧૬ મું, પ્રકરણ ૨૮ મું, પાનું ૧૮ મું).

વનસ્પતિનું ઉગવું, અને જેહાંનની આબાદાની થવી, અને હૈયાતી ભોગવનારાઓની દરોસ્તી ભરેલી હાલત, અને ફ્રશોગર્દને ચાલુ થવાના વખત સુધી ખલકતનું અમર્ગ રહેવું—એ સઘળું આરાધના કરવાથી થવાનું કહેલું છે, તેબી કારણસરનું છે...... જાણવું કે, આ જેહાંનને લગતી અક્કલમાં નથી, અને જે કાંઇ કે આ જેહાંનને લગતી અક્કલથી જાણી શકાતું નથી, તે અણદીઠ પેદાયશ તથા અણદીઠ કારોબાર આ જેહાંનને લગતાઓને દેખાડવાને તથા વાકેફ કરવાને માટે દીન છે, કેમકે આ દુનિયાની વાકેફીને લગતું સઘળું જો કે આ જેહાંનને લગતાઓથી આ જેહાંનની અક્કલની મારફતે જાણી શકાય છે, પણ તે (દીન)નું ખરેખરૂં અને બરાબર જ્ઞાન મેળવવાનો ગવાહ તે મીનોઇ 'જોર' (ક્રિયાનો સામાન)થી છે......ભલાઓ (જેમાં યજ્દ અમેશાસ્પંદો) સેતાયશ કરવાને લીધે જેહાંનને યારીએ પહોંચે છે; તે આતશનાં મુકામમાં તે આરાધના કરનારાઓની જગાને—જેમકે જોતીની પોતાની જગા 'ઉર્વીસગાહ' છે તેને, અને તે જોતીની સાથે કામ કરનારાઓની જગા જેમકે, 'આતશ નગરીહા' છે તેને—પાક કરવી; અને પાક પાણી રેડવું; અને તે આરાધના કરવાના આલાત, કે જે તે 'ષષ્ગામ' (છ) ઓજાર છે—ગામજીવામ, હોમ, આતશ, અયોખ્શસ્ત (ધાતુ), પાણી, અને ઉર્વર—તેઓને આરાધના કરનાર આદમીએ પોતાની સાથે ખાલેસીથી લઇ જવા. તે પત્થરનાં 'ઉર્વીસ'ને તથા ધાતુની 'હાવન' તથા 'અવર—હાવન'ને તથા 'તશ્તા'ને તથા 'માહરૂએ'ને આગલા પગની તરફથી પકડીને પવિત્ર પાણીથી પાવ કરવાં. રોશન આતશને પાક આતશદાન ઉપર મુક્કી, તપાસેલી અને સોજી કાઠીથી સળગાવીને સફાઇ બક્ષનારી 'હદાનેપત' ઓવર્રની ધુપ તેનાં પોતાનાં વખત ઉપર (એટલે જે જે ભણતી વખતે આતશ ઉપર એસમ—બોય મૂકવી જોઇએ તે તે વખત ઉપર) મૂકવી. પવિત્ર પાણીને દીનને લગતા સખુન સાથે બોલવાની ક્રિયા સાથે છાંટવું (ઉર્વીસને પાવ કરવું). ધાતુની પવિત્ર જામ (વાટકીઓ) સાથે ખુબીથી ઉગેલો 'હોમ,' કે જે જેહાંનમાં સૌથી ચઢતી અંજમતવાળો છે અને કે જેથી જરથોશ્તની ઉત્પત્તિ થઇ હતી, અને તે વગર એબનો સફેદ 'ગોકરન' નામનો હોમ, કે જેથી ફ્રશોગર્દમાં બેમર્ગી થવાનું જાહેર છે. તથા તેને દેવોની આલુદગી તથા ધારતી નથી, તેને 'ઓવર્રામ'ના 'હદાનપત ઓવર્ર' તથા 'ગોશોદો' સાથે, તેઓની પોતપોતાની જગાએ મૂકવાં. તે ઓવર્રની બનાવેલી બરસમને ઓવર્રના બનાવેલા બંધથી કુસ્તીની જગાએ (યાને વચમાંથી) 'અઇવ્યાઓંઘ્હન'નાં ગાંઠથી બાંધીને ધાતુના 'માહરૂએ' સમારેલો હોય છે તે ઉપર બીછાવવી (મૂકવી)....પેલા જોતીએ 'માંથ્ર'ને લગતા સખુનોથી 'આતશગાહ' (આતશનાં ખુઆંન)ને આસપાસથી પાક કરવું. યજદાંની સેતાયશ કરવા સાથે 'જોતીગાહ' (જોતીની બેઠક) તરફ જવું. તેણે ત્યાં જઇને રોશ્નીઓનાં તુર (ખુરશેદ—મેહેર)ની તરફ ફરવું, અને મદદે બોલાવવા લાયક યજદો તથા ફ્રરોહરોનું મનન કરવું...આરાધનાની અંદર ઘણીએક ક્રિયા અને અલામતો દેવોને હરાવનાર તથા દુ:ખી કરનાર અને યજદોને મદદે બોલાવનાર તથા ખુશ કરનાર મીનોઇ કૌવતની જાહેર થએલી છે. જેમકે, તે પાક હોમ, કે જે દીનની ક્રિયાઓ સાથે ચાર 'જોર'માં સાથે કૂટવામાં આવે છે, તે ચાર ભલી

દીનવાલા પેગામ્બરોને થવાની અને જન્મવાની નીશાન બતાવે છે, કે જેઓમાંથી આરાધેલાં ફરોહરનો જરથોશ્ત થઇ ગયો અને હોશેદર, હોશેદરમાહ અને સોષ્યોશ થવાના છે. જેમકે, તે ધાતુની બનાવેલી હાવનીમ, કે જે હોમ કુટવાનાં કામમાં ઠોકવામાં આવે છે અને અવસ્તા ભણુવા સાથે જેનો અવાજ કરવામાં આવે છે (માને વગાડવામાં આવે છે), તે આપણી મનશ્ની, ગવશ્ની અને કુનશ્નીને તેઓની સાચ્ચી પેગામ્બરી આ જેહાનમાં પહોંચવા વિષેની યાદ આપનાર છે. તે ભલી ક્રિયા, જે પાણીમાં ત્રણુવારથી (જોર) કરવામાં આવે છે, તે ખોરેહમંદ પાણીને લેવાની, વરસાદ વરસાવવાની, અને તે વરસાદ વરસાવવાથી તંદરોસ્તી આપવાની નીશાન દેખાડનાર છે. તે પવિત્રાઇનું દૂધ, કે જે ખોરેહમંદ ક્રિયાથી પવિત્ર ગોસ્પંદોમાંથી લઇને એ હિસ્સામાં વહેંચવામાં આવે છે, તે પેલાં બુઝોર્ગ ખોરેહમંદ દૂધની નીશાન દેખાડનાર છે."

જરથોશ્તી ધર્મ ક્રિયાઓની અગત્યતા તથા પુરાતનપણાં વિષે આપણે ટુંક તપાસ કરી છે અને હવે આપણે છેવટે યાદ રાખીશું, કે ધર્મ એ કાંઇ માત્ર નીતિના કાયદાઓનો સંગ્રહ નથી, અને પેગામ્બર એ કાંઇ માત્ર નીતિના કાનુનો શીખવનાર નીતિ શિક્ષક નથી. ધર્મ એ તો માનવીને તેની તમામ કુદરત તરફની જવાબદારીનું ભાન કરાવનાર અને ઇન્સાનના અંતરઆત્મા અને પરમાત્મા વચ્ચે સંબંધ સ્થાપનાર એક ઉમદા સાધન છે. નીતિના શિક્ષણો એ દરેક ધર્મનો અગત્યનો ભાગ છે ખરો, પણ તે નીતિના શિક્ષણોને માનવીનાં જીવનમાં ઉતારી, માનવીમાં રહેલી અસંખ્ય એબો અને ખામીઓને દૂર કરી, માનવીનાં જીવનને સંપૂર્ણતાની ટોંચે ચઢાવવા માટે ધર્મ શીખવનાર પેગામ્બર માનવીની નજર સામે અનેક સિદ્ધાંતો અને આદર્શો રજુ કરે છે, અને તે આદર્શોને પહોંચવાને માટે દરરોજની જીંદગીમાં બજાવવાની નાની નાની ક્રિયાઓ તથા અમુક પ્રસંગો ઉપર બજાવવાની મોટી ક્રિયાઓ આપે છે, જે ઉપર અમલ કરવાથીજ માનવી પોતાનાં મન અને અંતઃકરણને શુદ્ધ અને ખાલેશ બનાવી પોતાની જીંદગીનો ફેરો સફળ કરવાને સામર્થવાન બને છે. વળી ક્રિયાકામોની બુલંદી પણ કાંઇ જેવી તેવી નથી. ગેતી અને મીનોઇ દુન્યાનો સંબંધ ટેકાવનાર ક્રિયાકામો કરવાની સરજત આપણા અથોરનાન સાહેબોની છે, અને તેઓ સમજી શકશે કે ક્રિયાકામ કરવાનો જે આધકાર તેઓ ભોગવે છે તે અતિ ઉત્તમ છે અને તેઓ તરફથી થતી ક્રિયાઓ ગેતી અને મીનોઇ આલમોમાં ઉત્તમ અસરો નીપજાવવા સરજાઇ છે. આ સઘળું તપાસતાં આ નાચીઝ સેવક એટલીજ દુઆ બંદગી ગુજારે છે કે હરેક ક્રિયાકામો સંપૂર્ણ આસ્થા અને ઉંડા ભક્તિભાવથી થાય કે જેથી મારા અથોરનાન ભાઇઓ પોતાના યજમાનો તરફનાં માન મરતબા અને વિશ્વાસ ધરાવી, આબરૂ દરકારથી પોતાનું ગુજરાન કરી મીનોઇના આશિર્વાદો પોતે મેળવે તેમજ કુલ જેહાન માટે મેળવવા ભાગ્યશાળી થાય!

લી૦ કર્તા.

# સાંકળયું.

પાનું.

પાનું.

પાનું.

પાનું.

---

# શુદ્ધિ પત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬ | ૯ | રીકે | રીતે |
| ૩૨ | ૧૭ | ચુકો છુંછો નાખે | છુંછો થુંકી નાખે |
| ૪૯ | ૭ | metallie wirc | metallic wire |
| ૧૪૩ | ૧૬ | ફ્રવષિમ્ | ફ્રવષીમ્ |

# બાજધરણાંના અવસ્તા અને બીજી પાવ મહલની ક્રિયાઓ

### કેટલાક ખુલાસાઓ સાથે

### (ભગરસાથ પંથના તરીકા પ્રમાણે)

## બરૅશ્નૂમ આપવાની ક્રિયા.

બરૅશ્નૂમની ક્રિયાની વિગત જાણવા આગમજ આપણને બરૅશ્નૂમ શબ્દનો અર્થ, તે લેવાની જરૂરિયાત અને લેનાથી થતા ફાયદાઓ જાણવાની આજના વખતમાં ખાસ જરૂર છે. આથી આપણામાં નવ-રાત્રીનું જે બરૅશ્નૂમ આપવામાં આવે છે, તે બરૅશ્નૂમ શબ્દનો ભાવાર્થ અને રહસ્ય નીચે મુજબ આપવામાં આવ્યું છે.

### બરૅશ્નૂમ શબ્દનો અર્થ.

અવસ્તા ભાષાના મૂળ ધાતુ 'બરૅજ઼' ઉંચુ કરવું, એ ઉપરથી 'બરૅશ્નૂમ' એ 'બરૅશ્નૂ' બોલની બીજી વિભક્તી એક વચનનુ રૂપ છે. એ માટે એનો અર્થ 'શિખર, મથાળું, ઉંચાઇ' એવો થાય છે. વંદીદાદની પર્ગર્દ ૮. ફ. ૪૦ અને પર્ગર્દ ૯. ફ. ૧૫ માં એક રીમન થયલા માણસને નહાતી વખતે "તેનાં માથાંના ઉપરના ભાગ ઉપર તુંને પાણી છાંટવું જોઇએ" (બરૅશ્નૂમ હે વઘ્ધનૅમ પઓઉરૂમ પઇતિ હિન્ચોઇશ) એવા શબ્દો આવે છે. એ ઉપરથી જો કે બરૅશ્નૂમનો અર્થ 'રીમન ઉતારવાની ક્રિયા' થતો નથી, છતાં બરૅશ્નૂમ બોલ પહેલો આવવાથી એ આખી ક્રિયાને "બરૅશ્નૂમ"ની ક્રિયાથી ઓળખવામાં આવે છે, જેનો અર્થ માથાંથી તે છેક નીચે સુધી પવિત્ર કરનારી ક્રિયા (purificatory bath) થાય છે.

બરૅશ્નૂમની માફક નાહન નાહવાની ક્રિયાને વંદીદાદની ૧૯ મી પર્ગર્દમાં "ક્સ્નન" કહે છે, જેનો અર્થ નહાન, સ્નાન, ધોવાન એમ થાય છે. આ પર્ગર્દમાં વંદીદાદની ૮ મી તથા ૯ મી પર્ગર્દની માફક માથાંથી પગ સુધી શરીરના દરેક અવયવ છુટા છુટા ધોવાનું બયાન કીધું નથી, માટે ત્યાં નાહવાની ક્રિયાને માટે 'બરૅશ્નૂમ્' કરી શબ્દ વાપરયો નથી, પણ ફકત 'ક્સ્નન'='નહાન' શબ્દ વાપરયો છે.

### બરૅશ્નૂમ લેવાની મતલબ.

હવે આપણે આ બરૅશ્નૂમ લેવાની આગલા જમાનામાં શી મકસદ હતી તે તપાસીએ. લગભગ અગ્યારસો વર્ષ પૂર્વે દસ્તુર ગોશનજમ્

ઇરાનના વડા દસ્તુર થઈ ગયા હતા. તેઓના બે છોકરાઓ દસ્તુર માનુશચેહેર અને દસ્તુર ઝાદસ્પરમ પણ ત્યાર પછી ઇરાનમાં દસ્તુરીપદ પર આવ્યા હતા.

દસ્તુર માનુશચેહેરનાં લખાણોમાંથી દીન બાબેના બે ઉમદા લખાણો ૧) 'દાદસ્તાને દીની' નામની કેતાબ અને ૨) 'બર્રશ્નૂમની ફરજીઆત બાબેના ત્રણ પત્રો' હાલમાં મોજુદ છે. દસ્તુર માનુશચેહેરના ભાઈ ઝાદસ્પરમ જેઓ સીરગાન[1] શહેરના દસ્તુર હતા, તેમણે બર્રશ્નૂમ બાબે એવો ફતવો આપ્યો કે મુવેલાંને અડકીને રીમન થયલા શખ્સે વંદીદાદ (પર્ગર્દ ૮. ફ. ૩૬-૭૨ અને ૯૭-૧૦૩; તથા પર્ગર્દ ૯; કે જેમાં ખાસ કરીને બર્રશ્નૂમ બાબે ખુલાસો કરવામાં આવ્યો છે) માં જણાવ્યા મુજબ બર્રશ્નૂમ લેવાની ખાસ અગત નથી. પણ તે રીમન થયલો શખ્સ જો ૧૫) વાર ગોમેજ અને એકવાર પાણી લગાડીને પોતાનું તન સાફ કરે તો ચાલે. હવે વંદીદાદ (પર. ૮. ફ. ૯૭-૧૦૩) પ્રમાણે જો એક શખ્સ જંગલમાં હોય અને રીમન થયો હોય તો તેને બલદનાં નીરંગે ૩૦ વખત દીલ પાક કર્યા પછી ૧૫) વખત પાણીથી દીલ સાફ કરવું જોઇએ, અને પછીથી તેજ શખ્સને પોતાની રીમની બીજા લોકોને જાહેર કરવાને ફરમાવ્યું છે.

જો કોઇ શખ્સ તેને પવિત્ર કરતો નથી તો તે શખ્સને અમુક ગુનાહનો અમુક ભાગ લાગુ પડે છે. પણ ત્યાર પછી રીમન થયલા શખ્સે મોટું બર્રશ્નૂમ લેવું કે નહિ તે ફરમાન આવ્યું નથી. જ્યારે દસ્તુર માનુશચેહેરને ઝાદસ્પરમના ફતવાની ખબર પડી અને તેઓને લાગ્યું કે ઝાદસ્પરમનો વિચાર બર્રશ્નૂમની ક્રિયા રદ કરવાનો છે ત્યારે એમણે પોતાનાં ભાઈ તેમજ ઇરાનના બેહદીનો ઉપર પત્રો લખ્યાં જેમાંના થોડાક ઉતારા નીચે ટાંકયા છે.

"તનની ચોખ્ખાઈ હોય તોજ રવાનને ચોખ્ખાઇ મલે." એ મૂળ કાનુન ઉપર વંદીદાદમાં આપેલો બર્રશ્નૂમ બાબેનો ધર્મ મત રચાયો છે. આ ધર્મ મતની અસલ મતલબ આ છે કે જે કોઇ નસાને અડકીને રીમન થયો હોય તેણે કોઈ પણ ચીજને અડકયા આગમજ બર્રશ્નૂમની ઘટતી ક્રિયામાંથી પસાર થવું; દસ્તુર માનુશચેહેર કહે છે કે બર્રશ્નૂમ બાબેનો આ ધર્મ મત તો "આખી દુન્યાના જેટલી મોટી કિંમતનો છે,"[2] અને યોજદાગ્રેગરી[3] યાને દીની નીરંગો અથવા ક્રિયાઓની ખરી તરતી-

---

૧. એર્વદ શહેરયારજી ભરૂચા સીરજાંન વાંચે છે.

૨. જુવો એર્વદ બમનજી ન. ધાભર કૃત, દસ્તુર માનુશચેહેરનાં બર્રશ્નૂમ બાબેના પત્રો, પત્ર ૧. બાબ ૧૦, ફ. ૫. અને પત્ર ૨. બાબ ૧-ફ. ૭.

૩. જુઓ પાનું ૨૦ યઓજ્દાથ્રેગર, યઓજ્દાથ્રગરી તથા તેની અગત્યતા.

અથી સ્નાન આપવાનું કામ એ અથોરનાની પેશાનું મોટું હથ્યાર છે, કારણ કે તનની પવિત્રાઇથીજ રવાનની અશોઇ મલે છે,[1] અને જે કોઇ રીમન થયો હોય તે મનશ્ની, ગવશ્ની અને કુનશ્નીથી કોઇ સારૂં કામ કરી શકે નહિ,[2] માટે તેવા શખ્સે આ ક્રિયામાંથી અવશ્ય પસાર થવુંજ જોઇએ.

આ જમાનામાં તંદરોસ્તી જાળવવાને માટે જે ઉપાયો યોજવામાં આવે છે તેવા ઉપાયો મુખ્યત્વે કરીને આ બર્શ્નૂમની ક્રિયામાં લેવા જણાવ્યા છે.

વંદીદાદવાળાઓ બર્શ્નૂમની ક્રિયાને એટલી તો અગત્યતા આપતા હતા કે જે કોઈ એ ક્રિયામાંથી પસાર થાય તેને માટે બહેશ્તના દરવાજા ખુલ્લા થાય છે, એમ જણાવ્યું છે. અને તે ખરૂં છે કારણ કે જો તંદરોસ્તી સાચવવાથી રવાનની અશોઇ મળતી હોય અને જો રવાન અશો હોય તો બહેશ્તનું સુખ મળે એ સમજણ બરહક છે.

ગાથાના ૪૮ માં હા નાં ૫ માં ફકરામાં કહે છે કે "યઓજ્દાઓ મશ્યાઇ અઇપી જાંથેમ્ વહિશ્તા" એટલે કે "પવિત્રાઇ એ માણસને માટે જન્મથી સઉથી સરસ ચીજ છે." એજ વાકય વંદીદાદ (પર્ગર્દ ૫. ફ. ૨૧ તથા પર. ૧૦. ફ. ૧૮) માં આવે છે. દાદાર અહુરમજ્દ જરથોશ્તને કહે છે કે 'અએ જરથોશ્ત ! તે પવિત્રાઇ એ માજ્દયસ્નની દીન છે.' પણ હવે આ મતલબ ભુલાઇ ગઇ છે. અને મોબેદ સાહેબો કે જેઓ પાવ મહેલને લગતી ક્રિયાઓ જેવી કે યજશ્ને, વંદીદાદ વિગેરે કરવા માંગતા હોય તેઓજ બર્શ્નૂમની ક્રિયામાંથી પસાર થાય છે.[3] આગલા વખતમાં એવું માનવામાં આવતું હતું કે બર્શ્નૂમની ક્રિયામાંથી પસાર ન થાય તો પાણી, આતશ, ઉર્વર, અશો મરદ, ગોસ્પંદ અને હોરમજ્દની તમામ ખલકત—એ દરેક આજુરદેહ થાય છે, તેમાં ઘટાડો થાય છે અને અવ્યવસ્થા થાય છે અને વધુમાં વંદીદાદમાં કહે છે કે જે કોઇ યોજ્દાથ્રેગર રીમન થયલાં માણસને નસાથી છૂટા કરે છે તે ગોયા આતશ, પાણી, ઉર્વર અને દાદાર અહુરમજ્દની તમામ ખલકતને ખુશી કરે છે.

---

૧. પત્ર ૧. બાબ ૨, ફ. ૬.

૨. પત્ર ૧. બાબ ૨, ફ. ૯ અને ૧૦.

૩. બરેશ્નૂમ લેવાની અસલ મતલબ આ હતી કે તે રીમની દુર કરવાને માટે જરૂરનું છે, તે મતલબ હાલમાં મોટે ભાગે દુર થવાથી બરેશ્નૂમગાહ પણ વંદીદાદમાં જણાવ્યા પ્રમાણે વસ્તી અને આબાદીથી દુર કરવાની જરૂર રહી નહી અને તે સબબને લીધે હાલમાં અગ્યારીઓ તથા આતશબેહેરામોમાં બરેશ્નૂમગાહો કાઢવામાં આવેલા આપણે જોઇએ છીએ.

અર્દિબહેશ્ત યશ્તમાં રીમન નહવાડનાર તથા બરશ્નૂમ આપનાર મોબેદને "અષો બએષજો" યાને "અશોઈથી સાજું કરનાર" કરીને કહ્યો છે, કે જેનું કામ સામા માણસને પવિત્રાઇ આપવાનું હોય છે.

"ચેરાગ"ના ૧૭ માં પુસ્તકમાં આ ક્રિયાથી થતા કેટલાક ફાયદા દેખડાવ્યા છે. ૧) એકાંતવાસથી મન સ્થિર થઇ શકે છે, ૨) તનને એવી રીતે સાફ કરવાથી તે મનનાં કાબુ તળે આવે છે, ૩) તન તથા મન બન્ને એકજ તાકાતથી સમાધાન (harmonious) બને છે, ૪) તન તથા મન સમાધાન થવાથી મનના પ્રવાહથી ક્રિયાને કારગર બનાવે છે, ૫) વધુમાં નીતીમાન લાગણીની પણ ખીલવણી કરી શકાય, ૬) લાગણી ઉપર કાબુ રાખી શકાય (Control of feeling or emotions) અને એમ થવાથી ૭) મનને ખુદાઇ ખ્યાલો તરફ ફેરવી શકાય. એ પણ બરશ્નૂમની એક ખાસ મકસદ કહી શકાય છે.

## બરશ્નૂમની ક્રિયાને આપવામાં આવેલી અગત્યતા.

એર્વદ રૂસતમજી જામાશપજી દસ્તુર મેહેરજીરાણાંની પ્રગટ કરેલી રેવાયતે દસ્તુર દારાબ હમજીયારમાં (પાનું ૩૮) બહમન પુંજીઆ લખે છે કે "મુઆંની નઇઅતે હરએક હેરબુદ[1] પાસે અલબતે અલબતે એક બરસનુમ લેવડાવે, બરસનુમ લેવડાવવું ફરજ છે." એજ રીતનું લખાણ પાણે ૩૭ મે પણ આવ્યું છે, જ્યાં માણેક ચાંગા ઉપર મુજબ, બરશ્નૂમ લેવડાવવા કહે છે.

હાલમાં પણ આપણે જોઇએ છીએ તો એક હેરબુદને ચાર વાર બરશ્નૂમની ક્રિયામાંથી પસાર થવુંજ પડે છે, ત્યાં સુધી તે હેરબુદી (મોબેદી) કરી શકતો નથી. શાપુર ભરૂચીની રેવાયતમાં જણાવ્યું છે કે જો દસ્તુર ત્રણવાર ઉપરા ઉપરી બરશ્નૂમ લે અને ત્યાર પછી ચોઠું બરશ્નૂમ લે તોજ તે યોજદાથ્રેગરી (યજશ્ને, વંદીદાદ વિગેરે)નું કામ કરી શકે છે, યાને કે પાવ મહેલની ક્રિયા કરવા માટે નાવરના બરશ્નૂમ બે, એક મરાતબ થવા માટેનું તેમજ ત્યાર પછી બીજું એક બરશ્નૂમ જેને 'વાપરવાનું ન્હાન' કહેવામાં આવે છે તે, એવાં ચાર બરશ્નૂમ લેવાં જોઇએ.

'સદ્દરે નજમ'માં લખે છે કે "જરથોશ્તી મરદ અને ઓરતની આઠ વર્ષની ઉમર થયા પછી પોતાની જીંદગીમાં એક વખત દરેક જરથોશ્તીએ બરશનુમ લેવાની જરૂર છે." "પએવન્દ નામે ઇરાની જરથોશ્તી" નામનાં ફારસી પુસ્તકમાં કહે છે કે "દાદાર અહુરમજદે જરથોશ્ત સાહેબને ફરમાવ્યું છે, કે જે કોઇ નવ રાતનું બરશ્નૂમ લે તે પોતાના આત્માને દર્દ અને રંજથી છોડવે છે."

---

૧. એક મોબેદ મરાતબની ક્રિયામાંથી પસાર થયા પછી હેરબુદ થયો એમ કહેવાય છે. હેરબુદનો અર્થ આતશની પાસબાની કરનાર એમ થાય છે.

આવી રીતનાં ઘણાંક લખાણો આપણને મલે છે. એ ઉપરથી માલમ પડે છે કે કોઈપણ બહેદીન બરશ્નૂમ લઇ શકે છે.[1] આ સઘલી બાબદો ઉપરથી આપણે જોઇ શકશું કે બરશ્નૂમની ક્રિયાને આગલા વખતોમાં કેટલી બધી અગત્યતા આપી છે અને તેનું મૂળ કારણ એટલુંજ છે કે 'તનની સફાઇથી રવાનની અને મનની અશોઇમાં તેમજ ચોખ્ખાઇમાં વધારો થાય છે.'

## બરશ્નૂમ ગાહનો વિસ્તાર અને તે આબાદીથી કેટલી દૂર હોવી જોઇએ?

જે જગ્યામાં બરશ્નૂમની ક્રિયા કરવામાં આવે છે તે જગાને "બરશ્નૂમ ગાહ" (ગાહ=ગાસ=જગ્યા) કહે છે. એના વિસ્તાર અને એ આબાદીથી કેટલી દૂર હોવી જોઇએ તે વિષે વંદીદાદની ૯ મીર[2] પર્ગર્દમાં નીચલું લખાણ મળે છે:—"નવ વી-બાજવ દ્રાજો કેમચિત્ પઇતિ ચશ્રુષનાંમ..." યાને કે "આએ પહોળી જમીન ઉપર હરેક બાજુથી ૯ વાંમ[3] જેટલી લાંબી (જગામાંથી) ઓરવરો ને કાપી નાંખે (ને સાફ બનાવે).[4] પછી કહે છે કે:—"યત્ અંઘ્રહુત્ અંઇઘ્રહાઓ જ઼્મો વી-આપોતૅમૅમચ વી-ઉર્વરોતૅમૅમચ યઑજ્દાતો-જ઼્મોતૅમૅમચ..............નરૅમચ ચિમ્ અષવનૅમ્." યાને કે "જે (બરશ્નૂમ આપવાની જગ્યા) આએ જમીન (ઉપરની) સઉથી પાણી વગરની, તથા તદ્દન ઉર્વર વગરની, તથા ઘણીજ પાક, તથા ઘણીજ સુક્કી હોએ, કે જ્યાં..............અરસ્મ તથા અશો મરદ (તે જગાએ ઘણીજ થોડી આવજાવ કરે)[5]. ત્યાર પછીથી એજ પર્ગર્દના ફ. ૫. માં કહે છે કે:—"થ્રિસત ગાઇમ્ હચ આથ્રત્ થ્રિસત ગાઇમ્ હચ અપત્ થ્રિસત ગાઇમ્ હચ બરસ્મન્ ફ્રસ્તઇર્યાત્ થ્રિગાઇમ્ હચ નૅરબ્યો અષવબ્યો" એનો અર્થ આ છે કે, (બરશ્નૂમગાહની જગ્યા) ૩૦ કદમ

---

૧. હાલમાં બહેદીનો પોતે બરશ્નૂમ ન લેતાં, પોતાને બદલે મોબેદોને બરશ્નૂમ અપાવે છે.

૨. આ પર્ગર્દમાં શરૂઆતથી તે ફ. ૩૬ સુધી બરશ્નૂમને લગતી બીના આવી છે. ૧ થી ૧૧ ફકરામાં બરશ્નૂમગાહ કેમ તૈયાર કરવો તે વિષેનું લખાણ આવ્યું છે.

૩. એક માણસ કે જે માફકસર કદનો હોય યાને કે જે ઘણો બટકો નહિ તેમજ ઘણો લાંબો નહિ, તેના બે હાથ પહોળા કરાવતાં તેની જે લંબાઇ થાય તેને એક વાંમ કહે છે.

૪. વંદીદાદ પર. ૯. ફ. ૨.        ૫. વંદીદાદ પર. ૯. ફ. ૩.

આતશથી, ૩૦ કદમ પાણીથી, ૩૦ કદમ પાંથરેલી બરેસ્મથી, અને ૩ કદમ અશો મરદથી દૂર (હોવી જોઇએ).

## વંદીદાદમાં જણાવ્યા પ્રમાણે બરેશ્નૂમગાહમાં નવ ખાડા અમુક ઉંડાઇએ ખોદવાનું અને દૂર રાખવાનું ફરમાન.

વંદીદાદ પર્ગર્દ ૯. ફ. ૬-૧૦ સુધીમાં ૯) ખાડા ખોદવાનું ફરમાન આવ્યું છે. ત્યાં બે જુદા જુદા ખાડાઓ ખોદવા કહ્યા છે, તેનું કારણ એ છે કે બે ઋતુઓ એક ઉનાળાની અને બીજી જમેસ્તાન યાને શિયાળાની અથવા બરફ પડવાની હોવાથી જે જરથોશ્તી ઉનાળાની ઋતુમાં બરેશ્નૂમ લે તે ઉનાળામાં વાપરવાનાં ખાડા જે બે આંગલ ઉંડા ખોદયા હોય ત્યાં જાય છે, અને જે શખ્સ શિયાળાની ઋતુમાં બરેશ્નૂમ લેવા માગે તે શિયાળામાં વાપરવાના ખાડા જે ચાર આંગલ ઉંડા ખોદયા હોય છે ત્યાં જાય છે. પહેલા છ ખાડા દરેક એક કદમ દૂરથી ખોદવા કહ્યા છે. જ્યારે પછીના ત્રણ દરેક ત્રણ કદમને અંતરે ખોદવા કહ્યું છે. આ બે હીંગામો ઉપર જમીન પર ઢોળાયલો નીરંગ તથા પાણી સુકાતાં જુદો જુદો વખત લાગે છે માટે ખાડાની ઉંડાઇમાં ફરક રાખવામાં આવ્યો છે.

આપણે ત્યાં હાલમાં ખાડાને બદલે ૩) પથ્થરની ૧૧, અને ૫) પથ્થરની ૧૦, એવી બે ઢગલીઓ રાખવામાં આવી છે જે પહાડયાં ને નામે ઓલખાય છે, અને બરેશ્નૂમ ગાહમાં રેતી પાંથરી દીધેલી હોય છે. આ ૧૦) પાંચના પહાડયાંઓમાં પ્રથમ ૬) પહાડયાં નીરંગના હોય છે, પછીનું ૧) પહાડયું ખાક (યાને રેતી)નું હોય છે. અને ત્યાર પછીના ૩) પહાડયાં આવ ના[1] હોય છે. પાંચનાં પહેલાં ૬) પહાડયાંમાં દર બે પહાડયાં વચ્ચે ત્રણ ત્રણ ફુટનાં તફાવતે; છઠા તથા સાતમાં વચ્ચે નવ ફુટ, અને સાત, આઠ, તથા નવમાં પહાડયાં એ દરેકની વચ્ચે ત્રણ ફુટના તફાવતે ખાડાઓ ખોદવા કહ્યા છે.

## કશ ખેંચવાની ક્રિયાની ખુબી.

ત્યાર પછી ૧૦ માં ફકરામાં કહે છે કે "કર્ષસ્ચિન્ ફ્રકારયોઇશ તિધ્ર ક્ષથ્રવઇર્ય" યાને કે "તીક્ષ્ણ ધાતુએ કરીને તુંને એક કશ ખેંચવો જોઇએ." એવી રીતે બીજા ૧૨) કશ કેવી રીતે ખેંચવા તે વિષેનું લખાણ એજ પર્ગર્દમાં આપણુને મળે છે. જોકે કશ ખેંચવાથી શું ફાયદા થાય છે તે કંઈ ત્યાં જણાવ્યું નથી, છતાં, ખોર્દાદ યશ્તમાં નીચલું

---

૧. નીરંગદીનની ક્રિયા કીધેલું પવિત્ર પાણી.

લખાણ મળે છે: "ત્યારે (દાદાર) અહુરમજ્દે કહ્યું કે અગર જો (કોઇ માણસ) મારા માંથ્ર મોટે સાદે બોલે.........અથવા ભણતાં ભણતાં કશ ખેંચે તો (તે) શખ્સ પોતાનાં તનને (દેવ દરૂજનાં હુમલાથી તથા બદીના માર્ગથી) બચાવે છે." ત્યારપછી એજ યશ્તમાં દાદાર અહુરમજ્દ કહે છે કે ત્રણ તથા છ તથા નવ કશ જે માણસ ખેંચે છે તેને તમામ અશો નર તરીકે હું પસંદ કરૂં છું.

એરવદ કાવશજી એદલજી કાંગા કશ ખેંચવાની ક્રિયાની ખુબીના ખુલાસામાં કહે છે કે "એની મતલબ આ છે કે તે ચોક્કસ ક્રિયા થતી વેળા આસપાસની આલુદગી, અપવિત્રાઇ તથા ગલીચી તેની ઉપર અસર કરી શકે નહિ." શરૂઆતમાં દ્રૂજે નસુશનું[1] જોર ઘણું હોવાથી તેને કશ ખેંચી બંધ કરવામાં આવે છે અને તેમ થવાથી રીમન માણસ ઉપરથી દ્રૂજે નસુશ પાવી બહાર ઉભેલા મોબેદો ઉપર હુમલો લઇ જઇ શકતો નથી. અને ત્યાર પછી ક્રિયાઓ થવાથી તેનું જોર તદન તુટી જાય છે યાને કે બરશ્નૂમ લેનાર પવિત્રાઇ મેલવવાને માટે પાહડીઆંઓ ઉપર જેમ જેમ આગળ વધે છે તેમ તેમ તેની રીમની આસ્તે આસ્તે દૂર થતી જાય છે. આપણે આગલ જોઈશું તો માલમ પડશે કે ૬ થા પાંચનાપહાડયાં આગલ કે જ્યાં દ્રૂજે નસુશ છૂટો પડે છે ત્યાં સુધી ૯) કશ ખેંચવામાં આવે છે. જ્યારે ૬ થા પહાડયાંથી આગલ ફક્ત ત્રણજ કશ ખેંચવામાં આવે છે.

## કશ ખેંચવાની ક્રિયા.

બરશ્નૂમની બુલંદ ક્રિયાની ખુબી જાણવા પછી હવે તે ક્રિયા કેવી રીતે કરવી તે જોઈશું. જે કોઇ શખ્સને બરશ્નૂમ આપવું હોય, ત્યારે તે અગાઉ પ્રથમ બે મોબેદો[2] નીચલા આલાતો લઇ મોટી ખુબ[3] કરે:—

પીવાનો નીરંગ, શરીર ઉપર લગાડવા માટે ગર્ઑમીજ[4] (દસ્તશો,

---

૧. જુઓ પાનું ૨૨ "દ્રૂજે નસુશની" બાબદ વિષે.

૨. કામદીન શાપુરની રેવાયતમાં કહ્યું છે કે "તે મરદ દાબી આંખે કાણો હોએ, તો તે હેરબુદ થાવા ઘટે. તેણે બરસનુમ દેવા નહી ઘટે. અને જો જમણી આંખે કાણો હોએ, તો તે હેરબુદ થાવા ઘટે, પણ તે કોઇને બરસનુમ દીએ તે નહી ઘટે."

૩. મીનો નાવરની યજશ્તે કરે ત્યારે અહીં જણાવેલાં આલાતો સાથે મૂકે.

૪. ગર્ઑમીજના ખુલાસા માટે જુઓ પાનું ૨૪ "બરશ્નૂમની ક્રિયામાં વપડાતો ગર્ઑમીજ" એ વિષેનું લખાણ.

અથવા તરી), આતશબેહેરાંમ સાહેબની ભભ્મ,[1] આવ,[2] ચમચો બાંધેલી નાની નવગરેહ,[3] લોઢાંનો કાપલો કે છરી યા ખીલો બાંધેલી મોટી નવગરેહ, કહારણાં બે ચોખ્ખાં પાણીથી ભરેલાં, ફુલીઆં ૨) તથા હારૂમના ઝાડની પાંહડી.

ત્યાર પછી આ સઘળા આલાતો લઇ બરશ્નૂમ આપનારા બે મોબેદ સાહેબો[4] (અ અને બ) બરશ્નૂમ ગાહના પહાડ (યાને પહાડીઆં ગોઠવેલી જગ્યા) ઉપર જાય. બરશ્નૂમ લેનાર શખ્સ બહાર બનાવેલી બીજી પાવીમાં કુસ્તી પાદીઆબ[5] કરી બેસે અને પોતાની આસપાસ ૧) યથા ભણુતાં કશ[6] દોરે. બરશ્નૂમ આપનારા મોબેદ સાહેબોમાંના એકજણુ (અ) દક્ષિણુ દિશા તરફથી બરશ્નૂમ ગાહની વચમાં, બાજુથી નવગરેહ લઇ ૪) પાવીઓ કાઢે. ૧ લી પાવી (અ) મોબેદ પોતાને માટે કાઢે. ૨ જી પાવીમાં ફુલીઆં તેમજ આવનાં કહારણાં મૂકે અને ૩ જી પાવીમાં આલાતો[7] ની બાટલી મૂકે. અને ૪ થી પાવીમાં (અ) મોબેદ આવ ઓતીને આવે તેને માટે કાઢે. પછીથી બન્ને જણા (અ અને બ) કુસ્તી કરે. એક જણુ (બ) પહેલાં બે ફુલીઆં પાવ કરીને તડકામાં સૂકવે. એકમાં પીવા માટે થોડો નીરંગ રેડે અને અંદર થોડી ભભ્મ નાખે. પછી જે કહારણાં ચોકખાં કરી પાણીથી ભર્યાં હોય છે તેને એક બીજાંથી પાવ કરી તેમાં આવ નામે. પછી બીજા યોજદાથ્રેગર મોબેદ સાહેબ (અ) ને આવ ઓતવાને માટે એક જુદી જગોએ પાવી કાઢીને તેમાં ત્રણુ પથ્થર (અથવા તો એક મોટો પથ્થર) આવ ઓતનારને બેસવા માટે, અને તેની પાસે બીજા ત્રણુ પથ્થર (અથવા તો એક મોટો પથ્થર) તેનાં કપડાં મૂકવા માટે મૂકે.

---

૧. આતશબેહેરાંમ સાહેબની પવિત્ર રાખ જે ક્રિયા કરીને કાઢવામાં આવે છે તે. ભભ્મ એટલે રાખ. એનો ધાતુ 'રક્ષ' એટલે બચાવવું એ ઉપરથી નીકળ્યો છે. માટે એ પણુ કોઇને પવિત્ર કરવામાં વાપડી શકાય છે.

૨. જુઓ નોટ ૧, પાણું ૬.

૩. નવગરેહના ખુલાસા માટે જુઓ પાનું ૧૯ "બરશ્નૂમની ક્રિયામાં વપડાતી નવગરેહ" એ વિષેનું લખાણુ.

૪. અસલનાં વખતમાં એક મોબેદ સાહેબ હોય તો પણુ ચાલતું હતું. જુઓ એવંદ બમનજી ન. ધાભર કૃત, દસ્તુર માનુશચેહેરનાં બરશ્નૂમ બાબેના પત્રો પાનું ૨૨ મું.

૫. જુઓ પાનું ૨૧ "કુસ્તી પાદીઆબ" વિષેનું લખાણુ.

૬ કશ દોરે યાને કે પોતાની આસપાસ કુંડાળું દોરે.

૭ આલાતો:—નીરંગદીન, આવ તેમજ ભભ્મ એ ત્રણે ચીજને આલાત તરીકે ઓળખવામાં આવે છે.

પછીથી (બ) મોબેદ પેલો બરૅશ્નૂમ લેનાર શખ્સ જે પાવીમાં બેઠો છે તેની આગળ આવી તેને ડાબા હાથે ગીરેહબાન પકડાવી, જમણા હાથે પએવંદ કરાવીને તેમાં દાડમના ઝાડની પાંદડી મૂકે. ત્યાર પછી બરૅશ્નૂમ લેનાર નીચે પ્રમાણે બાજ લે[1]:—

**ઇથા આઅત્ યજમઇદે અહુરૅમ્ મજ઼્દાંમ્ યે ગાંમચા અષૅમચા દાત્ અપસ્ચા દાત્ ઉર્વરાઑસ્ચા વંઘ્વિહીશ્ રઑચાઑસ્ચા દાત્ બૂમીમચા વીસ્પાચા વૅાહૂ. અષૅમ્ વૅાહૂ ૩.**

ત્યાર પછી પાંદડી ચાવી રસ ગળી છુછો થુંકી નાખે, અને (બ) મોબેદ પીવાના નીરંગનું કુલ્યું લાવી તેના જમણા હાથમાં મુકે અને બરૅશ્નૂમ લેનારને નીચે મુજબ ભણાવે:—

(બાજમાં પઢે) ઇન ખુરમ્ ઇન્ પાકીએ-તન્ **યઑજ઼્દાથ્ર એ રવાંન્ રા.**[2]

ત્યાર પછી તેને થોડો નીરંગ પીવાડે. એ પ્રમાણે ત્રણ વાર ભણાવી, ત્રણ વાર નીરંગ પાએ.[3] પછી નીરંગ પીનાર શખ્સ કુલ્યું દૂર ફેંકે અને નીચે પ્રમાણે બાજ મૂકે:—

(પ્રગટ પઢે) **અષૅમ વૅાહૂ ૪; યથા અહૂ વઇર્યો ૨; અષૅમ્ વૅાહૂ ૧; અહ્માઇ રએશ્ચ; હજંઘ્રૅમ; જસ મે અવંઘ્હે મજ઼દ; કૅર્ફૅહ મોજ઼્દ.**

ત્યાર પછી 'અહુરમજ઼્દ **ખોદાએ**'થી ભણી કુસ્તી કરે અને પાછો પાવીમાં બેસી પતેત કરે (જેને નામનું બરૅશ્નૂમ લીધું હોય તેને નામની પતેત કરે). (અ) મોબેદ જ્યાં જુદી પાવીમાં ૩) પથ્થર મૂકેલા છે ત્યાં જઇને "**ફ્નઑથ્ર અહુરહે મજ઼્દાઑ અષૅમ્ વૅાહૂ ૧.**" પઢીને પોતાનાં બધાં કપડાં કહાડે. પદાંન સુધાં પાઘડી કહાડે અને પેલી પાવીમાં ગોથવેલા પથ્થર પર બેસે. (બ) મોબેદ આવ નામીને પાવ કીધેલું કાહરણું પેલી પાવીમાંથી લઇને (અ) મોબેદ આગળ લઇ જાય અને તેનાં છોડેલાં કપડાં ઉપર કાહરણાંમાંથી જરા આવનો કતરો નામીને તેની આગળ બીજા ત્રણ પથ્થર છે તેની ઉપર મૂકે. પછીથી (અ) મોબેદ આવ ઓતે (એટલે નાહે), અને ત્યાર પછી કપડાં પેહરે, પદાન નીચુંજ રાખીને પાઘડી પેહરે, "**કેમ્ના મજ઼્દા**"થી પઢી કુસ્તી કરે અને બરૅશ્નૂમ-ગાહની જગ્યા પર આવીને મોટી નવગરેહ જમણાં હાથમાં પકડે અને

---

૧. કોઇક પંથના મોબેદ સાહેબો "**અમેષે સ્પેન્ત**"ની વડી બાજ લે છે.

૨. એનો અર્થ:—'હું આ નીરંગ મારા તનની પાકીજગી અને રવાનની અશોઇને માટે પીવું છું.'

૩. કેટલીક જગ્યાના મોબેદ સાહેબો એકવાર એકજ કતરો પીએ છે.

ચમચો બાંધેલી નાની નવગરેહ ડાબા હાથમાં પકડી જ્યાં પથ્થરનાં પહાડયાં ઉપર જણાવ્યા મુજબ ૩) પથ્થરના ૧૧ અને ૫) પથ્થરનાં દશ જે પુર્વ દિશાએ ગોઠવેલાં હોય છે ત્યાં પહેલા ત્રણ (૩) પથ્થરનાં પહાડયાં આગળ ઉગમણુ દિશા તરફ ફરીને ઊભો રહે અને મોટી નવગરેહ પહેલાં ત્રણ (૩) નાં પહાડયાં ઉપર મૂકે અને નીચે મુજબ પઢે :—

"ફ્રનઑથ્ર અહુરહે મજ્દાઓ અષૅમ્ વૉહૂ ૧. યથા અહૂ વઇર્યો ૫." ત્યાર પછી નીચે લખ્યા પ્રમાણે બાજમાં દસ્તુરી[1] ભણે:—

"બ દસ્તુરીએ દાદાર્ અહુરમજ્દ બ દસ્તુરીએ અમેશાસ્પંદાન્ બ દસ્તુરીએ સરોષ્ અશો બ દસ્તુરીએ જરથુશ્ત્ર સ્પીતમાન બ દસ્તુરીએ આદરબાદ્ માર્સ્પંદાન્ બ દસ્તુરીએ દસ્તુર (ફલાન).[2] બાશદ્."

(પ્રગટ પઢે) :—અષૅમ વૉહૂ ૩. ફ્રવરાને (જે ગેહ હોય તે) ફ્રસસ્તયએચ સ્રઑષહે અષ્યેહે, તખ્મહે તનુ-માંથ્રહે દરષિ-દ્રઑશ આહૂઇર્યેહે, ફ્રનઑથ્ર યસ્નાઇચ વહ્માઇચ ફ્રનઑથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહૂ વઇર્યો જઑતા ફ્રા મે મ્રૂતે અથા રતુશ અષાત્ચિત્ હચ, ફ્રા અષવ વીદ્વાઓ મ્રઑતુ. અષૅમ (બાજમાં બોલે) અષૅમ.

ત્યાર પછી બરૅશ્નૂમગાહની ઉત્તર દિશા તરફની પાવીને છેડેથી ખીલાવાળી મોટી નવગરેહથી કશ ખેંચે, અને એ દિશાનો કશ ખેંચતાં ખેંચતાં 'યથા' ૪) ભણે. પછી પૂર્વ દિશા તરફની જગ્યાએ કશ ખેંચતાં ૩) 'યથા' ભણે. પછીથી દક્ષિણ દિશા તરફની જગ્યાએ કશ ખેંચતા 'યથા' ૩) ભણે. ત્યાર પછી પશ્ચિમ દિશા તરફની જગ્યાએ કશ ખેંચતાં 'યથા' ૩) ભણે.

આ રીતે ૧૩) 'યથા' ભણતાં, બરૅશ્નૂમગાહની આસપાસ ચારે દિશાએ મોટી નવ ગરેહથી ચાર કશ ખેંચે.

---

૧ નવસારીવાળા મરહુમ દસ્તુર એરચજી સોરાબજી મેહેરજી રાણા જણાવે છે કે દસ્તુર ગુજરી જાય અને નવો દસ્તુર ત્રીજે દહાડે ઠેડવે ત્યાં સુધી બરૅશ્નૂમ લેવાય નહી કારણ કે બરૅશ્નૂમ દેતી વખતે દસ્તુરની દસ્તુરી બરૅશ્નૂમગાહમાં પઢવી જોઇએ. .........કેટલાકો કહે છે કે દસ્તુરથી યોજદાથ્રેગરીનું કામ થાય નહી, કારણકે તે બરૅશ્નૂમ લે તો દસ્તુરી કોણની પઢે, પણ એ ભુલ છે. દસ્તુરી એટલે હોકમ અથવા રજા. બરૅશ્નૂમ દેનાર મોબેદ દસ્તુરની રજાથી દસ્તુરી પઢે તેમાં વાંધો નથી.

૨. જે શહેર કે ગામમાં બરૅશ્નૂમની ક્રિયા થતી હોય તે જગ્યાના દસ્તુરજી સાહેબનું નામ લેવું. હાલમાં મુંબઇમાં એકથી વધારે દસ્તુરજી સાહેબો હોવાથી ભગરીયા મોબેદ સાહેબો નવસારીનાંજ દસ્તુરજી સાહેબનું નામ દે છે, અને બીજા પંથવાળા સાહેબો પોતાના ટોળાના વડા દસ્તુરજી સાહેબનું નામ લે છે.

ઉપર પ્રમાણે કશ ખેંચી રહ્યા પછી જે પહાડયાંઓ ગોઠવેલાં છે ત્યાં આવી નીચે મુજબ પહાડયાંઓની આસપાસ કશો ખેંચે.[1]

પહેલા ત્રણ પથ્થરનું પહાડયું મૂકીને પાંચ, પાંચનાં પહેલાં ત્રણ પહાડયાંની આસપાસ ૩) કશ ખેંચે.

ત્યાર પછી પહેલાં પાંચ પાંચનાં ત્રણ પહાડયાં અને તેની સાથનાંજ તેને લગતાં બીજાં પાંચ, પાંચના ત્રણ પહાડયાંની આસપાસ ૩) કશ ખેંચે, એટલે પાંચ પાંચનાં પહેલાં ૬) પહાડયાં આસપાસ ખેંચે.

પછીથી, પહેલાં અને બીજાં પાંચ પાંચનાં ૬) પહાડયાં અને તેની સાથનાંજ આગળ ચાલતાં ગોઠવેલાં બીજાં પાંચ પાંચનાં ત્રણ પહાડયાં અને વળી સાથે છેલ્લું નાહવાનું પાંચ પથરનું એક પાહડયું (અથવા આ છેલ્લાં પાંચ પથરનાં પહાડયાંને બદલે નાહવાનો એક મોટો પથરબી મુકવામાં આવે છે) તે સાથે લઇને યાને બધાં મલી પહેલાંથી છેલ્લાં સુધીના પાંચ પાંચનાં ૧૦) પહાડયાંની આસપાસ બીજા ત્રણ કશો ખેંચે.

અને ત્યારપછીથી છેલ્લા ૩) કશ બન્ને બાજુના પાંચ, પાંચનાં ત્રણ પહાડયાં છોડીને વચ્ચેનાં પાંચ, પાંચનાં ત્રણ પહાડયાંની આસપાસ ખેંચે.

આ રીતે ૧૨) કશ ખેંચતા જેટલા 'યથા' ભણાય એટલા ભણવા, અને જ્યારે સઘળા કશો બરોબર ખેંચાઇ રહે એટલે બરશ્નૂમ ગાહ તૈયાર થાય. પેલો કશ ખેંચનાર યોજદાથ્રેગર મોબેદ પાછો ત્રણ પથ્થરનાં પહેલાં પહાડયાં આગળ આવી બાજ મૂકે:—

(બાજમાં પઢે) સ્રઓષ્ અશો, તગી તન્-ફ્રમાન્, શિકફ્ત્-જીન્ જીન્-અવજાર્, સાલારે દામાંને અહુરમજ્દ બે-રસાદ્. અએદૂન્ બાદ્.

(પ્રગટ પઢે) યથા અહૂ વઇર્યો ૨. યસ્નેમ્ચ વહ્મેમ્ચ અઓજસ્ચ જવરેચ આફ્રીનામિ સ્રઓષહે અષ્યેહે તખ્મહે તનુ-માંથ્રહે દર્શિ-દ્રઓશ્ આહૂઇર્યેહે. અષેમ્ વોહૂ ૧.

એટલું પઢી નવગરેહ હાથમાંથી મૂકી દઇ આલાત મૂકવાની પાવીમાં જઈ ઉભા રહે. પછી બીજા મોબેદ (બ) સગને[2] (યાને કુતરાને) લઇને, બરશ્નૂમગાહની ચો તરફની પાવીની બહાર ઉત્તર દિશા તરફની બહારની પાવીમાં આવી ઉભા રહે.

બરશ્નૂમ લેનાર ધણી બરશ્નૂમગાહની બહાર બીજી પાવીમાં આવી ઉગમણુનો ઊભો રહી બાજ લે.

---

૧. જુઓ નકશો પા. ૧૬.

૨. જુઓ પાનું ૨૨.

**ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઓ અષેમ્ વોહૂ ૧. (બાજમાં પઢે) હુમત હુખ્ત હુવર્શ્ત હુમનશ્ને હુગવશ્ને હુકુનશ્ને (ફલાનાનુ'?)[2] તન્ પાક્.**

એટલું પઢી બરૅશ્નૂમગાહની પાવીમાં દાખલ થાય, અને અધવચ્ચે જઇ જમણી બાજુથી પાવી કહાડી સુંગે મોંઢે કપડાં કહાડી પાવીમાં રૂમાલ મૂકી કપડાં બાંધીને મૂકે. પછી પહાડયાં આગળ જઇ પહેલાં ત્રણનું એક પહાડયું છોડી, પાંચ પથ્થરનાં પહેલાં પહાડયાં પર બેસે, અને જમણો હાથ માથાં પર મૂકે. પછી પેલા કશ કાઢનાર મોબેદ (અ) પાવીમાંથી બહાર આવી, ચમચો બાંધેલી નાની નવગરેહ જમણાં હાથમાં પકડે, અને બરૅશ્નૂમ લેનારનો જમણો હાથ જે માથાં પર મૂકેલો છે તેની ઉપર મૂકે. મોટી નવગરેહ ડાબા હાથમાં પકડે, બરૅશ્નૂમ લેનાર પોતાનો ડાબો હાથ, ખાલી નવગરેહને બાંધેલા ચમચાનેજ લાગે એવી રીતે તે નાની નવગરેહ ઉપર મૂકે. અને ત્યાર પછી નીચે પ્રમાણે પઢે :—

**અષેમ વોહૂ ૩ ફ્રવરાને (જે ગેહ હોય તે પઢે) ફ્રસસ્તયએચ સઑધહે અષ્યેહે, તખ્મહે, તનુ-માંથ્રહે, દરૂષિ-દ્રઓશ, આહૂઇર્યેહે ક્ષ્નઑથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા આહૂ વઇર્યો જઑતા ફ્રા મે ભ્રૂતે, અથા રતુશ અષાતચિત હચ, ફ્રા અષવ વીદ્વાઓ મ્રઑતૂ. અષેમ.**

ત્યાર પછી (અ) મોબેદ નાની નવગરેહ ઉંચકી પોતાની પાવીમાં જઇ કુલીઆમાં ચોપડવાનો નીરંગ લાવી ચમચાથી ત્રણ વખત બરૅશ્નૂમ લેનારને આપે અને બરૅશ્નૂમ લેનાર નીચે પ્રમાણે આખા શરીરે લગાડે :—

(હવે બરૅશ્નૂમ લેનારે કેવી રીતે ગઑમએજ્ લઇ શરીરે લગાડવો જોઇએ તે વંદીદાદમાં જણાવ્યા મુજબ તપાસીએ. ત્યાં ૮ મી પરગરદનાં ૪૦ માં ફકરામાં તેમજ ત્યાર પછી જે લખાણ આવે છે તેને મળતું તેવુંજ લખાણ ૯ મી પરગરદનાં ૧૫ માં ફકરામાં નીચે પ્રમાણે મળે છે :—

**આઅત યત્ હે જસ્ત નોઇત્-ફ્રસ્નાત આઅત વીસ્પાંમ હ્વાંમ તનૂમ અયઑઝ્દાત કૅરૅનઑઇતિ...........જસ્ત ફ્રસ્નાત આથ્રિતિમ ...........પઇતિ-હિંચોઇશ.**

એટલે કે 'પહેલ વહેલાં (તે માઝ્દયસ્નોએ) તે (રીમન થયલા શખ્સ)ના બેઉ હાથ ધોવડાવવા જોઇએ; અગરજો તેનાં બેઉ હાથ ન ધોવાએલા (હોય) તો, (તે રીમન ન્હાનાર) પોતાના તમામ તનને અપવિત્ર કરે છે.

---

૧. જુઓ એ બાબે પાણું ૨૩.

૨. અહીં જેની નૈયતે બરૅશ્નૂમ લે તેનું નામ લેવું. નાવરનાં પહેલાં ન્હાન વખતે "મારૂં તન્ પાક્" એ શબ્દો બોલવામાં આવે છે.

(અયઑાજ્દાત કૅર્નઑાઇતિ). ત્યાર પછી દૂજે નસુશ કેવી રીતે દીલમાંથી ન્હાસે છે અને કયાં નીરંગ તથા આવ લગાડવું જોઇએ તે વિષેનું લખાણ આવ્યું છે).

બર્શ્નૂમ લેનાર શખ્સે નીચે જણાવ્યા પ્રમાણે પોતાના આખા દીલે નીરંગ લગાડવો :—

પહેલાં પોતાના હાથને બાજુ સુધી લગાડે; પછી માથાપર; પછી મોઢાંપર; જમણા કાનપર, ડાબા કાનપર; જમણી બાંધ, ડાબી બાંધ; જમણી બગળ, ડાબી બગળ; છાતી; પીઠ; જમણું થાન, ડાબું થાન; જમણી પાંસળી, ડાબી પાંસળી; જમણું કુલ્લું, ડાબું કુલ્લું; ત્યાર પછી છુપી જગ્યાએ પાછળથી લગાડી આગલી બાજુએ લગાડે;[1] ત્યાર પછી જમણી જાંગ, ડાબી જાંગ; જમણું ગુંઠણુ, ડાબું ગુંઠણુ; જમણો નળો, ડાબો નળો; જમણી ઘુંટી, ડાબી ઘુંટી; જમણી પાટલી, ડાબી પાટલી; જમણા પગનું તળીયું, ડાબા પગનું તળીયું; જમણા પગનાં આંગલાં અને ડાબા પગનાં આંગલાં.

પછી બીજા મોબેદ કુતરો લઇને બર્શ્નૂમ લેનાર આગલ આવે, અને બર્શ્નૂમ લેનાર પોતાનો ડાબો હાથ કુતરાના ડાબા કાનને[2] લગાડે અને કુતરાને અતરંગ રાખે. (બ) મોબેદ કુતરાને પાછો બહારની પાવીમાં લઇ જાય, અને (અ) મોબેદ જેઓ પાવીમાં ઉભા છે તેઓ ત્યાંથી બહાર આવે, અને હાથમાં મોટી નવગરેહ પકડીને, 'કેમ્ ના મજ્દા'થી 'નૅમસ્ચા યા આર્મઇતિશ્ ઇજાચા' સુધી પઢે અને બર્શ્નૂમ લેનાર શખ્સને ૨)જા પાંચના પહાડયાંપર બેસવાને નવગરેહ મૂકીને દેખાડે. ત્યારે બર્શ્નૂમ લેનાર 'નૅમસ્ચા યા આર્મઇતિશ્ ઇજાચા'[3] મોંઢેથી પઢીને ૨)જા પાંચના પહાડયાંપર બેસે, નીરંગ લગાડે અને કુતરાના ડાબા કાનને પોતાનો ડાબો હાથ ફરીથી લગાડે.

આજ પ્રમાણે ૨, ૩, ૪, ૫ તથા ૬ થા પહાડયાં ઉપર નીરંગ આપી ક્રિયા કરે.

---

૧. વંદીદાદમાં કહે છે કે જો મરદ બર્શ્નૂમ લે તો શરમગાહના પછવાડેના ભાગથી નીરંગ લગાડીને પછી આગળા ભાગ ઉપર લગાડે; પણ જો ઓરત હોય તો તેના આગલા ભાગને નીરંગ લગાડી પછી તેની પછવાડે લગાડે.

૨. કુતરાનો ડાબો કાન ડાબે હાથે પકડવામાં આવેછે તેની સમજ માટે જુઓ ડા૦ મોદીની "Religious Ceremonies and Customs of the Parsees"—પાનું ૧૩૮.

૩. વંદીદાદમાં આ અવસ્તાનું પદ ગોમેજ પહેલાં લગાડે તેની આગમજ પઢવા કહે છે, જ્યારે ચાલુ રેવાજ પ્રમાણે આ પદ ત્રણત્રણ વાર ગોમેજ લગાડયા પછી પઢવામાં આવે છે.

(વંદીદાદમાં કહે છે કે પહેલાથી છથા ખાડા આગલ નસો માણુસથી દૂર થાય છે.)

છથાં પહાડયાં પર નીરંગ લઈ ક્રિયા કરીને ૭)માં પાંચના પહાડયાં ઉપર જઇ બેસે, ત્યારે (અ) મોબેદ પાવીમાંથી બહાર આવી ૧૫) વખત[1] (વંદી. ૫ર. ૯–ફ. ૩૦. 'પન્ચ–દસ જૅમો હુન્કનયેન') ખાક યાને રેતી ચમચાએ આપે, તે વડે તે શખ્સ જ્યાં સુધી તેનાં માથાંનો સઉથી ઉપરનો ભાગ, તથા માથાના બાલ સુક્કા થાએ ત્યાં સુધી ખાક આખા શરીરે ઘસે.[2]

(અ) મોબેદ પાછા પાવીમાં જાય. (બ) મોબેદ કુતરો લઇ આવે ને બરૅશ્નૂમ લેનાર પોતાનો ડાબો હાથ, કુતરાના ડાબા કાનને લગાડી અતરંગ રાખે, ને તે મોબેદ કુતરાને બહારની પાવીમાં લઇ જઇ ઉભો રાખે.

(અ) મોબેદ પાવીમાંથી બહાર આવીને નવગરેહ હાથમાં પકડીને 'અહુનૅમ વઇરીમ્ તનૂમ પાઇતિ યથા ૧; કૅમ્ ના મજ્દા (જાવત) દ્રજાચા' સુધી પઢી બરૅશ્નૂમ લેનાર શખ્સને ૮)માં પાંચનાં પહાડયાં ઉપર બેસાડવા નવગરેહ મૂકી દેખાડે. પછી બરૅશ્નૂમ લેનાર 'નૅમસ્ચા'નું પદ ભણી ત્યાં જઇ બેસે.

ત્યાર પછીથી (અ) મોબેદ, પોતાની પાવીમાંથી કુલીઆંમાં આવ લાવીને ચમચાએ ત્રણ મરતબે એક વખત આપી પોતાની પાવીમાં જાય. બરૅશ્નૂમ લેનાર, નીરંગની માફક આવ આખા શરીરે લગાડે. (બ)

---

૧. બેહદીન દાદાભાઇ કાવશજીની "વસતાએ દ્રઅશતે વાજદા"ની ક્રિયા માર્ગની ચોપડીમાં (ય. સને ૧૨૪૦) રેતી ૧૮) વખત આપવા લખ્યું છે તે પ્રમાણે ઘણા મોબેદો કરે છે. જો કે ત્યાં જણાવ્યા મુજબ વંદીદાદ પ્રમાણે તો રેતી ૧૫) વાર આપવાનું ફરમાન છે. રેતી ૧૮) વાર આપવાનું કારણુ નીચલા સબબથી ઉત્પન થએલું છે:—દરેક પાહડયાં ઉપર નીરંગ ૩) વાર આપવામાં આવે તો એવાં ૬) પાહડયાં ઉપર ૧૮) વાર નીરંગ અપાય છે; તેમજ આવ ઓતવાનાં ૩) પાહડયાં ઉપર, પહેલામાં ૩), બીજામાં ૬) અને ત્રીજામાં ૯) વાર મલી જુમલે ૧૮) વાર આવ આપવામાં આવે છે, એટલે નીરંગ અને આવ દરેક ૧૮) વખત આપવામાં આવ્યાથી રેતી પણુ એજ મીસાલ ૧૮) વખત આપવાનો રેવાજ પડયો છે.

૨. ખાક યાને રેતી ઘસવાનું કારણુ આ છે કે, રીમની દૂર કરવા માટે જે નીરંગ ચોપડવામાં આવ્યો છે તેનો ભીનાસ રહે નહિ. પાણી (આવ) નામવાની આગમજ નીરંગ સુકાઇ જાય અને તેની અસર સારી થાય. વળી એમ પણુ કહેવામાં આવે છે કે રેતી ઘસવાથી નીરંગ શરીરમાં બરોબર પચે છે અને સઘળી રીમની દૂર કરે છે.

મોબેદ સગ લઇ આવે, જેના ડાબા કાન ઉપર બરૅશ્નૂમ લેનાર પોતાનો ડાબો હાથ લગાડે. પછી આગલ જણાવ્યા પ્રમાણે ભણુતર ક્રિયા કરી ૯ માં પાંચના પહાડયાં ઉપર જઇ બેસે.

ત્યાં (અ) મોબેદ ત્રણ મરતબે પહેલીવાર આવ આપી પોતાની પાવીમાં જઇ ઉભો રહે. જે પેલો બરૅશ્નૂમ લેનાર ઉપલીજ તરતીબથી પોતાનાં આખાં શરીરે લગાડી સગનાં ડાબા કાનને પોતાનો ડાબો હાથ લગાડી તેજ ૯ નાં પહાડયાં પર બેસી રહે. અને વળી પાછો (અ) મોબેદ, આવ લાવી ત્રણ મરતબે બીજી વાર આપી પોતાની પાવીમાં જઇ ઉભો રહે. અને બરૅશ્નૂમ લેનાર તે આખા શરીરે લગાડી, આગલ માફક ભણુતર ક્રિયા કરીને પછીથી ૧૦ માં પાંચનાં પહાડયાં ઉપર જઇ બેસે.

આ ૧૦ માં પાંચનાં પહાડયાં[1] પર (અ) મોબેદ ઉપર જણાવ્યું તે તરતીબથી આવ આપે. પણ અહીં ત્રણ મરતબે ત્રણવાર આવ આપી, ૧૦માંજ પહાડયાં પર ત્રણ વખત સગને હાથ લગાડી ઉપર જણાવેલી ભણુતર ક્રિયા કરે, અને ત્યાંજ બેસી રહે. પછીથી (અ) મોબેદ આવ નામેલાં કહારણાંમાંથી પેલાં ફુલીઆમાં થોડુંક આવનું પાણી રેડે અને તેને બાજુએ દૂરથી મૂકી, એક કશ (યાને કુંડાળું) ફુલીઆંની આસપાસ દોરે.પછીથી તે કહારણું લાવી તે બરૅશ્નૂમ લેનાર ધણીના શરીર ઉપર ત્રણ મરતબે એક વખત પાણી રેડે અને પોતાને છાંટા નહિ ઉડે તેમ નવાડે. પછીથી પોતાની પાવીમાં જઇ ઉભો રહે. (બ) મોબેદ સગ લાવે અને તે શખ્સ પોતાનો ડાબો હાથ પેલા સગના ડાબા કાનને લગાડે અને અતરંગ રાખે. (બ) મોબેદ કુતરાંને બહાર લઇ જાય. એટલે (બ) મોબેદનું કામ ખલાસ થયું.

(અ) મોબેદ પાવીમાંથી બહાર આવી નાની નવગરેહ હાથમાં પકડીને 'અહુનૅમ વઇરીમ્ તનૂમ પાઇતિ' ત્રણ વાર પઢે. '**યથા ૧. કૅમ ના મજ્દા** (જાવત) **ઇજાચા**' સુધી પઢે અને ઉભો રહે.

પછી બરૅશ્નૂમ લેનાર એજ છેલ્લાં પહાડયાં પર બેસી '**નૅમસ્ચા**'નું પદ પઢી મુંગો બેસે. પેલા મોબેદ ત્યાં મૂકેલાં આવ નામેલાં ફુલ્યાંમાંથી એક કતરો પેલા શખ્સના કપડાં જે ત્યાં મૂકેલાં હોય છે તે ઉપર નાંખે, અને બાકીનો કતરો, તે ધણીના ડાબા હાથપર નાંખી તે હાથ પાક કરે, અને મોબેદ પોતાની પાવીમાં જઇને ઉભો રહે.

---

૧. આ દસમું પાંચ પથરનું પાહડયું જેની ઉપર બરૅશ્નૂમ લેનાર છેલ્લાં આવ ઓતે છે તે પાંચ પથરને બદલે એક મોટો પોહલો પથર પણ ગોઠવવામાં આવે છે કે તેના ઉપર તે બરૅશ્નૂમ લેનાર બરાબર નાહે.

અર્‌ઝ્નૂમ લેનાર ઘડી કપડાં પહેરી કુસ્તી ખાંધ પર નાખે, અને જામો પહેરે તેની બન્ને બાંહે લાંબી રાખે. પછી યોજ્દાથ્રેગર મોબેદ પાવીમાંથી બહાર આવી બન્ને નવગરેહ પોતાનાં હાથમાં પકડે. અર્‌ઝ્નૂમ લેનાર શખ્સ જામાનો જમણી તરફનો છેડો (જામાની ચાર) ડાબી ખાંધ પર નાંખી તેની નીચે પોતાનો ડાબો હાથ રાખે. ત્યારપછીથી પેલા મોબેદ નવગરેહનો ચમચો પેલા શખ્સના પએવંદ કીધેલા હાથ ઉપર મૂકે અને બીજી નવગરેહ હાથમાં પકડી ઉભા રહે. પેલો શખ્સ પોતાનો જમણો હાથ, જામાની બન્ને બાંહેની પએવંદ સાથનો, ચમચાપર એવી રીકે મુકે કે તે લાકડીને નહિ લાગે પણ ચમચાનેજ લાગે.

પછીથી અર્‌ઝ્નૂમ લેનાર શખ્સ નીચે મુજબ એકલો બાજ મૂકે:—

**નૅમસ્ચા યા આર્મઇતિશ્ ઇજાચા** (ત્રણ વાર પઢે) **યથા અહૂ વઇર્યો ૨; યસ્નૅમચ વહ્મૅમચ અઑજસ્ચ જવર્ચ આફ્રીનામિ સ્રઑષહે અષ્યેહે તખ્મહે તનુ-માંથ્રહે દરષિ-દ્રઑશ્ આહૂઇર્યેહે અર્વ્મ વૅાહૂ ૧ અશ્ઇ રએશ્ચ થી કેર્ફે મોઝ્દ.**

આટલું પઢી રહ્યા પછી અર્‌ઝ્નૂમ લેનાર અને દેનાર બન્ને જણા ઉપર જણાવ્યા પ્રમાણે બાજ મૂકે. પછી પેલા મોબેદ અર્‌ઝ્નૂમ લેનારને નીચે પ્રમાણે ભણાવે :—

**"જદેહ-નશાસ્ સરો-તન્ પાક્ અશાદી રવાન્ સગ્ અપો હીરબદ પાક્"** (ત્રણ વાર ભણાવે).

અર્‌ઝ્નૂમ લેનાર શખ્સ **'અહુરમજ્દ ખોદાએ'**થી ભણીને કુસ્તી તમામ કરે.

અહીં અર્‌ઝ્નૂમ આપવાની ક્રિયા ખલાસ થઇ, ત્યાર પછીથી દરેમેહેરમાં આવી નીરંગ લઇ પાછી કુસ્તી કરે અને પતેત કરે.

## પહેલવી વંદીદાદની ૯) મી પર્ગર્દની સરેહનો ટુંક સાર.

વંદીદાદની ૯) મી પર્ગર્દની અર્‌ઝ્નૂમને માટેની પહેલવી શરેહનો ટુંક સારાંશ :—

ત્યાં કહે છે કે ૨) મોબેદો બેહુ ખુબ સાથના જોઇએ. કોઇ કહે છે કે એક પણ ચાલે. ખાડાઓ ઉત્તરથી ખોદતાં દક્ષિણ તરફ જાય. ચાર આંગળ યા બે આંગળ ઉંડો ખાડો ખોદવો એ બધું સરખુંજ છે. કશો પણ ઉત્તર તરફથી ખેંચવા અને તે સુરજની રોશનીમાં યાને દિવસેજ ખેંચવા. જો દિવસમાં ક્રિયા પુરી નહી થાય તો નહી ચાલે. દરેક કશ

ખેંચતી વખતે ઓછામાં ઓછો ૧) યથા અને વધતામાં વધતા ગમે તેટલા ભણવા. રીમન નાહનાર ઉત્તર તરફથી ખાડામાં એટલે પાહડયામાં દાખલ થાય, પણ યોજદાથ્રેગર દક્ષિણે ઉભો રહે. "નેમસ્ચા"નું પદ બરૅષ્નૂમ લેનારને બોલતાં નહી આવડે તો યોજદાથ્રેગર બે વાર તે પદ પોતેજ ભણે. એક પાહડયામાં નહવાડતાં કાંઇ શક પડે તો ફરીથી તેજ પાહડયાંમાં પાછી ક્રિયા કરી નહવાડે, અથવા તો જે પાહડયાંમાં બરાબર પાક થયો હોય ત્યાં પાછો જઇને ક્રિયા સાથે પાછો આગળ વધે. માટી ૧૫ વખત લગાડે.

## ઓરતને બરૅષ્નૂમ આપે તો સગ કોણ પકડે?

ઉપલા સવાલનો જવાબ આપતાં કાંમદીન શાપુરની ફારસી રવાએતમાં કહે છે કે:—જ્યારે જોરૂ રીમન થાય અને તેને બરૅષ્નૂમ આપે ત્યારે એકજ યોજદાથ્રેગર મોબેદ જાય, તે સિવાય બીજું કોઇ જાય નહિ. પણ સગ પકડવા ઓરતોને બરૅષ્નૂમગાહમાં લઈ જાય.

## બરૅષ્નૂમમાં નવ રાતની ચોકસાઇ.

બરૅષ્નૂમ લીધા પછી, બરૅષ્નૂમ લેનારે 'અમેંશતગાહ' યાને સુક્રી અને એકાંતવાસ જગ્યામાં જઇ રહેવું, અને પાણીને મુદ્દલ અડકવું નહિ. કુદરતી હાજત વખતે પણ પાણીનો ઉપયોગ કરવો નહિ પણ તેને બદલે માટીનાં ઢેફાંનો ઉપયોગ કરવો, બાજ લઇ હાજતે જવું અને હાજતે જઇ આવ્યા પછી બાજ મૂકવી. પોતીકો ખોરાક હાથમાં મોજાં પહેરીને ચમચાએ ખાવો, તથા કાંસ્યાને અડકીને પાણી પીવું. હાજતે જતી વખતે પણ હાથ તેમજ પગનાં મોજાં પહેરીને જવું.

ન્હાન ખાનામાં (ફારસી ખાનહ્=ઘર; એટલે ન્હાન લઇને રહેવા માટે બાંધેલું અલાહેદું ઘર) બે જુદી તાકમાં બે જુદાં જુદાં કપડાંની જોડ રાખવામાં આવે છે. એક જોડ જમતી વખતે પહેરવા અને બીજી જોડ હાજતે જવા તથા ચાલુ પહેરી સુવા માટે હોય છે. જ્યારે કપડાં બદલે ત્યારે 'ક્ષનઑથ્ર અહુરહે મજદાઓ. અષૅમ વૉહૂ ૧' પઢે અને ત્યાર પછી પાઘડી સુધાં કપડાં કહાડી, આખા શરીરે ત્રણ વાર નીરંગ લગાડી પછીથીજ બીજાં કપડાંને અડકીને પેહરે. જમવાને માટે કપડાં પહેર્યા પછી સાદરા (બીછાંના)ને અડકે નહિ, તેમજ હાજતે પણ જાય નહિ. હરએક ખાણું ખાતી વેળા બાજ ધરીને ખાવું તેમજ ખાણું ખાઇ રહ્યા પછી બાજ મૂકી, કુસ્તી કરી, "ક્ષનઑથ્ર. અહુરહે. મજદાઓ. અષૅમ.

વૉહૂ ૧" ભણી કપડાં કાઢી, શરીર ઉપર ત્રણ વખત નીરંગ લગાડી બીજા કપડાં પહેરે, જે પહેર્યા પછીથી પાછું પાણી વટીક પી શકાતું નથી.

## બરૅશ્નૂમ કયારે રદ થાય?

બરૅશ્નૂમ કયારે ભાંગે? એ બાબદ માટે દસ્તુર દારાબ હમજીઆરની રેવાયતમાં લખાણ મલે છે. ત્યાં કામાં વોહોરાની રવાએતમાં જણાવ્યા પ્રમાણે જો પહેલો નવસો ન્હાવા અગાઉ ખાણું ખાઈ રહી બાજ મૂકયા પછી કદાચ મોંમાંથી ખાવાની રજકણ નીકલે, સેતાંનબાજી થાય, દાંત અથવા શરીરમાંથી લોહી નીકળે, તો બરૅશ્નૂમ ભાગે. પણ જો પહેલો નવસો ન્હાયા પછી આવી હરકતો થાય તો બરૅશ્નૂમ સાબેત રહે અને જો સેતાંનબાજી થાય તો હેરબુદ પાસે દસ્ત-શો લઇ તે આખા દીલે લગાડે તો પાક થાય અને બરૅશ્નૂમને હરકત નહિ પહોંચે.

ઉપર મુજબની 'કુદરતી ખરાબી' પહેલી ત્રણ રાત દર્મયાન કોઇબી વાર સ્વપ્નાથી યા આપ મેળે થાય તો બરૅશ્નૂમ રદ ગણાય. સાદાં ન્હાન વખતે પાછું ન્હાન લઇ શકાય છે. પણ નાવર્યાને માટે આ ખરાબી તેને હંમેશ માટે નાબુદ કરે છે, યાને તે નાવર થઇ શકતો નથી. માટેજ આપણે ત્યાં નાવર જોગું પુરતું શીખવી ૧૫ થી ૧૬ વર્ષની અંદર નાવર કરે છે.

વળી એજ રેવાયતમાં શાપુર ભરૂચીનું લખાણ મળે છે જ્યાં લખવામાં આવ્યું છે કે:— ઘોર ખોદનાર ધણીને, હજામને કે હમામ ખાનામાં રહેનાર હમામીને બરૅશ્નૂમનો ધણી અડકે તો તેનું બરૅશ્નૂમ રદ થાય છે. એટલા માટેજ બરૅશ્નૂમવાલા મોબેદ સાહેબો પોતાના બાલ પોતાને હાથેજ કાપે છે, અને હજામ પાસે કપાવતા નથી. કેટલાંક પંથવાલા મોબેદ સાહેબો જે જગ્યા ઉપર બાજ નહિ ઇજવી જોઇએ તે જગ્યાઓ ઉપર દાખલા તરીકે માળ ઉપર બાજ ઇજે તો તેઓનું બરૅશ્નૂમ રદ થાય છે. (જુઓ "બાજ કેવી જગ્યાઓ ઉપર નહિ ઇજાય" એ વિષેનું લખાણ).

## બરૅશ્નૂમ કઇ ગેહમાં લઈ શકાય.

બરૅશ્નૂમની ક્રિયા હાવન અને ઉજીરન ગેહમાંજ થાય છે. જો કે કેટલાક પંથવાલા મોબેદ સાહેબો ઉજીરન ગેહમાં એ ક્રિયા કરતા નથી. જેને ઉજીરન ગેહમાં બરૅશ્નૂમ લીધું હોય તે ૧૦ મે દિવસે ઉજીરન ગેહમાંજ નવશો નાહી ફારેગ થાય. બગર સાથ મોબેદ સાહેબો ૧૦ મો દિવસ ગેવરાનો પાળે છે અને ૧૧ મે દિવસે ક્રિયાકામ કરે છે.

## અર્ઝનૂમની ક્રિયામાં વપડાતી નવગરેહ.

(નવગર; નવ ગીરેહે).

નવગરેહ (નવ=૯ અને ગરેહ=ગાંથ) યાને નવ ગાંથ વાળી લાકડી એવી બે લાકડીઓ, ૧) કે જે મોટી હોય છે (યાને ગાંઠો લાંબા અંતરે રાખવામાં આવ્યા હોય છે) તેને છેડે ખીલો કે એવાજ કોઇ તીક્ષણ ધાતુ જુન્ની થયલી કુસ્તીથી બાંધવામાં આવે છે તથા ૨) જી, નાની હોય છે કે જેને છેડે ચમચો બાંધવામાં આવ્યો હોય છે. એમ કહેવામાં આવે છે કે રીમન થયલા માણસને બરૅશ્નૂમ આપતી વખતે, આ નવગરેહ વાપડવાથી પેલા માણસની રીમની બરૅશ્નૂમ આપનાર યઑજ્દાથ્રેગર ઉપર અસર કરી શક્તી નથી.

વંદીદાદ ૯ મી પર્ગર્દમાં નવગરેહ માટે 'ગ્રઓમ નવ-પીખેમ' શબ્દ મળે છે, જેનો અર્થ "નવ ગાંઠની લાકડી" એમ થાય છે. આ લાકડી બરૅશ્નૂમ આપવાનું મુખ્ય હથ્યાર હોવાથી પહેલવીમાં 'પીખક' અથવા 'પીશક' બોલ વપડાયો છે જેનો અર્થ 'બરૅશ્નૂમની ક્રિયા' કરીને થાય છે.

વળી જરથોશ્ત સાહેબના હાથમાં જે લાકડી છે તે પણ નવગરેહજ છે. એને માટે વંદીદાદ ૧૯ મી પર્ગર્દમાં નીચલું લખાણ મળે છે.

'અસાનો જસ્ત દ્રજિમ્નો કતો-મસંઘ્રહો હેન્તિ અષવ જરથુશ્ત્રો. વિન્દમ્નો દથુષો અહુરાઇ મજ્દાઇ" યાને કે "તેનાં હાથમાં કતના માપની મોટાઇનું હથ્યાર પકરેલું છે; અશો જરથોશ્તે તે દાદાર અહુરમજદ તરફથી મેળવેલું છે." જો કે ઉપલા "અસાનો અને કત-મસંઘ્રહો" શબ્દોના જુદા જુદા સાહેબો જુદો જુદો અર્થ કરે છે છતાં એર્વદ ફરામજી રબાડી તેનો 'નોગર' (નવગીરેહ=નવ ગાંથની લાકડી) એમ અર્થ કરે છે.

એરવદ જીવનજી મોદી નવગીરેહનો અર્થ "પએગમ્બરે જાહેર કરેલો અહુરમજદનો સખુન (વચ મજ્દો ફ્રઑખ્ત) સંપૂર્ણ છે" એમ કરે છે. એઓ એનાં ટેકામાં કહે છે કે, નવનો આંકડો અસલી ઇરાનીઓ ઘણોજ પવિત્ર માનતા હતા, કારણ કે તે સંપૂર્ણ છે. એટલે કે જો ૯ નાં અંકને કોઇ પણ સંખ્યાએ ગુણીએ અને જે આવે તેનો સરવાળો કરીશું તો પાછા નવજ આવશે. દાખલા તરીકે ૯×૩=૨૭ અને ૨+૭=૯. એવીજ રીતે કોઇ પણ મોટી યા નાની સંખ્યાએ ૯)ને ગુણશો અને જે આવે તેનો સરવાળો કરશો તો માલમ પડશે કે છેવટે ૯ જ આવશે. આ રીતે ૯નાં આંકને સંપૂર્ણ ગણુવામાં આવ્યો છે. દાખલા તરીકે

બર્શ્નૂમ લીધા પછી પવિત્ર થવાને માટે ૯) રાત પસાર કરવી પડે છે; હર કોઇ યજશ્નેની ક્ષ્નૂમન ૯) વાર ભણાય છે, ઑય હેતી વેળા ૯) વખત ઘંટ વજાડવામાં આવે છે, દફન ઉપર ૯) કાપા પાડવામાં આવે છે, વિગેરે.

## યઓજ્દાથ્રેગર, યઓજ્દાથ્રગરી તથા તેની અગત્યતા.

'યઓજ્દાથ્રેગર્' શબ્દ 'યઓજ્દાથ્ર' ઉપરથી નીકળ્યો છે. "ચોક્સ હદની અંદરના નુકસાનકારક સૂક્ષ્મો લીધેલી વસ્તુ અથવા પ્રાણીનો ઉપાય કરીને, તે વસ્તુને તેની અસલ હાલતમાં લાવીને, વગર નુકસાને કામમાં લેવા જોગ કરવાનાં કામને 'યઓજ્દાથ્ર' કહે છે. જે વસ્તુઓ એ પ્રમાણે પોતાની અસલ હાલતમાં આવી શકે તેવી વસ્તુઓને 'યઓજ્દય' યાને ચોકુખી કરી શકાય એવી કહેવામાં આવે છે, અને જે વસ્તુ [કામમાં] નહિ આવી શકે તેને 'અયઓજ્દય' યાને કે નહિ ચોકખી કરી શકાય એવી કરી કહે છે.

"જે ધણી 'યઓજ્દય' કરવાનું યાને ચોકખી કરી શકાય એવી ચીજને ચોકખી કરવાનું કામ કરે તેને 'યઓજ્દાથ્રય' (યઓજ્દાથ્રેગર) કહેવામાં આવે છે. યઓજ્દાથ્રેગરીનું કામ એક વૈદના કામને મલતું આવે છે. કે જેનું પુરેપુરૂં જ્ઞાન મેળવ્યા વગર જે કોઇ તે હુન્નર જાણવાનો દાવો કરે તેને અસલી ઇરાનીઓ ભારે સજા કરતા હતા (વંદીદાદ પર. ૯). દાખલા તરીકે જો આપણે દૃજે નસુશને એક જાતનો ચેપ અથવા ઉડતા રોગ તરીકે ઓળખીએ તો તેને અટકાવનાર અથવા તેના ઉપાય કરનારને યઓજ્દાથ્રેગર તરીકે ઓળખી શકીએ, યાને કે માણસો તથા ચીજોને નસા વિગેરેની નુકસાનકારક અસરમાંથી સફાઇ આપનારને યઓજ્દાથ્રેગર કહેવામાં આવે છે.

"માણસોને થતાં ઘણી તરેહનાં નુકસાનોમાં એક એ છે કે કુદરતની વસ્તુઓમાં બગાડો થાય છે, અને તે બગાડાને લીધે માણસોની તંદુરસ્તીને હલાકી પહોંચે છે. આવી જાતની હલાકી દૂર કરવાની, અથવા દૂર કરવાનાં કામમાં મદદ કરવાની દરેક જરથોશ્તીને માથે આપણા ધર્મમાં ખાસ ફરજ નાખવામાં આવી છે. એટલા માટે કેવી હાલતમાં પોતે રહેવું અને કેવી હાલતમાં કુદરતની બધી વસ્તુઓને રાખવી તથા બગડેલી ચીજોને કેમ સમારવી કે જેથી કોઇને નુકસાન ન થાય તે જાણવાને તથા કામમાં લાવવાને એ ધર્મમાં જેટલું શીખાડયું છે તેને યઓજ્દાથ્રગરીનો હુન્નર કહે છે.

"યઓજ્દાથ્રગરીના શાસ્ત્રને જરથોશ્તી શરીયતમાં ઘણું અગત્યનું ગણ્યું છે. એ વિદ્યા એવું શીખાડે છે કે જેટલી આત્માની પવિત્રાઇ

જાળવવાની અગત્ય છે તેટલીજ બદનની તંદુરસ્તી અને પવિત્રાઈ જાળવવાનીબી અગત્ય છે. રવાન એક ચેરાગની અને તન એક ફાણુસની ચીમની મીસાલે છે. ચીમની જેટલી મેલી એટલી રોશની ઓછી, અને જેટલી ચીમની સાફ તેટલી રોશની વધારે પડે છે. તેવીજ રીતે તનની ચોકખાઇ ઉપર રવાનની ચોકખાઇનો આધાર રહેલો છે. રવાન એક સ્વાર છે અને તન એક ઘોડો છે. જેમ ઘોડો તંદુરસ્ત તેમ સ્વાર વધારે દૂર પહોંચી શકે છે. તેવીજ રીતે જેનું તન વધારે પાક તેમ તેનું રવાન વધારે નેકીની બુલંદીએ ચઢે છે. રવાનની સફાઇ માટે તનની સફાઇનેબી જરૂરની ગણીને યઓજ્દાથ્રેગરીના કામને અગત્યનું ગણ્યું છે."[1] પ્રો. જેકસન પોતાની "જોરોઆસ્ત્રીઅન સ્ટડીઝ" નામની ચોપડીમાં લખે છે કે "તન અને રવાનની પવિત્રાઈની જરૂરીયાતને માટે ઇરાની ધર્મ [યાને, અશો જરથુશ્ત્રની દીન] જેટલા ભારથી શિક્ષણ આપે છે તેટલું વજન બીજા કોઈ ધર્મમાં આપવામાં આવ્યું નથી."[2]

## કુસ્તી પાદીઆબ.

પાદીઆબ એ અવસ્તાનો 'પઇત્યાપ' (પઇતિ+આપ) શબ્દ છે, જેનો અર્થ શરીરના ઉઘાડા ભાગો ઉપર પાણી નાંખી તેમને સાફ કરવા એવો થાય છે. એર્વદ શહેરયારજી ભરૂચા રીસ્તિસ્તાન (પા. ૧૯૧) માં લખે છે કે: "જેમ એક રસાયણી પદાર્થોની ગદલાઇ અથવા નિર્મળતાનું માપ કરવાને વાસ્તે તેઓની એક ચોક્કસ હાલતને પરિમાણ (standard) તરીકે ઠેડવી રાખે છે, દાખલા તરીકે પાણીની નિર્મળ હાલતનું સાધારણ પરિમાણ ગરમીથી બાફ કરીને ગાળેલું પાણી (Distilled water) ઠરાવેલું છે,...તેમ જે વસ્તુઓ તથા માણસો કોઇબી નજીસાત, મુરદાર અથવા રોગજનક વસ્તુને નહિ લાગેલાં, અથવા લાગવા પછી જેમ જોઇએ તેમ સાફ કરવામાં આવેલા હોય, તેઓની તે વખતની હાલતને ચોખ્ખાઇની સાધારણ હાલત (normal state) ઠરાવી છે, તેને 'પાદીઆવી' કહે છે.

પાદીઆવી એટલે પાદીઆબની હાલતમાં જે ચીજને અડકવાથી, અડકનારી સફાઇને હરકત નહિ થાય તે......એક માણસના 'પાદીઆબ'

---

૧. વધુ માટે જુઓ એર્વદ શેહેરયારજી ભરૂચાનું રીસ્તિસ્તાન પા. ૫૮ અને ૧૮૬.

૨. "Few creeds inculcate more strongly, than that of Persia, the need for purity of body and soul."

સાબેત છે, એમ કહેવાનો અર્થ એ કે તે માણસ સાધારણ સફાઇની હાલતમાં છે." જ્યારે જ્યારે માણસ નાની જેવી ગલીચી,-જેવી કે પીશાબ કરવી, બાલ યા નખ જેવા હેહેર ને (યાને નસાને) હાથ લગાડવો વિગેરે—માં તે આમેજ થાય છે ત્યારે તેના પાદીઆબમાં ખલલ થાય છે. અને જેવી રીતે કે બરશ્નૂમ લેવાથી રીમન થયલો માણસ પાક થાય છે, તેવીજ રીતે હાથ પગ ધોઇને કુસ્તી કરવાથી માણસના 'પાદી-આબ' સાબેત થાય છે.

## બરશ્નૂમ આપતી વખતે સગ કેવો જોઇએ?

બરશ્નૂમની ક્રિયા વખતે સગનું મુખ્ય કામ દ્રુજે નસુશને મારી હઠાવવાનું હોય છે. એ દ્રુજે નસુશને 'નસુશ-હએવો હાતો' યાને કે 'દેવને લગતો નસુશ' કરીને પણ કહ્યો છે. શીસ્તિસ્તાનમાં સગ (યાને કુતરો) વિષે જે લખાણ આપવામાં આવ્યું છે, તેવુંજ લખાણ દસ્તુર દારાબ હમજીયારની રેવાયતમાંથી મળે છે. ત્યાં 'બરસનુમ આપતાં સગ કેવો જોઇએ?' તેના ખુલાસામાં જણાવ્યું છે કે "તે સગ જરદ રંગનો અને ચેઆર આંખનો, અને એવો નહિ હોએ તો સગ ઉજલો અને જરદ કાંનનો તથા ચેઆર ચશમનો, યાને ચેઆર ચશમ તે તેને કહીએ જે બે આંખની ઉપર બીજાં બે ટીલાં હોએ..........સગ મહીના ચેઆરનો જોઇએ......(તેનાંથી) નાંધલ્લો કામ નહીં આવે.........." વળી કૂતરો આંધળો, લંગડો, કાન કાપેલો યા એવી કોઇપણ જાતની ખોડખાંપણવાલો નહિ જોઇએ.

તેવીજ રીતે જ્યારે રૂવાનને સગદીદ કરવામાં આવે છે ત્યારે પણ ખોડખાંપણ વગરનો અને મોટો કુતરો, ઉપર જણાવ્યા પ્રમાણેનોજ હોવો જોઇએ.

(વળી યજશ્નેની ક્રિયા કરતી વખતે જીવાંમ ઝાલવામાં આવે છે તે વખતે બકરીનો ઉપયોગ કરવામાં આવે છે તે બકરી પણ ખોડ ખાંપણ વગરની તથા મોટી જોઇએ. આંધળી, યા લુલી લંગડી બકરીનો જીવાંમ ઝાલી શકાય નહિ ).

## દ્રુજે નસુશ.

આપણને વારંવાર 'દ્રુજે નસુશ' 'દોડે છે' અથવા 'ગલબો કરે છે' એવા શબ્દો વંદીદાદમાં મળે છે. ત્યાં "અએષ દ્રુક્ષ યા નસુશ ઉપ-દ્વાંસઇતિ" યાને કે "આએ કે જે દ્રુજે નસુશ ધસારો

કરીને દોડે છે" એવું લખાણ વારંવાર આવે છે. એર્વદ શહેરયારજી ભરૂચા 'દૂજ'નો અર્થ 'નુકસાન, હાની, ખરાબી, ઇજા,' તથા 'નસુશ'નો અર્થ 'મુરદાંને લગતી કાંઇબી કોહતી ચીજ કે જેમાં સડો લાગીને તેનાં સૂક્ષ્મો છૂટા પડતા હોય તે' એમ કરે છે. એઓ સામટી રીતે 'દૂજે નસુશ'નો અર્થ નીચે પ્રમાણે કરે છેઃ—

"મુરદાંને લગતી કોહોતી વસ્તુમાંથી નીકલતા સૂક્ષ્મો, અથવા અણદીઠ હવા અને તેથી થતા ઉપદ્રવને 'દૂજે નસુશ' કરી કહે છે.

તેઓ જીવતી તથા નિર્જીવ ચીજોમાં બે જુદી જુદી રીતે ફેલાય છે. માણસોમાં (યાને જીવતી ચીજોમાં) તેઓનું ફેલાવું ઉડતા રોગોનાં બીઆંઓનાં ફેલાવાને મળતું આવે છે. નિર્જીવ વસ્તુઓ મધે ૧) વાયુ-રૂપી પદાર્થોમાં એ સૂક્ષ્મો સાથી વધારે દૂર લગી, ૨) પ્રવાહીવસ્તુ-ઓમાં તેથી ઓછે દૂર લગી, અને ૩) નક્કર વસ્તુઓમાં તેથી પણ ઓછે દૂર લગી ફેલાય છે."[1]

## ગુજરેલાંની તેમજ જીવતાંની નૈયતે મોબેદોને બર્ષ્નૂમ અપાવે છે તે વિષે.

આપણુ જરથોશ્તીઓ આ પૃથ્વી ઉપર જે અવસ્તાના કલામો પઢીએ છીએ, તેનાં ચોક્કસ ભાગની અસર આપણાં શરીર અને રૂવાન ઉપર તરત થાય છે યાને આપણું શરીર તંદુરસ્ત રહે છે અને રૂવાન ખુશહાલ રહે છે. અવસ્તાના બાકીના ભાગની અસર એક બસ્તેકુસ્તીઆનને, ગુજર પામવા પછી પેલી દુનીઆમાં માંથ્રના ખોરાક તરીકે ખપ લાગે છે. અને પોતાનાં રૂવાનને સરોશ યઝદની પનાહમાં આગલ વધારવાને બહુ કિંમતી થઇ પડે છે. પણ જો એક જરથોશ્તીથી ધંધાધાપાની રોકાણથી, અથવા તો કાંઇ બીજાં કારણોથી જીંદગી દરમીઆન અવસ્તાના કલામો પુરતા પ્રમાણમાં ભણાયા નહિ હોય, તો તેની નૈયતે મોબેદ સાહેબો પાસે બર્ષ્નૂમ લેવડાવવું ઉપયોગી થઇ પડશે. ગુજરેલાંની નૈયતે મોબેદ સાહેબોને બર્ષ્નૂમ અપાવવાથી તે મોબેદ સાહેબ જે જે અવસ્તાના કલામો ચાલુ ભણતા રહે છે તે કલામોનો ત્રીજો, ચોથો, પાંચમો, છઠ્ઠો, એમ કોઇએક ભાગ જેની નૈયતે બર્ષ્નૂમ આપ્યું હોય તે અનઑશહ રવાનને મિથ્ર (યાને વિચાર શક્તિ)ને કાયદે અચુક પહોંચે છે અને મીનોઈ દુનીઆમાં ગુજર પામેલાં રૂવાનને બહુ રાહત આપે છે. આપણાં મિથ્ર (યાને વિચાર શક્તિ)નું બળ ઘણુંજ બળવાન છે, જેને માટે અંગ્રેજીમાં કહ્યું છે કે "આપણા માણસ જાતને દાદાર અહુરમજ્દ તરફની સઉથી

---

૧. આ ખુલાસો તદન બરહક છે. જુઓ રીસ્તિરસ્તાન પા. ૫૫.

મોટી કરમ બક્ષેશ તે એક વિચાર શક્તિ છે." બાતેન જ્ઞાનની ગેરહાજરીમાં કેટલાક માણસો એવું બર્ૹનૂમ આપવાની જરૂર નથી એવું કહે છે. પણ તે કેવળ મિથ્ર (યાને વિચાર શક્તિ)ના કાયદાની અજ્ઞાનતા દેખાડે છે.

માટે આવા ધંધાધાપાની રોકાણના વખતમાં જો બર્ૹનૂમ અપાવવાની શક્તિ હોય તો તે જરૂર અપાવવું, પણ યાદ રાખવું કે આપણી શક્તિ પ્રમાણેજ ખરચ કરવો. અને જો કરજ કરીને ખરચ કર્યે તો તેને એક ગુનાહ તરીકે કહેલો છે.[1]

## બર્ૹનુમની ક્રિયામાં વપડાતો ગૌમીજ

આપણુ જરથોશ્તીઓને, સવારે ઉઠતાંની સાથે નીરંગ લેવાનું ફરમાન આજ કદીમ જમાનાઓથી ચાલતું આવેલું છે કે જે બાબદને નીચલી વિગતથી ટેકો મલે છે. જ્યારે હીંદુસ્તાનમાં આપણાં અસલી ન્યાંગાનો રહેવાને માટે આવ્યા અને જાદવરાણા આગલ આશરો લેવાને માટે ગયા તે વખતે પારસીઓ કોણ છે, કેવી જાતના છે, તથા તેઓ શું ધર્મ પાળે છે, તેનું બ્યાન મોબેદ નૈર્યોસંઘ ધવલે (કેટલાક સાહેબો મુજબ 'અકો' નામના મોબેદે) સંસ્કૃતમાં ૧૬ શ્લોકો બનાવી રાજા આગળ કહી સંભળાવ્યું. ત્યાં ૭ માં શ્લોકમાં મજકુર મોબેદ સાહેબ કહે છે કે:

> गोमूत्रैर्मंत्रपूतैः शिरवदनमिताः स्त्रीपयःपानशुद्धाः
> बाह्यंतस्नानमुक्तं तदनुपरिवृता मध्यदेशे च मुद्रा ।

એટલે કે 'જેઓ ધર્મ શાસ્ત્રમાં ફરમાવ્યા પ્રમાણે, માંથ્રવાણી (મંત્રો) વડે પવિત્ર થયલું ગૌમુત્ર, મોઢાં અને માથાં વિગેરે ઉપર લગાડીને, બહાર અને અંદરથી શુધ્ધ થાય છે, અને સ્ત્રીઓએ આપેલાં પાણી વડે નાહીને ચોખ્ખા બને છે...'

હવે એ નીરંગ શું છે, એનો આપણી દીન સાથ શું સંબંધ છે; તે શા માટે લેવો જોઇએ, તથા તેના ફાયદાઓ શું છે? તે જાણવાની ખાસ જરૂર છે. નીરંગ બાબે ઘણા હેરફેર મતો છે, એમાં તો કંઇ શક નથી. અને કેટલાક જરથોશ્તી ભાઇઓ પોતાનાં નેયાગાનોથી ઉતરતું આવેલું અસલ ઇમાન ફેરવતા જાય છે. એ માટે આ બાબદને અહીં ખાસ અગત્યતા આપી બનતું સમજાવવની ટુંકમાં કોશેશ કરવામાં આવી છે.

નીરંગ શબ્દનો ખરો અર્થ 'ક્રિયા' અથવા 'મંત્ર' થાય છે. દાખલા તરીકે 'નીરંગે કુસ્તી' યાને 'કુસ્તી બાંધવાની ક્રિયા', 'નીરંગ કુસ્તી

---

૧. જુઓ "જેવી શક્તિ તેવી ભક્તિ" એ બાબેનું દસ્તુરજી ખુરશેદજી પાવરીનું લખાણ.

કાપવાની' યાને 'કુસ્તી કાપવાની ક્રિયા' વિગેરે. તેવીજ રીતે 'તરો' લેવાની ક્રિયાને 'નીરંગ આબેજર લેવાની' અથવા 'નીરંગે ગઑમીજ', કહેવામાં આવે છે.

"નીરંગે દીની" યાને દીનને લગતી ક્રિયા. અવસ્તાના કલામો ક્રિયા સાથે ભણી ગોમેજ અને પાણીને પાક કરવામાં આવે છે, તેને માટે આ શબ્દ આપણે "નીરંગદીન" કરીને બોલ્યે છીએ. માટે "નીરંગદીન"નો બીજો અર્થ પવિત્ર કીધેલો ગોમેજ અથવા તરો એમ સાધારણ રીતે કરવામાં આવે છે, અને એજ શબ્દ ઉપરથી ગોમેજ અથવા તરાને વળી સાધારણ રીતે "નીરંગ" કરી કહેવામાં આવે છે.

આપણા ન્યાગાનોએ "નીરંગદીન"ની ક્રિયા પહેલવી ભાષામાં લખી છે તે ક્રિયાનું મથાલું ઘણા હસ્તલેખોમાં "નીરંગ આવ વ પાદયાવ ચરતન" કરીને મલે છે, એનો અર્થ "પાદયાવ અને પાણી ઇંજવાની નીરંગ" એમ થાય છે. હયાં ગોમેજ અથવા તરાને માટે "પાદયાવ" શબ્દ મલે છે. આ દેખાડે છે કે શરીરને ખરી ચોખ્ખાઇ પહેલાં "પાદયાવ" યાને ગોમેજથી આપવી અને ત્યાર પછી શરીરનાં અંગો પાણીએ ચોખા કરવા.

હવે 'તરો' અને 'આબેજર' એ શું ચીજ છે તે જોઇશું. 'તરો' એ 'ગાય અથવા ગોધાના મુત્ર'ને કહેવામાં આવે છે. સફેદ ગોધાના (યાને વરસીઆના) ક્રિયા કરીને લીધેલા 'તરા' ને 'નીરંગ' કહેવામાં. આવે છે. એને માટે અવસ્તામાં 'ગઑમએજૅમ', 'મએસ્મન', અથવા 'ગેઉશ મએસ્મન' એવા શબ્દો વપરાયલા મલે છે. ફારસીમાં એને 'આબેજર' યાને 'સોનેરી પાણી' એવે નામે ઓલખવામાં આવે છે અને વળી એને ફારસીમાં "દસ્ત–શો" અથવા "દસ્ત–શુઈ" એટલે હાથનું ધોવાણ કહે છે, કારણ કે પાણીથી હાથ ધોઇ ચોખા કરવાની આગમજ હાથો પહેલાં ગોમેજથી ધોવા જણાવવામાં આવે છે. એ ઉપરથી માલમ પડશે કે એ 'નીરંગ'ને આગલા વખતમાં કેટલી બધી અગત્યતા આપવામાં આવી હતી. નરીમાન હોશંગની રેવાયતમાં લખે છે કે "દીનની જીંદગાની નીરંગથી છે".

આપણા ધર્મમાં ઘણીએક જગ્યાએ ગઑમીજ વાપરવાનું ફરમાન આવ્યું છે. આપણે જોઇશું તો માલમ પડશે કે દરેક મોટી ક્રિયાઓ ગઑમીજ વગર થઇ શક્તિ નથી. ખરૂં જોતાં આપણી ધર્મ ક્રિયાઓનો મૂળ આધારજ નીરંગ ઉપર છે. પહેલાં તો વંદીદાદના ફરમાન પ્રમાણે જો સવારે ઉઠતાંની સાથ નીરંગ નહિ લીધો હોય તો તે હાથ વસિદો ગણાય છે. અને જો આવો અપવિત્ર હાથ આતશ, પાણી, વિગેરેને

લગાડવામાં આવે તો તે ચીજ પણ અપવિત્ર થયલી ગણાય છે, અને એને એક મોટો ગુનાહ ગણેલો છે. આ વંદીદાદનાં ફરમાન ઉપરથી માલમ પડશે કે ઉઠતાંની સાથ પાણીથી હાથો સાફ કરવાથી, તે હાથો પવિત્ર અને ચોકખા થવાને બદલે અપવિત્ર અને ખરાબ થાય છે, અને સાથે પાણીને પણ અપવિત્ર કરે છે.

અત્રે જણાવવાનું પ્રસંગોપાત થઈ પડશે કે ઇસ્વી સને ૮૧૩ માં, ખલીફ અલ મામુન રાજ ગાદીએ આવ્યો, તેનાં વખતમાં અબાલીશ નામના એક વટલેલ ઇરાનીએ, આદર ફ્રેનબગ નામના એક ઘણાજ પરહેજગાર અને દાનાવ મોબેદ સાથે ખલીફ અલ મામુનની દરબારમાં આપણા ધર્મને લગતી બાબદો ઉપર સવાલ જવાબો કીધા હતા, જે વેળા બીજા ધર્મના દાનાવ મરદો પણ હાજર હતા. અબાલીશની મૂળ મતલબ, આપણા ધર્મને હીણું લગાડવાની હતી. તેણે સાત સવાલો પૂછયા હતા જેના ચોથા સવાલમાં પુછે છે કે "ગોધાના તરાએ હાથ ધોવાથી શું તે પાણીએ ધોવા કરતાં વધારે ચોકખા થાય છે? કારણ જો ગોધાનો તરો ચોકખો હોય, તો તેને ફરીથી પાણીએ ધોવા નહિ જોઇએ." એનો જવાબ આદર ફ્રેનબગ એક દાખલા રૂપે આપતાં કહે છે કે "જ્યારે ઘરમાં ખરાબ દુર્ગંધી ચીજ એકઠી થઇ હોય છે ત્યારે તમો પોતે બહાર કાઢો છો કે તમે તમારા નોકરોને તે ચીજ કાઢી નાખવા હોકમ કરો છો?" એનો અર્થ આ છે કે નીરંગ કરતાં વધુ ચઢીઆતી ચીજ પાણી છે; અને જેમ એક ઘરમાં ચોર ભરાયો હોય, તો તેને પકડવા પહેલાં ઘરમાનાં નોકરો દોડે છે, અને છેવટે શેઠ હાજર થાય છે; તેજ મીસાલ પહેલાં નીરંગ જે છે, તે દુજે નસુશને નસાડે છે, યાને રીમની દુર કરે છે, અને પછાંથી પાણી લગાડવાથી તે ચીજ વધુ ચોકખી થવા ઉપરાંત, પાણી પણ ચોકખું રહે છે. તેમજ આદર ફ્રેનબગ વધુમાં કહે છે કે જેવી રીતે બીજી મજાઓનાં ધર્મમાં સ્નાન કર્યા વગર બંદગી થઇ શકતી નથી, યા ખાણું લઇ શકાતું નથી, તેજ પ્રમાણે જરથોસ્તીઓમાં નીરંગ લેવા વગર કોઇપણ કાર્ય થઇ શકતું નથી.[1]

આપણે ઉઠતાંની સાથ જે નીરંગ લગાડયે છીએ, તે પણ કેટલુંક ભણતર ભણ્યા પછી ચોક્કસ તરતીબથી લગાડયે છીએ. આ કાંઈ ફક્ત રીવાજથી નથી ઉભું થયું પણ એ માટે કેટલીક પહલવી, ફારસી તથા અવસ્તાની ચોપડીઓ (વિસ્તાસ્પ યશ્ત, દીનકર્દ અને એવીજ બીજી પહલવી કેતાબો, વંદીદાદ, સદ્દરે બુનદહિશ્ન વિગેરે)માં લખાણો આવ્યાં છે.

---

૧. જુઓ મી. હોમી ફ. ચાચાની "ગજસ્તે અબાલીશ" નામની પહેલવી ટેક્ષ્ટ અને તેનો ખુલાસો, પાનું ૪૩ અને ૬૭–૬૮.

કેટલાકો સવાલ કરે છે કે સવારના પહોરમાં ઉઠીને નીરંગ લેવાનું ફરમાન અવસ્તામાં મલતું નથી. એના જવાબમાં આપણે જણાવીશું કે વંદીદાદ પર્ગર્દ ૧૮ મીમાં જ્યાં સવારના ઉઠીને આતશ રોશન રાખવાનું ફરમાન આપવામાં આવ્યું છે તે બાબદ ધ્યાનથી વાંચતાં સહેજમાં માલમ પડે છે કે ખુલ્લી રીતે નહી તોપણ આડકતરી રીતે નીરંગથી પહેલાં હાથ સાફ કરી પછીજ પાણીથી ધોવા એમ અનુમાન કાઢી શકાય છે.[1]

વળી ઘણીક પહેલવી તેમજ ફારસી કેતાબોમાં કહે છે કે જો "નીરંગ" યાને ગોમેજ નહી મલી આવે તો સવારનાં ઉઠતાંને વાર "આબે તન-તોખ્મે" યાને ઝાડનો રસ પહેલાં શરીરે ચોપડવો અને પછી પાણીથી તે ધોવું, કારણ કે હયાં પણ આગલ જણાવી ગયા તેજ મતલબ સમાયલી છે કે પાણી જે ઘણી ચોકખી ચીજ છે, તે કોઈ પણ રીતે બગડે નહિ, માટેજ ઝાડનો રસ લઇ શરીરને પહેલાં લગાડવા પછીજ પાણીથી ધોવું.

આપણાંમાં નવજોત, લગ્ન તથા મરણ પ્રસંગે, નીરંગ પીવાના તથા શરીરે ચોપડવાનાં કામમાં આવે છે. નીરંગ દીનની પવિત્ર ક્રિયા કીધેલો નીરંગ પીવાને માટે આપવામાં આવે છે, જેમાં થોડીક ભભ્મ પણ નાખવામાં આવે છે. ન્હાન ન્હાતી વખતે નીરંગ પીવાના તથા ચોપડવાના કામમાં આવે છે. પણ બરેશ્નુમની ક્રિયામાં તો ૯ રાત અને ૯ દિવસ જ્યારે પાણી ને અડકવામાં આવતું નથી ત્યારે નીરંગ વાપડવામાં આવે છે. નીરંગદીનની ક્રિયા કીધેલા નીરંગ ઉપર તો કોઇ જુદદીનની નજર પણ નાખવા દેવામાં આવતી નથી અને તે બાટલીનું મોઢું પણ બરેશ્નુમવાલા મોબેદ કુસ્તી કરીને 'ખુબ' કીધા પછીજ ખોલી શકે છે.

દસ્તુરજી જામાસ્પજી લખે છે કે "સાધારણ રીતે જોતાં આ ક્રિયાઓ પારકા ધર્મવાળાઓને તેમજ ઘણાક જરથોસ્તી ભાઇઓને ઘણી કઢંગી તથા ઓચંબો પમાડનારી લાગે છે ખરી, પણ બારીકીથી તપાસ કરતાં એ કઢંગાપણું અને અજાયબી દૂર થાય છે." એટલા માટેજ આ બાબદને અહીં હાથમાં ધરી જે અજાયબી બીજાઓને લાગે છે તે દુર કરવાની નજીવી કોશેસ કરવામાં આવી છે.

હવે આપણે નીરંગ શા માટે લેવો જોઇએ તેની ફીલસુફી તથા એ લેવાના ફાયદાઓ ટુંકમાં તપાસીશું. નીરંગ એ ધારવા પ્રમાણે એક ઘણોજ કૌવતદાર ખાર છે કે જેની અંદર લગભગ છ જાતની એસીડોના ગુણો સમાયલા છે, એમ આજની સાયન્સની શોધ ઉપરથી કહેવામાં

---

૧ જુઓ દારાબ હમજીયારની ગુજરાતી રવાયત, પાનું ૪૬ નોટ.

આવે છે. વળી એમ પણ કહે છે કે એની અંદર સાત જાતની દવાઓનાં ઓછા વધતા ગુણો સમાયલા છે, કે જેનાથી વૈદક શાસ્ત્ર પ્રમાણે શરીરની સુસ્તી, નબળાઇ, બીહોશી વિગેરે દર્દો નરમ પડે છે. નીરંગ વિષે દેશી તેમજ પરદેશી લખનારાઓ પણ ઘણું લખે છે. ડા. હાઉગ જણાવે છે કે હાલમાં પણ યુરોપનાં કેટલાક ભાગોમાં ગામડયાઓ એનો ઉપયોગ કરે છે. ડા. ઉવિલહેલ્મ કહે છે કે ઘણાજ અસલના વખતથી નીરંગ દવા તરીકે વાપરવામાં આવતો હતો. જુઓ "On the use of Beef's urine according to the precepts of the Avesta, and on similar customs with other nations" by Dr. Eugen Wilhelm (A.C. 1889) અથવા એ ચોપડીનો ગુજરાતી તરજુમો: "ગઉમુતના ઉપયોગ વિષે પારસી ધર્મ પુસ્તકોમાં મળતાં ફરમાનો અને બીજી કોમોમાં ચાલતા તેને મળતા રેવાજો" (A.C. 1890). તરા અથવા નીરંગ સામે ખોટી સુગ ધરાવનારા પારસીઓને આ નાની ચોપડીનો અભ્યાસ કરવાને હમે સખત ભલામન કર્યે છીએ. ત્યાં પ્રો. ઉવિલહેલ્મ ખુલ્લું કહે છે કે નીરંગ વાપડવાનો ઉપયોગ કોઇ આગળા રેવાજ ઉપરથી નહીં, પણ પારસીઓના અવસ્તાના ધર્મ-પુસ્તકો ઉપરથી પડયો છે.

## નીરંગ બાબે દંતકથાઓ.

નીરંગ બાબે ઘણીએક દંતકથાઓ છે. એમ કહેવામાં આવે છે કે પાદશાહ જમશેદના વખતમાં ખુજલીનો રોગ મજબુત ફેલાયો અને રૈયત ઘણીજ પરેશાન થઇ, પણ પાદશાહ જાતે પવિત્ર અને નસિબવંત હોવાથી તેને ખાબમાં ગાવનો નીરંગ ચોપડવાની સરોશ યઝદ તરફથી બશારત થઇ, અને તેમ કીધાથી તે રોગ બરતરફ થયો હતો. નીરંગની એજમતી અસર બતાવવા માટે આપણી રવાયતોમાં જમશેદ પાદશાહ વિષે એક વર્ણન મલે છે. ત્યાં કહે છે કે જમશેદ પાદશાહ કોહોડથી પીડાતો હતો. ઘણા ઇલાજો કરવા છતાં તે બેચેનીમાં દહાડાઓ પસાર કરતો હતો, પણ અચાનક ગાવના મુત્રથી તે દરદ દફે થયું.[૧]

વળી એમ પણ કહેવામાં આવે છે કે એક જાતનો ઉડતો મરજ ઇરાનમાં ફેલાયો હતો ત્યારે જરથોશ્તીઓ સિવાયની બીજી કોમોને ઘણુંજ દુઃખ સોશવું પડયું હતું. તેઓએ ગૌસ્પંદનો નીરંગ વાપડયો અને મરજ ફેલાતો બંધ પડયો. આ ઉપરથી સઘળાઓએ વિચાર્યું હતું કે જરથોશ્તીઓ નીરંગ લે છે તે બરોબર છે.

---

૧ જુઓ એર્વદ મા. રૂ. ઉનવાલાની ફાસીં રવાયત વોલમ ૧ લું પા. ૩૧૧-૩૧૫, અને તેના ઇંગ્રેજીમાં તરજુમા માટે જુઓ The Persian Rivayats એર્વદ બમનજી ન. ધાભર કૃત-પા. ૨૯૫-૯૬.

આ ઉપરથી માલમ પડે છે કે નીરંગ લેવાને માટે અવસ્તા, પહલવી તથા ફારસી પુસ્તકો ઉપરાંત હકીકુ તથા તવારીખ પણ તેને ટેકો આપે છે.[1]

## નવશો[2] ન્હાવાનું ફરમાન.

નવશો ન્હાવાનું ફરમાન વંદીદાદની ૮ મી પરગર્દમાં આપવામાં આવ્યુ છે. ત્યાં કહે છે કે, તે રીમન ન્હાએલા શખ્સે બીજા માજ્દયસ્નોથી એકાંત જગ્યાએ અલાહેદું બેસવું જોઇએ અને દિવસ સુધાંની ત્રણ રાત ગુજર્યા પછી પોતાનાં તનને બળદના નીરંગથી તથા પાણીથી ધોવું જોઇએ.

ઉપર જણાવ્યા પ્રમાણે ત્રણ દિવસ પછી ન્હાવાને 'પહેલો નવશો' કહે છે. એજ પ્રમાણે બીજા તથા ત્રીજા નવશાને વાસ્તે 'છ રાત અને નવ રાત ગુજર્યા પછી' એવા શબ્દો વંદીદાદમાં લખાયલા માલમ પડે છે.

---

૧. નસેસાલારને બરેશ્નૂમ આપવા વિષે: એ વિષય માટે, દોખમાની ક્રિયાઓનાં બાબમાં પાછળ જુઓ. આતશબેહેરાંમને બરેશ્નૂમ આપવા વિષે: એ બાબે જુઓ પાછળ આતશબેહેરામ પાદશાહપર જુદીનની નજર પડે, યા હમ-પએવન્દ થાય, તેને પાવ કરવા વિષેની બાબદ.

૨. એર્વદ કરકરયા તથા મોબેદ મેહરવાનજી ખુ. બે. કામદીન દસ્તુર એનો અર્થ ફા. 'નવ' એટલે ૯ અને 'શુ' એટલે ધોવું યાને નવ વખત ધોવું—ત્રણ વખત નીરંગથી, ત્રણ વખત રેતીથી, તથા ત્રણ વખત પાણીથી—એમ કરે છે. પણ 'નવશો' એ ફારસી 'નવ' સંસ્કૃત 'નવ' એટલે નવું, તાજું; અને 'શુ' એટલે ફારસી 'ધોવું,' યાને કે શરીરને નવેસર ધોવું એમ એનો અર્થ થવો જોઇએ. કારણ કે આ ક્રિયા કરતી વખતે રેતી આપવામાં આવતી નથી અને રેતી આપવી એમ કાંઇ એર્વદ કરકરયાએ પણ જણાવ્યું નથી. જો કે મોબેદ કામદીન લખે છે કે "રેતી ત્રણવાર તરતીબ પ્રમાણે શરીરને રગડે." તે છતાં એઓના લખવા પ્રમાણે વંદીદાદનું લખાણ વાંચતાં ત્યાં રેતી વિષે ખુલાસો મલતો નથી. ત્યાં તો નીચલા શબ્દો મલે છે **"વીસ્પૅમ આ અહ્નાત્.........ઉસ્ તનૂમ્ સ્નયએત ઉસ્ વસ્ત્રાત્ ગેઉશ્-મએસ્મન અપાચ પઇતિ અવથ યઓજ્દયાન."** યાને કે "દિવસ સુધાંની ત્રણ રાત.........પોતાનાં તનને બળદનાં નીરંગથી તથા પાણીથી ધોવું જોઇએ, એ પ્રમાણે (માજ્દયસ્નાનો તે માણસને) પાક કરે."

## નવશો ન્હાવાની ક્રિયા.

બરૅશ્નૂમ લેવાની ત્રણ રાત પૂરી થયા પછી જે ગેહમાં બરૅશ્નૂમ લીધું હોય તેજ ગેહમાં નવશો નાહે.[1]

બરૅશ્નૂમ ગાહમાં[2] રેતી પાંથરેલી હોવી જોઇએ અને ત્યાં ન્હાવાને માટે પથ્થર મૂકે, તેની આસપાસ ત્રણ કશ કહાડી એક તરફથી પાવી કહાડીને તે જગ્યા તૈયાર કરે. પછી બરૅશ્નૂમવાળા મોબેદ જે મોટી ખુબના ધણી હોય, તેઓ એક કહારણું ચોકખાં પાણીનું કે જે પાવ કરીને તેમાં આવ નામવામાં આવ્યું હોય છે તે તથા એક કુલ્યું ચોકખું કરી, પાવ કરે અને ખુશ્ક કરીને (સુકવીને) તેમાં ચોપડવાનો નીરંગ નામી તૈયાર કરે છે. પછી નવશો નહાનાર ધણી ત્યાં જઇ બીજી પાવીમાં ઊભો રહી 'ક્ષ્નઑથ્ર અહુરહે મજદાઓ. અષેમ વોહૂ' ૧ પઢી કપડાં કાઢી રૂમાલમાં બાંધી અલાહેદાં મૂકે, પછી બીજી પાવીમાં જ્યાં પથ્થર મુકેલો હોય છે ત્યાં ઉગમણે મોઢું કરી બેસે. પછી પેલા મોબેદ, નવશો નહાનાર ધણી આગળ પેલું કુલ્યું મૂકે અને તેની આસપાસ પાવી કાઢે; પછી પેલો ધણી પોતાના માથા ઉપર જમણો હાથ મૂકી નીચે પ્રમાણે બાજ લે :—

"**અષેમ વોહૂ** ૩. **ફ્રવરાને મજ્દયસ્નો** (જે ગેહ હોય તે પઢે). **ફ્રસસ્તયએચ સ્રઓષહે અષ્યેહે** (જાવત) **આહૂઇરયેહે ક્ષ્નઑથ્ર** ય. વ. ક્ષ્નઓ. **ફ્રસસ્તયએચ યથા અહૂ વઇર્યો જઑતા** (જાવત) **અથૉત્ 'અહુનૅમ વઇરીમ તનૂમ પાઇતિ'** (ત્રણ વાર પઢે). **યથા અહૂ વઇર્યો ૧; કેમ ના મજ્દા** (જાવત) **અષહે.**" સુધી પઢી નીરંગનું કુલ્યું લઈ નીરંગ આખા શરીરે લગાડી પોતાની પાવીની બહાર કુલ્યું નાખે, ત્યાર પછી પેલા મોબેદ આવ નામેલું કહારણું લાવી તેમાંથી પાણીનો એક કતરો પહેરવાનાં કપડાં ઉપર નાખે, ને કહારણું તેની આગળ મૂકે. પેલો ધણી પોતાને હાથે કહારણાંમાંનાં પાણીથી નાહે, અને કપડાં પહેરી કુસ્તી ખાંધ પર મૂકી નીચે મુજબ બાજ મૂકે :—

"**નેમસ્ચા યા આર્મઇતિશ્ ઇજાચા** (ત્રણ વાર પઢે). **યથા ૨, યસ્નંમચ વહ્મેમચ અઑજસ્ચ જવરૅચ આફ્રીનામિ સ્રઓષહે અષ્યેહે તખ્મહે, તનુમાંથ્રહે, દરૂષિ-દ્રઑશ, આહૂઇરયેહે. અષેમ્ વોહૂ ૧. 'અહ્માઇ રએશ્ચ' થી 'કેર્ફેહ્ મોઝ્દ'. અષેમ વોહૂ ૧**"

---

[1] જુઓ પા. ૧૮.

[2] જ્યાં બરૅશ્નૂમગાહ ઘણીજ દૂર હોય છે, અને મોબેદો દરેમેહેરમાં બરૅશ્નૂમ લઇ રહે છે ત્યારે ત્યાં રેતી પાંથરેલી એક અલગ જગા કાઢવામાં આવી હોય છે જેને મોબેદો 'બરસીંગો' કહે છે ત્યાં નવશો નહાવો.

આટલે સુધી પઢી 'અહુરમજ્દ ખોદાએ'થી ભણી કુસ્તી કરે. પછી ફરીથી નહાનખાનામાં આવી, નીરંગ લઇ, "ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઑ" પઢી "કેમ ના મજ્દા" ભણી કુસ્તી કરે અને 'પતેત પશેમાની' ભણે. આજ પ્રમાણે બીજે અને ત્રીજે નવશો, સાતમે તથા દસમે દિવસે નાહે પણ બીજા નવશા વખતે એક કહારણું અને એક કળશ્યો એમ બે વાસણ લે, અને ત્રીજા નવશા વખતે એક કહારણું અને બે કળશ્યા મળી ત્રણ વાસણ લે. અહીં નવશો નહાવાની ક્રિયા ખલાસ થઇ. ત્રીજે નવશો નાહી ઘરે જાય અથવા તો દરેમેહેરમાં રહી ગેવરો રાખે. અને ૧૧ મે દિવસે દરેમેહેરમાં જઇ ખુબ કરે અને ત્યાર પછી પાવમહેલની કોઇ પણ ક્રિયાકામમાં રોકાય.[1]

---

૧ દસ્તુર એરચજી શો. મેહેરજીરાણા લખે છે કે "પહેલો નવશો નાહ્યા પછી ગોશલ થાય તો નીરંગનું પાત્ર ફુલયું ખુબવાલા પ્રાણી પાસેથી લઇને તે નીરંગ ચોપડીને પવીત્ર થવું. પરાનનું એવું લખાણ છે કે ત્રણ રાત ગયા પછી ગોશલ થાય તો નીરંગ અને પાણીએ કરી નાહવું, પણ ત્રણ નવશો સીવાય પાણી આપણાં શરીરને લગાડવાનુ ફરમાન નથી તેથી આપણાં બુજોર્ગોએ પરાંનનાં લખેલાંને કબુલ રાખ્યું નથી, અને નીરંગથીજ પાણી વગર ગોશલ ઉતારે છે."

# સીશ્યું ન્હાન નહવાડવાની ક્રિયા.

પ્રથમ એક મોબેદ જે ખુબના ધણી હોય તે નીચે જણાવેલાં આલાતો લઇ ઉપર પીછોડી ઢાંકીને નહાન લેનારને ઘર જાય.

પીવાનો નીરંગ, દીલપર લગાડવાનો નીરંગ, આવ, ભષ્મ, રેતી, નવગરેહ અને દાડમના ઝાડની પાંદડી. ત્યાં ગયા પછી એક ખુમચામાં ચોકખી જગ્યાએ આલાતો મૂકે. ત્યાર પછી કુસ્તી પાદીઆબ કરી ઇજાર પહેરે અને પદાંન બાંધી, એક કહારણું અને કળશ્યો ચોકખો કરી કુવાપરથી પાણી ભરી લાવે. ત્યાર પછી બે ફુલ્યાં લઇ તેને ચોકખાં કરી પાવ કરીને ખુશ્ક કરે. એકમાં પીવાનો નીરંગ નામે અને થોડી ભષ્મ નાખે. બીજામાં ચોપડવાનો નીરંગ કાઢે. પછી કહારણું કળશ્યો પાવ કરીને આવ નામે અને ન્હાન લેનારને કુસ્તી કરાવી, તેના જમણા હાથમાં સદરાનું પએવંદ કરાવી, તે ઉપર દાડમના ઝાડની પાંદડી મૂકે અને નીચે પ્રમાણે બાજ લેવડાવેઃ—

"અહુરમજ્દ ખોદાએ ઇથા આત્ યજમઇદે અહુરેંમ્ મજ્દાંમ્ યે ગાંમ્ચા અર્ષમચા દાત્, અપસ્ચા દાત્, ઉર્વરાઑસ્ચા વંઘ્ઉહીશ્ રઑચાઑસ્ચા દાત્ બૂમીમ્ચા, વીસ્પાચા વૉહૂ. અર્ષમ્ વૉહૂ ૩"

ત્યાર પછી નહાન નહાનાર શખ્સ દાડમના ઝાડની પાંદડી ચાવી રસ ગળી ચુકો છુંછો નાંખે. ત્યાર પછી તે શખ્સના પએવંદ કરાવેલા હાથમાંજ નીરંગનું ફુલ્યું મૂકી ભણાવે "ઇન્ ખુરમ ઇન્ પાકીએ-તન્ યઑજ્દાથ્રએ રવાન્રા". ત્યાર પછી તેને એક કતરો નીરંગ પીવા કહે. એવીજ રીતે બીજી બે વાર ઉપર પ્રમાણે ભણાવી બીજી બે વાર નીરંગના ૨) કતરા પાય. એવી રીતે ત્રણ કતરા પાય. ત્યાર પછી તે ફુલ્યું દૂર ફેંકાવી નીચે પ્રમાણે બાજ મૂકાવે.

"અર્ષમ્ વૉહૂ ૪. યથા અહૂ વઇર્યો ૨. અર્ષમ્ વૉહૂ ૧. અહ્માઇ રએશ્ચ થી કેરફે મોજ્દ" સુધી.

ત્યાર પછી કુસ્તી કરી પતેત કરે. જો નહિ આવડતી હોય તો મોબેદ પતેત ભણે ત્યારે તે ન્હાન લેનાર 'યથા' જેટલા ભણાય એટલા ભણે અને નહાવાની મોરીમાં જઇ "ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઑ અર્ષમ વૉહૂ ૧" પઢી બધા કપડાં કાઢે અને જમણો હાથ માથાપર મૂકે. ત્યાર પછી નહાન આપનાર મોબેદ નીચે પ્રમાણે તેની પાસે ભણાવેઃ—

"અશેમ ૩. ક્રવરાને (જે ગેહ હોય તે ભણે) ક્રસસ્તયએચ. સ્રઓષહે અષ્યેહે, તખ્મહે, તનુ-માંથ્રહે, દરૂષિ-દ્રઓશ, આહુ-ઇરયેહે, ક્ષ્નઑથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહૂ વઇર્યો જઑતા ફ્રા મે મ્રુતે, અથા રતુશ અષાતચિત હચ, ફ્રા અષવ વીદ્વાઓ મ્રઑતૂ. અહુરેમ વઇરીમ તનૂમ પાઇતિ (ત્રણ વાર ભણે) યથા ૧. કેમ ના મઝ્દા (જાવત) અષહે" સુધી. આટલે વેર ભણી નહાન લેનાર મુગો રહે.

ત્યાર પછી પેલા મોબેદ નવગરેહના ચમચાએ નીરંગ ત્રણ મરતબે ત્રણ વાર આપે તે આખા શરીરે લગાડે, ત્યાર પછી ત્રણ મરતબે ત્રણ વખત રેતી આપે તે આખા શરીરે ઘસે અને છેલ્લે ત્રણ મરતબે ત્રણ વખત આવ આપે તે આખા શરીરે લગાડે. પેલા મોબેદ આવનો એક કતરો નહાન લેનારના કપડાં પર નાખે. ત્યાર પછી ત્રણ વખત કહારણુંમાંથી પાણી નામી તેને નહવાડે, અને નહાન લેનાર શરીર સાફ કરી નાહે. નાહી રહ્યા પછી કપડાં પહેરી કુસ્તી ખાંધ પર નાંખે અને નીચે પ્રમાણે બાજ મૂકે, (અથવા તો મોબેદ ભણાવે) "નેમસ્ચા યા આર્મઇતિશ્ ઇજાચા" (ત્રણ વાર પઢે) યથા ૨. યસ્નેમ્ચ વહ્મેમ્ચ અઑજસ્ચ જવર્ચ આફ્રીનામિ. સ્રઑષહે અષ્યેહે, તખ્મહે, તનુ-માંથ્રહે દરૂષિ-દ્રઑશ, આહુઇરયેહે અશેમ ૧. અહ્માઇ રએશ્ચ થી કેરફેહ મોઝ્દ સુધી ભણી 'અહુરમઝ્દ ખોદાએ'થી ભણી કુસ્તી કરે. અહીં સીશયું નહાન આપવાની ક્રિયા ખલાસ થઈ.

## સીશ્યું નહાન નહવાડવા બાબે ખુલાસો.

ઉપર જણાવેલું સીશ્યું નહાન, બરશ્નૂમની ક્રિયામાંનો થોડોક ભાગ છે. આ શબ્દ ખરી રીતે તો 'સી શો' અથવા 'સી શુઇ' યાને '૩૦ વખત ધોવું' બોલાવો જોઇએ. એમાં નહાન નહાનારા માણસને ઉપર જણાવ્યા પ્રમાણે ત્રણ વખત નીરંગ આપવામાં આવે છે ખરો, પણ ખરૂં જોતા દર એક વખત નીરંગ નામતાં તેનાં હાથમાં ત્રણ કતરા પડવા જોઇએ. યાને કે ત્રણ વખત ચમચાએ નામતાં પેલા નીરંગ લેનારનાં હાથમાં નવ વખત નીરંગ પડવો જોઇએ. (ઉદ્દવાડામાં ૭ વખત નીરંગ, રેતી, તથા આવ આપે છે). એજ પ્રમાણે આવ અને રેતીને માટે સમજવું, એટલે ૯ વખત નીરંગ, ૯ વખત રેતી, અને ૯ વખત આવ આપવામાં આવે છે. ત્યાર પછી નહાનારના બદન ઉપર ત્રણ મરતબે પાણી નાખવામાં આવે છે. આ પ્રમાણે ૩૦ વખત બદન સાફ કરવામાં આવે છે તેને 'સી શુ' નહાન કહે છે. (ફારસી 'સી' = ૩૦; અને 'શુ' = ધોવું.) આ નહાન ખાસ કરીને સુવાવડી ઓરતોને આપવામાં આવતું હતું. જે હજી ઘણાંક ગામડાઓમાં જોવામાં આવે છે. પણ હવે

તો સુવાવડી ઓરતોને પણ નીચે જણાવેલું સાદું નહાન આપવામાં આવે છે. કોઇ ઓરતને નહાન નહવાડતી વખતે, જ્યારે તેને નીરંગ, રેતી તથા આવ આપવાનો હોય ત્યારે તે ઓરત પોતાનો થોડો હાથ બહાર કહાડે, (ખરૂં જોતાં તો આ નહાન નહવાડતી વખતે મોબેદની નજર પેલી સીશ્યું નહાન નહાનાર ઓરત ઉપર પડવીજ જોઇએ કે જેથી તેણી પાક થયલી ગણાતી હતી. હાલમાં વખતના ફેરવાવા સાથે આવી રીતે તે ઓરતને નીરંગ વિગેરે આપવામાં આવે છે કે જેમ આગલા વખતમાં નહિ હતું) અને મોબેદ મોરીની બહારથીજ તેના હાથમાં નીરંગ, રેતી તથા આવ આપે અને છેલ્લે તેણીને પોતાનેજ હાથે ત્રણ મરતબે નહાવા કહે. ત્યાર પછીથી નહાન લેનાર ઘરે જઇ બીજાં ચોકખાં પાણીથી દીલ સાફ કરી બરોબર નાહે.

## સાદું નહાન નહવાડવાની ક્રિયા.

બરૅષ્નૂમવાળા મોબેદ નીરંગ પીવાનો, તથા દાડમના ઝાડની પાંદડી લઇ તેનાં ઉપર પીછોડી ઢાંકી નહાન લેનાર શખ્સને ત્યાં જાય. (હાલ ઘણીક જગ્યાએ કેટલાક લોકો અગીઆરીમાંજ નહાન નાહીને ઘરે જાય છે). ત્યાંથી બે ફુલ્યાં લઇ તેને ચોકખાં કરી ખુશ્ક કરે અને કુસ્તી પાદીઆબ કરી પદાન બાંધી બાટલીનું મ્હોડું ખોલી એક ફુલ્યાંમાં થોડો પીવાનો નીરંગ કાઢે. પછી બાટલીનું મ્હોડું પાછું બંધ કરે. ઘરમાંથી દીલપર લગાડવાનો નીરંગ (તરો) માગે ને તે નહાવાની મોરીમાં મૂકે. ત્યાર પછી સીશ્યું નહાન નહાવાની ક્રિયામાં જણાવ્યા પ્રમાણે, બાજ ધરાવી, પાંદડી ચવડાવી તથા નીરંગ પાઇ, બાજ મૂકાવે; તથા કુસ્તી પાદીઆબ કરાવી પતેત કરાવે અને નહાવાની મોરીમાં કપડાં કાઢી, માંથા ઉપર જમણો હાથ મૂકાવે અને ઉપર જણાવ્યા પ્રમાણે બાજ લેવડાવે 'કેમના મજ્દા-બપાહે' સુધી ભણી મૂગો રહે અને પેલાં ફુલ્યાં-માંથી નીરંગ લઇ તેને પોતાને હાથે આખા શરીરે લગાડે. ત્યાર પછી દીલ સાફ કરી નાહે અને કપડાં પહેરી, કુસ્તી ખાંધપર નાખી ઉપર જણાવ્યા પ્રમાણે બાજ મૂકાવી, કુસ્તી કરાવે. અહીં સાદું નહાન નહાવાની ક્રિયા ખલાસ થઇ.

ઉપર જણાવેલી સાદાં નહાનની ક્રિયા હાલ બધેજ કરવામાં આવે છે. નવજોત થનાર બાળકને, પરણતાં જોડાંને, સુવાવડી બાઇને તથા જે કોઇ નહાન નહાવા માગે તેને ઉપર જણાવેલી તરતીબથી નહાન નહવાડવામાં આવે છે.

## રીમન નહાન નહવાડવાની ક્રિયા.

પહેલાં મોબેદ એક કે જે નાની પાંચ તાએની અથવા તો મોટી મીનો નાવરની ખુબવાળા હોવા જોઈએ, તે એક બીજો અલફાતુ માણસ કે જે મોબેદીનો પેશો ન કરતો હોય અથવા તો મોબેદ ન હોય તેવાને સાથે લઇ જાય. અહીં એક બે ચીજ ખાસ યાદ રાખવી કે આ બરૅશ્નૂમ-વાળા મોબેદની ખુબ રીમન નહાન નહવાડયા પછી સાબેત રહેતી નથી, અને તેનાથી તે ખુબથી કોઇબી ક્રિયા થઇ શક્તિ નથી. વળી જે આલાતો સાથે લઇ જાય તે ખપ પૂરતાંજ લઇ જાય કારણ કે પછીથી તે આલાત રદ થાય છે, અને બીજાં કામોમાં તે લેવામાં આવતો નથી. નીચે જણાવેલાં આલાતો તે મોબેદ પોતાની સાથે લઈ જાય:—હાડમનાં ઝાડની પાંદડી, બીવાનો નીરંગ, શરીર પર લગાડવા માટે નીરંગ તથા રેતી, ભબ્મ, આવ, ચમચો બાંધેલી નવગરેહ (જે બનતાં સુધી લાંબી હોય તો ઘણું સારૂં), એક કહારણું તથા એક કળશ્યો, ઇંડાનાં કોટલાં[1] બે, અને રીમન ન્હાનાર શખ્સને પહેરવાને માટે કપડાં.

આટલાં આલાતો લીધા પછી નક્કી કીધેલી જગ્યાએ જાય, ત્યાં પ્રથમ તપાસ કરે કે સુરજ કઇ તરફ છે, અને ઓળો કઈ બાજુ પડે છે. કારણ કે રીમન ન્હાનાર શખ્સનો ઓળો પેલા મોબેદપર અથવા તો સાથે ગયલા માણસ ઉપર પડે નહિ. ત્યાર પછી પવન કઇ તરફથી ફૂંકે છે તે પણ જોય. કારણ કે રીમન થયલા માણસ તરફથી પેલા મોબેદ અથવા તેઓની સાથે ગયલા માણસ તરફ ફૂંકે નહિ. આવી રીતે ઘટતી ચોકસાઇ રાખી પાના ૩૮ ઉપર દોરેલા નકશા પ્રમાણે ૭) પાવીઓ કાઢે અને બીજી બે પાવીઓ બાજુથી કાઢે. એક પાવી રીમન શખ્સને નહાવાને વાસ્તે રાખે ને તેમાં ત્રણ પથ્થર મૂકે. ત્યાર પછી રીમન થયલો શખ્સ જે બાજુએ પોતાના શરીર પરનાં કપડાં કાઢે છે, તે બાજુએ એક ઊંડો ખાડો ખોદાવી રાખે.

હવે પેલા મોબેદ પોતાના આલાતો લઇને પોતાની પાવીમાં મૂકે. ત્યાર પછી કુસ્તી પાદીઆબ કરી, ઇજાર પહેરી, પદાંન બાંધે; અને કુવા પર જઈ કહારણું, કળશ્યો ચોકખો કરી પાણી કહાડી, પાવ કરી પોતે સાથે જે આવ લાવ્યા હોય તે થોડા કહારણામાં નાંખી કહારણું કળશ્યો તૈયાર કરે. પછી ઇંડાનાં બે કોટલાં લઇ, તેમની અંદર જે સફેદ પતરી

---

૧. ઇંડાનું કોટલું વાપડવાનું કારણ આ કે તાંબાનું ડુલ્યું યા હર કોઇ એવું વાસણ હોય તો તે રીમન માણસના વાપડવામાં આવવાથી અપવિત્ર થયલું હોવાથી તે રદ થયલું ગણાય અને ત્યારપછી તે બીજાં કોઇ કામમાં લઇ શકાય નહિ.

આવે છે તે ગરમ પાણી નાખીને કાઢી નાખે અને પછી તે કોટલાંને તડકે બરાબર સૂકવીને ઉપયોગમાં લે, અને એકમાં પીવાના નીરંગ સાથે ભભ્મ નાખે, જ્યારે બીજામાં દીલપર લગાડવા માટે ઘણો સરખો નીરંગ નાખે, અને પોતાની પાવીમાં જઇ ગુપચુપ બેસે. ત્યાર પછી રીમન શખ્સ પોતાના આંગમાનાં બધાં કપડાં, ટોપી, કુસ્તી, અને જોડા સુધાં કહાડે, અને ખોદી રાખેલા ખાડામાં નાખે. ત્યાર પછી પેલો ફાલતુ માણુસ દુરથી તેને પોતાની પાવીમાં બેસવા ઇશારત કરે. પણ ઘણીજ સંભાળ રાખે કે ન તો તેનો ઓળો પોતાપર પડે, અથવા તો તેની તરફથી પોતાની તરફ પવન ફુંકે. ત્યાર પછી તે રીમન થયલો માણુસ પોતાની પાવીમાં જઇ માથાંપર હાથ મૂકી બેસે. પેલા મોબેદ ઉઠીને પીવાનો નીરંગ પેલા કોટલાંમાં નાંખી, દાડમના ઝાડની પાંદડી લઇ પેલી બહારની પાવીમાં મૂકી પોતાની પાવીમાં જાય. પેલો સાથવાલો માણુસ તે શખ્શની પાસેની પાવી કે જે ખાલી રાખી છે ત્યાં મૂકી આવે, અને દુર જઇ પોતાની જગ્યાએથી પેલી દાડમના ઝાડની પાંદડી ખાવા ઇશારત કરે. રીમન થયલો શખ્સ મુંગે મોંઢે પાંદડી ચાવી ને કુચો થુંકી કહાડે. ત્યાર પછીથી પેલો ફાલતું માણુસ રીમન થયલા શખ્સને નીરંગ પીવા ઇશારત કરે. તે શખ્સ કોટલું હાથમાં લઇ તેમાંથી ઉંચેથી ત્રણવાર નીરંગ પી, કોટલું ભાંજી, પેલાં કપડાં નાખેલા ખાડામાં નાખી ખાડો બરાબર પુરી નાખે, અને પોતાની પાવીમાં જઇ બેસે.

પેલા મોબેદ બરોબર ચોકસાઇથી ચોપડવાના નીરંગનું કોટલું ડાબા હાથમાં લઇ, નવગરેહ જમણા હાથમાં પકડી પોતાની જગ્યાથી ત્રીજી પાવીમાં જઇ ઉભા રહે. જે પાવીમાંથી રીમન શખ્સે પાંદડી અને નીરંગ લીધો હતો તે પાવીમાં જવું નહિ. ફાલતુ માણુસ પેલા માણુસને નીરંગ લેવા ઇશારત કરે, ત્યારે તે પોતાનો હાથ લાંબો કરે અને મોબેદ નવગરેહના ચમચાએ કરી તેને ૧૫) વખત ચોપડવાનો નીરંગ આપે, તે એવી રીતે કે નીરંગની ધાર પેલાના હાથ સાથે એક નહિ થાય, યાને કે ઉપરથી નીરંગ નાખી તુરત નવગરેહ ખસાડી લે. એવી રીતે ૧૫) વખત નાખે ને તે શખ્સ ધીરે ધીરે આખા શરીરને લગાડે.

ત્યાર પછી મોબેદ પોતાની પાવીમાં જઇ રેતી લાવીને અગાઉ ઉભા રહયા હતા, તેજ પાવીમાંથી ઉપર પ્રમાણેની તરતીબથી ૧૫) વખત રેતી આપે જે પેલો શખ્સ બરોબર દીલપર ઘસે.

ત્યાર પછી મોબેદ પાછા પોતાની પાવીમાં જઇ આવ લઇ આવે, અને નીરંગ અને રેતી જે પાવીમાંથી આપી હતી, તે પાવીમાંથી ઉપર જણાવેલી તરતીબ મુજબ ૧૫) વખત આવ આપે, જે તે રીમન થનાર શખ્સ આખા શરીરપર બરોબર લગાડે.

મોબેદ પાછા પોતાની પાવીમાં જઇ આવ નામેલું કહારણું લઇને બહારની બીજી પાવીમાં જઇ, મૂકી આવે. ત્યાર પછી એની સાથવાળો ફાલતુ માણસ તે જગો આગળ જઈ કહારણું લઇને પેલા શખ્સને નહાવાની જગ્યાએ જઈ બેસવા ઇશારત કરે. ત્યારે તે શખ્સ ઉઠીને નહાવાની પાવીમાં જઈ બેસે. પેલો માણસ ઘટતી ચોકસાઈ રાખી, પેલા શખ્સના દીલ ઉપર ત્રણ મરતબે ધીમે રહીને કહારણુંમાંથી આવ નાંમે, અને પોતાના દીલ ઉપર છાંટા ન ઉડે તેની ખુબ સંભાળ રાખે. તે શખ્સ દીલ લુંછી સાફ કરે અને પેલો માણસ કપડાં આપે તે પહેરી "કેમ્ના મજ્દા"થી ભણી કુસ્તી કરે. એટલે એ આદમી પવિત્ર થયો કહેવાય. મોબેદ આલાતો અલાહેદાં મૂકી ઘરે જઈ નીરંગ લઇ નાહે. અહીં રીમન નહાન નહવાડવાની બાબદ ખલાસ થઇ.

## રીમન શખ્સ કોણને કહેવો, તથા તેને નહાન નહવાડવાની જગ્યા કેવી હોવી જોઇએ ?

જે કોઇ શખ્સ મુએલાંને અડકે છે તે શખ્સ વંદીદાદ પ્રમાણે રીમન થયલો ગણાય છે. રેવાયતમાં નીચલાં માણસોને રીમન થયલાં ગણ્યાં છે: ૧) જે શખ્સથી દાંત, મોઢાંમાંનું માંસ, અથવા લોહી ગલાયું હોય; ૨) આઠ વર્ષની અંદરનું બચ્ચું બીજાં બચ્ચાંને કરડે તો તે રીમન થાય છે. ૩) આતશમાં બળેલું છોકરૂં રીમન થાય, અને ૪) જો ધાવતું બચ્ચું આતશમાં પડે તો મા રીમન થાય.

રીમન થયલા શખ્સને નહાન નહવાડવા માટે એવી અલાહેદી જગ્યા શોધવી જોઇએ, કે જે જગ્યા ખેતીને લાયકની નહિ હોય, તેમજ ખોર્શેદની રોશની બરોબર પ્રકાશતી હોય અને માણસો તથા જાનવરોની આવજાવ થોડી હોય.

રીમન થયલા શખ્સોને નહાન નહવાડવા જે જે આલાતો વાપરે તે તદન અલાહેદા રાખવા જોઇએ, અથવા તો રદ કરવાં જોઇએ. કોઇ પણ બીજા માણસને નહાન આપતી વખતે તે આલાતો વાપરવાં ન જોઇએ. માટે જે પણ કાંઈ લઈ જવામાં આવે, તે ખપ પુરતુંજ લઈ જવું.

# રીમન થયલા શખ્સને નહાન આપવા માટેની પાવીઓનો નકશો.



# બાજધરણાની ક્રિયા.

બાજ ધરણાની ક્રિયા કેમ કરવી તે જાણવા અગાઉ, બાજ શબ્દનો અર્થ, તે ધરવાની મતલબ તથા એમાં કયાં આલાતો લેવાં અને કોઇપણ બાજ ધર્યા આગમજ બીજી કઇ ક્રિયા કરવી જોઇએ તે તપાસીએ.

## બાજ શબ્દનો અર્થ.

આપણો 'બાજ' શબ્દ સંસ્કૃત वाजः ને બરાબર મલતો છે. આ સંસ્કૃત શબ્દનો અર્થ (૧) અવાજ, (૨) ખોરાક, (૩) ભેટ સાથની આરાધણા, (૪) આરાધણા, વિગેરે થાય છે.[૧] 'રીરિતસ્તાન' નામની એરવદ શહેરયારજી ભરૂચાની જાણીતી કેતાબમાં બાજ શબ્દને માટે નીચે મુજબ ખુલાસો આપ્યો છે.[૨]

'બાજ' શબ્દ અવસ્તા ધાતુ 'વચ' એટલે 'બોલવું' એ ઉપરથી નીકળેલો છે. પહેલવી અને પાજંદ ભાષાઓમાં એક શબ્દ 'વાજ' કરી મલે છે, જે પરથી ફારસીમાં 'બાજ' શબ્દ નીકળ્યો છે. વાજનો મૂળ અર્થ 'સખુન, શબ્દ, વાણી, અથવા ભણતર' કરી થાય છે. ફારસી 'વાજ ગીરફતન' અથવા 'બાજ ગીરફતન'નો અર્થ બોલવુ બંધ રાખવું કરી થાય છે. અને ફારસી 'ગીરફતન' એટલે 'લેવુ' તે ઉપરથી આપણે આજે પણ 'બાજ લેવી' અથવા 'ધરવી (to hold)' એમ બોલ્યે છીએ.

હવે ૧) બાજ લેવી અથવા બાજ ધરવી,

૨) બાજ મૂકવી અથવા બાજ છોડવી,

૩) બાજમાં પઢવું, તથા બાજમાં બોલવું,

૪) બાજ આપવી અથવા બાજ લેવડાવવી,

---

૧. જુઓ આપ્ટેની સંસ્કૃત-અંગ્રેજી ડીક્ષનરી.

૨. રીરિતસ્તાન પાનુ ૪૩૯.

૫) બાજ રાખવી, અને

૬) દરૂન ઇજવા સાથ બાજ લેવી.

એ વાકયોની તપાસ લઇએ:

(૧) બાજ લેવી, બાજ ધરવી અથવા બાજ ઉપર લાગવી:

એને પેહેલવી તેમજ ફારસીમાં 'વાજ્‌ ગીરર્‌તન્‌' કહે છે. (જુઓ 'અરદાવીરાફ્‌ નામું.' બાબ ૩. ફ. ૨૦; અને કારનામે અરદશીર પાપકાન આંત્આ કૃત, પા. ૩૩ અને ૫૬.) બાજ લેવી અથવા ધરવી (to hold or to retain the grace) એટલે કે બાજના આગલા ભાગને, ખાણું ખાવા આગમજ ધરી રાખવો, અને બાજનો પાછળો ભાગ ભણ્યા વગર કાંઇ પણ બોલવું નહિ.

ઉપલોજ શબ્દ 'બાજ લેવી' (to take bâj), એ ધાર્મીક ક્રિયાઓને પણ લાગુ પાડવામાં આવ્યો છે, જેમકે નહાન નહાવા આગમજ બાજ લેવી, પાયદસ્તે જતી વેળા બાજ લેવી, વિગેરે; કે જે લીધા પછીથી વચમા બોલી શકાતું નથી.

(૨) બાજ મૂકવી અથવા છોડવી:

એને પેહેલવીમાં 'વાજ્‌ બ ગોફ્‌તન્‌' કહે છે. (જુઓ અરદાવીરાફ્‌ નામુ" બાબ ૨. ફ. ૩૧) (concluding or finishing the bâj.). દાખલા તરીકે ઉપર જણાવેલી બાજને લઇ, ક્રિયા થઇ રહેવા પછી બાજ મૂકવામા આવે છે, ત્યાર પછીથીજ વાતચીત થઇ શકે છે.

(૩) બાજમાં પઢવું તથા બાજમાં બોલવું:

યાને કે હોઠ બીડીને બોલવું. એને પેહેલવીમાં 'અંદર વીની ગોફ્‌તન્‌,' યાને નાંખમાંથી બોલવું કહે છે.[1] વળી એને પેહેલવીમાં 'માના દાશ્તન' એટલે કે ચુપકીદી અખત્યાર કરવી એમ પણ કહે છે. ઉપર જણાવી ગયા પ્રમાણે, જો બાજ લીધી હોય અને બાજ મૂકી ન હોય, અને ન છુટકે કાંઇ બોલવું યા પઢવું હોય તો, હોઠ બીડીને તેમ કરવું. સંસ્કૃતમાં પણ એ બોલ 'मौन' એટલે 'ચુપકીદી' તરીકે વપરાય છે. આવી રીતે બાજમાં પઢવાને, આપણી ક્રિયાકામોની આગળી કેતાબોમાં "મુન મધે યાદ કીજીએ" એમ લખે છે.[2] આવી રીતે મોબેદોનાં બાજમાં બોલવાને ઇસ્લામી લખનારાઓ, જેવા કે ફીરદુસી "ઝમઝમ" કહે છે.

(૪) બાજ આપવી અથવા બાજ લેવડાવવી:

---

૧. જુઓ દાદેસ્તાને દીની પુર્શેશ ૩૯.

૨. જુઓ "વસ્તાએ યસ્તે વાજહા". "દાદેસ્તાને દીની" પુર્શેશ ૩૯; અને "દીનકર્દ", વો. ૧૦. પાનુ ૪ અને ૨૧.

એને પહેલવી તેમજ ફારસીમાં 'બાજ દાદન' કહે છે.[1] દાખલા તરીકે નવજોત થનાર બાળકને, વિગેરે, નહાન નહાતી વેળાએ બાજ આપવામાં યા લેવડાવવામાં આવે છે. (to give bâj).

(૫) બાજ રાખવી: યાને ખાણું ખાતી વખતે કાંઇપણ મગટ બોલવું નહિ, એને પહેલવીમાં 'વાજ્ દાશ્તન્' કહે છે.[2]

(૬) દરૂન ઇજવા સાથ બાજ લેવી, યાને મોટી બાજ ધરવી:

એને પહેલવી અને ફારસીમાં "દરૂન યશ્તન" (to consecrate darun) કહે છે.[3]

વળી આ મોટી બાજ ધરવાને, યાને ખુબ સાથની જમવાની વડી બાજ ધરવાને, પહેલવી તેમજ ફારસીમાં 'ગોશોદ્દા યશ્તન' એટલે "ગાઉશ હુધાઑ"ની બાજ પણ કહે છે.[4] આતશબેહરાંમને બોય દેનારાઓ આ મોટી બાજ ધરી ખાણું ખાય છે.

રીસ્તિસ્તાન[5]માં 'બાજ' શબ્દના ચાર અર્થો કરવામાં આવ્યા છે. પહેલો અર્થ ભણુતર, બીજો અર્થ શરૂઆત અને સમાપ્તી સાથનું ભણુતર જેમાં વચ્ચે બોલાય નહિ, ત્રીજો અર્થ જમવા અગાઉ ચોક્કસ વસ્તુઓ (દરૂન, ગોશોદો યાને કે ઘી, મેવો, પાણી, સુખડ, લોબાન) મૂકીને કરવામાં આવેલું ભણુતર તથા ક્રિયા અને ચોથો અર્થ જે ચીજો પર તે ભણુતર તથા ક્રિયા કરવામાં આવે તે.

વળી એમાં છેલ્લા ચોઠા અર્થ માટે લખે છે કે 'બાજ' શબ્દનો અર્થ જેમ આજના લોકોમાં તરેહવાર જાતની મીઠાઇઓ અને ફળ વિગેરેના ખુમચા કરી સમજવામાં આવે છે તેમ નહિં પણ ફક્ત અનાજની વસ્તુ (જેવી કે ૪ અથવા ૬ દરૂન); ગોસ્પંદની વસ્તુ (ઘી); વનસ્પતિ (મેવો, દાડમ અથવા ખજુર); અને પાણી; એ ઉપરાંત આતશની કાઠી, અથવા સુખડ લોબાંન મૂકીને જે ભણુતર તથા ક્રિયા કરવામાં આવે છે અને ક્રિયા કરનાર ચાશ્ની કરે છે તેજ માત્ર છે. એથી વધુ જેબી કાંઇ મીઠાઈ મેવા મૂકવામાં આવે છે તે બધું તદ્દન નકામું છે એ ચોક્કસ યાદ રાખવું.

---

૧. જુઓ મી૦ હોમી એફ. ચાચાની પહેલવી "ગજસ્તે અબાલીશ" Critical Notes પાનું ૫૨.

૨. જુઓ અરદાવીરાફ નામું, બાબ ૨૩. ફ. ૬.

૩. જુઓ અરદાવીરાફ નામું, બાબ ૨. ફ. ૨૮; બાબ ૩, ફ. ૨૦. વળી જુઓ "કારનામે અરદશીર પાપકાન" આંત્યા કૃત પાનું ૩૩.

૪. જુઓ દીનકર્દ વા. ૧. પા. ૧૪.

૫. પા. ૪૪૦.

## બાજ ધરવાની મતલબ.

આપણું ખાણું ખાવા આગમજ તેમજ દરૂન ઇજવા આગમજ આપણી આગળ જે ચીજો મૂકીને ભણુતર ક્રિયા કરવામાં આવે છે, તેની મતલબ ઘણીજ ઉમદા છે. આપણે સાધારણ રીતે સમજયે છીએ કે જે કોઇ આપણાં ઉપર ઉપકાર કરે છે તેનો આપણે વળતો આભાર માનવો જોઇએ. તેવીજ રીતે ખુદાતાલાની તરફથી આપણી ઉપર હર પલે બે-શુમાર બક્ષેશો ઉતરે છે. ખાસ કરીને ખોરાક, પાણી, રોશની, હુવા વિગેરે ચીજો આપણને મળે છે, કે જેનાં વગર આપણી હૈયાતી રહી શક્તિ નથી. તો તે બક્ષેશોનો ઉપભોગ કરતી વખતે, તે ચીજોના આપનારને યાદ કરવો, એ આપણી મોટી ફરજ છે. એટલા માટે જરથોશ્તી ધર્મમાં દરેક જણને જમતી વખત, એક ચોક્કસ ભણુતર ભણીને પછીજ ખાવાનું ફરમાન આવેલું છે, કે જેથી તે રજક રોજીના પોહોચાડનારનો આપણે આભાર માની શકયે. હુવે ખાસ કરીને આપણે ખોરાકમાં, અનાજ, વનસ્પતિની વસ્તુ, ગોસ્પંદી વસ્તુ, અને પાણી લઇએ છીએ. તે સાથે હુવા, રોશની, અને શરીરમાંની ગરમી વગર જીવી શકાતું નથી. એટલા માટે ઉપર જણાવેલી ચીજોની નીશાન તરીકે, અમૂક ચીજ આપણી આગલ મૂકી તેની ઉપર આપણે ભણુતરની ક્રિયા કર્યે છીએ.

આ ઉપરથી માલુમ પડે છે કે, ખોદાતાલા તરફથી જે ચીજો આપણને બક્ષવામાં આવી છે તેની નીશાન તરીકે, 'દરૂન' (અનાજની વસ્તુ), 'ગાઉશ હુધ્રાઓ' અથવા 'ગોશોદો' (ઘી, ગોસ્પંદી વસ્તુ), 'આપ' (પાણી), 'ઉર્વર' (મેવો), 'અએસ્મ બોય' (કાઠી, સુખડ લોબાંન) અને 'આતશ' (રોશનીની તથા ગરમીની નીશાની તરીકે) આપણી નજર સનમુખ રાખીને તે સાહેબનો તેની અપાર બક્ષેશોનો આભાર માની, શુક્રાંના ગાવાં.[1]

## યજશ્ને, મ્યજદ, આફ્રીનગાંન વગેરે કરવાના ફાયદા.

નરીમાન હોશંગની રવાએતમાં ક્રિયાકામ સાથના ભણુતરના ફાયદાઓ માટે કહે છે કે જેમ ભુખાંને રોટી જોઇએ, તરસ્યાંને પાણી જોઇએ, અને નાગાંને વસ્ત્ર જોઇએ—કે જે ચીજો ખાવા પીવાથી અને પહેરવા ઓઢવાથી માણસનાં બદનને ગરમી મલે છે—તેમ યજશ્ને અને મ્યજદ યાને યજદ તથા અમશાસ્પંદોની આરાધણા એટલી બધી અગત્યની છે કે તે જો કરવામા આવે તો ગુનાહ કપાઇને દુર થાય અને આ તેમજ આવતી દુન્યાનું સુખ હાંસલ થાય.

---

૧. જુઓ રીસ્તિસ્તાન પા. ૪૪૦-૪૪૧.

વળી સદ્દર બુનદહેશનાં ૪૮)મા બાબમાં કહે છે કે આવી આરાધણાંઓ કરવાથી એક ભાગે દાદાર હોરમજદ અને તેના યજદ-અમેશાસ્પંદોની વખાણ ગવાય છે અને તે આરાધણાનો બીજો ભાગ આપણાં પોતા ઉપર તેમજ આપણાં કુટુંબ કબીલા ઉપર આશીરવાદો વરસાવે છે. વળી એમ કીધાથી પાણી, આતશ, જમીન, ઝાડપાણ, ગાએગોસ્પંદ વગેરે કુલ ખલકત તે આરાધણાં કરનાર ઉપર દુઆ કરે છે.

તેમજ યજશનેનાં ૫૫)માં હા મુજબ આપણું શરીર ૯) વિભાગોનું બનેલું હોય છે, જેના મુખ્ય વિભાગો બે છે. ૧, ખાકી યાને સ્થુલ શરીર, અને ૨) મીનોઇ યાને સુક્ષ્મ શરીર કે જે બેની વચ્ચે કુદરતી સંબંધ રહ્યો છે; અને આપણી, આફ્રીનગાંન, બાજ વિગેરે ક્રિયાઓથી, ગુજર પામેલું રવાંન બહુ જલ્દીથી આ દુન્યાનાં બંધનમાંથી મુક્ત થવાથી મીનોઇ આલમ તરફ ખુશાલ થઇને કુચ કરે છે, જેથી તેને આસાની અને ખુશાલી ઉતપન્ન થાય છે.

## બાજ ધરી ને મુંગું શા માટે રહેવું જોઇએ ?

હવે આપણે બાજ ધરીને ખાણું મુંગે મ્હોંડે શા માટે ખાવું જોઇએ તે તપાસીએ. રીસ્તિસ્તાન[1] માં એમ કહેવામાં આવ્યું છે કે જમતી વખતે ભેજુ શાંત ન હોય, અથવા મોટે બોલવાથી કદાચ કાંઇ વસ્તુ દમ લેવાની નલીમાં ઉતરી જાય તો તેથી તંદરૂસ્તીને નુકસાન થાય, અને વળી જમતી વખતે ખોદાનો આભાર માનવાને બદલે કોઇક નઠારો શબ્દ બીજાઓ સાથ વાત કરતાં બોલાઇ જાય તો ખોટું થાય. વળી એમ પણ કહેવામાં આવે છે કે જમતી વખતે વાત કરવામાં ધ્યાન રહેવાથી ભેજાને મહેનત પડે છે, અને લોહીનો હીસ્સો ભેજામાં વધારે ખપવાથી હોજરીને તેટલું થોડું લોહી મલે છે અને પાચન ક્રિયામાં હરકત પડે છે. આવા કેટલાક સબબોથી જમતી વખતે બાજમાં જમવા યાને કે મુંગે મોઢે જમવા કહ્યું છે.

દાદસ્તાને દીનીમાં[2] દસ્તુર માનુશચેહેર કહે છે કે જો ખાતાં મોઢાંમાંથી સખુન કાઢવામાં આવે તો પેલી ખાણાંની આગમજ અને પછી, કાયદા મુજબ કહેલી સ્તુતિ પોતાનાં હંગામથી લઈ જવાયલી થાય (એટલે અપમાણ થાય). આ ઉપરથી માલુમ પડે છે કે બાજ લેવાના અને બાજ મૂકવાના અવસ્તાને એક બીજા સાથ સંબંધ છે. જેવી રીતે બંદગી કરતી વખતે અવસ્તાના ભણુતરમાં પાજંદ ભણુતર 'પ્રગટ' ભણાતું નથી, તેવીજ રીતે જમતાં જમતાં જો વાત કર્યે તો આગલાં ભણુતરનો સીલસીલો પાછલાં ભણુતર સાથે રહેતો નથી, અને ભણેલું

---

૧. પા. ૪૩૯.    ૨. જુઓ પુરેંશ ૩૯.

અપમાણુ થાય છે. વળી બાજ ધરીને જમવા વિષે જુઓ મરહુમ સર જીવનજી મોદીની Religious Ceremonies and Customs of the Parsis, pp. 373–74.

## અવસ્તાના ભણુતરમાં બાજમાં ભણુવાનું કારણ.

અવસ્તામાં પણુ ન્યાએશો, યશ્તો અને એવાં બીજાં ઘણાંક ભણુતરોમાં અમૂક ભાગ ભણુવાનો આવે છે ત્યારે 'બાજમા પઢે' એવા શબ્દો આવે છે. તેની મતલબ આ છે કે અવસ્તાના સરળ ભણુતરમાં પાજંદ ભાષાનું ભણુતર આવી જવાથી, અવસ્તાનાં ભણુતરનાં શબ્દો એકજ રીતે સરળ ભણાય માટે જે ભાગ પાજંદમાં લખાયો હોય છે તે મનમાં પઢવા ફરમાવ્યું છે. પણુ જો ભણુતરની શરૂઆત પાજંદથી શરૂ થાય છે, અથવા આખેર થાય છે તો તે 'પ્રગટ' યાને મોટે સાદે ભણુવામાં આવે છે. દાખલા તરીકે આફ્રીનગાંનનો દીબાચો પાજંદમાં છે, પણુ આફ્રીનગાંન માંડતી વખતે તેટલો ભાગ શરૂઆતમાં ભણાતો હોવાથી પ્રગટ યાને મોટે સાદે ભણુવામાં આવે છે; પણુ બીજો કરદો કરતી વખતે તે ભાગ 'બાજમાં' ભણુવામાં આવે છે. તેમજ પાજંદ આફ્રીનો છેડે ભણુાતી હોવાથી તે પ્રગટ સાદે ભણાય છે. તેવીજ રીતે ન્યાએશ તથા યશ્તોને માટે સમજવું.

## દરૂન એટલે શું?

આ નામની એક ગોલાકાર રોટલી ઘઉંના આટામાંથી બનાવવામાં આવે છે, અને યજશ્ને, વંદીદાદ, તથા બાજ ધરણાંની ક્રિયા એકથી વધુ દરૂનો મૂકી ક્રિયા કરવામાં આવે છે. રીવ્સ્તિસ્તાનમાં[1] દરૂનને માટે એના અસલ અર્થ સાથનું નીચલું લખાણુ મળે છે. ત્યાં કહ્યું છે કે:—

" '**દરૂન**' એ શબ્દ અવસ્તાના 'દ્રઑનસ્' શબ્દ ઉપરથી નીકળેલો છે. એ 'દ્રઑનસ્' વેદનાં 'द्रोण' શબ્દને મળે છે. એનો ધાતુ 'द्रु' 'વહેવું', પીગળવું, પ્રવાહી રીતે વહેવું' કરી છે. જે ઉપરથી એનો મૂળ અર્થ પ્રવાહી વસ્તુ અથવા પ્રવાહી ખોરાક કરી થાય છે. પાછળથી પ્રવાહી ખોરાક મૂકવાનું જે વાસણુ તેનું બી એ નામ પડયું હતું. વેદમાં 'દ્રોણુ' એક ચોક્કસ વાસણુનું નામ છે. એ વાસણુની અંદર 'સોમ' (હોમ)ના રસમાં દૂધ વિગેરે બીજું મેળવીને મૂકતા હતા, અને તે એક પ્રવાહી ખોરાક તરીકે ખાધામાં લાવતા હતા. એજ 'द्रोण' શબ્દ આજે બ્રાહ્મણોમાં રહેલો છે અને તે પાતરાંનાં 'દરીઆ'નું નામ છે કે જેમાં ખાતી વખતે પ્રવાહી ખોરાક મૂકવામાં આવે છે. એક વાસણુનું નામ અને

---

૧. પા. ૪૩૭.

તે વાસણમાં મૂકીને ખાવાની વસ્તુનું નામ કેટલીએક ભાષામાં એકજ થઇ પડે છે. અંગ્રેજીમાં 'રકાબી' ને 'ડીષ' (dish) કહે છે, તે ઉપરથી રકાબીમાં મૂકાતી વાણીનેબી 'ડીષ' 'dish' કરી કહે છે. એજ રીતે ઉપલા વેદીક 'દ્રોણુ' શબ્દની ઉત્પત્તિ થઇ છે.

"હવે અવસ્તામાં 'દ્રઓનસ્' જેમ હોમના રસના ખોરાકને તેમજ વખત જતે હરેક પ્રવાહી ખોરાકને અને પછી સાધારણ રીતે કોઇબી ખોરાકને લગાડેલો મળે છે, અને અવસ્તાનો પહેલવી તરજુમો કરનારાઓબી તેને એ છેલ્લો અર્થ સમજે છે. તેઓ અવસ્તાના 'દ્રઓનસ્' શબ્દનો અર્થ ... કરી લખે છે, એ શબ્દ 'સૂર' કરી વંચાય છે કે જે અવસ્તાનો 'સૂઇર્ય' (યજ્ હા ૬૨ ફ. ૭) શબ્દજ છે કે જેનો અર્થ 'દિસનું ખાણુ' (Dinner) કરી છે. એ અવસ્તા 'દ્રઓનસ્' ઉપરથી પહેલવી, પાજંદ, અને ફારસીમાં 'દરૂન' શબ્દ નીકળ્યો છે. જેનો અસલ અર્થ 'ખાનુ' કરી થતો હતો, તે પાછળથી જે ખાનું રૂહાનીઓને વાસ્તે ઇંજવા મૂકાયલું તેનેજ વાસ્તે વપરાયો. એ મતલબે છેક પાછલા વખત સુધી એ બોલ વપડાયલો મળે છે, જેમ કે 'સરોશ દરૂન' (સરોશની બાજ), 'યક દરૂન યશતન' (એક બાજ ઇંજવી) ઇત્યાદી, એ વાકયોમાં દરૂન શબ્દ ફકત દરૂન નામની ચોક્કસ એક રોટલીને અર્થે વપડાયલો નથી પણ ઇંજવા મૂકેલી સઘલી વસ્તુઓને લાગુ પડે છે. પાછળથી રૂહાનીઓની આરાધનાને માટે કીધેલી એક ચોક્કસ જાતની રોટલીને જ એ શબ્દ લાગુ પડયો. એ રીતે જોતાં માલુમ પડે છે કે 'દરૂન' એ અસલ એક જાતના પ્રવાહી ખોરાકનું નામ હતું; જે પાછળથી કોઇબી ખોરાકને વાસ્તે વપડાયું, આગલ જતે મીનોઇ રૂહોની ચોક્કસ આરાધના કરતી વખતે, આગલ મૂકેલી ખોરાકની સર્વે વસ્તુઓને સામતી રીતે ગણવાને માટે એ શબ્દ રહ્યો અને વળી આગલ જતે એ શબ્દ તેમાંની એક ચોક્કસ વગર ખમીરની રોતીનેજ વાસ્તે વપડાયો, જે મતલબે આજેબી એ શબ્દ આપણામાં વપડાય છે.

"દરૂન શબ્દની આ તવારીખ ઉપરથી ધારવાને બને છે કે પૂરાતન આર્યનોમાં આકાશીઓને ભેટ તરીકે પ્રવાહી ખોરાકજ મૂકાતો હતો, તેને બદલે આસ્તે આસ્તે વખત જતાં નક્કર ખોરાકબી મૂકાવા લાગ્યો."

## પાવ મહેલની ક્રિયાઓમાં વપડાતી બરૅસ્મન (બરસમ); તાએ સાંકલી.

આપણી હાલની બરસમ જે ધાતુ (જેવી કે રૂપું, તથા પીત્તલ)ના તાએની બનેલી છે તે અસલ ગજ્ યાને છીણીના ઝાડની દાંખળીઓ કાપી બનાવવામાં આવતી હતી. એ વતરોગે 'અનાર' યાને દાડમના ઝાડની પણ બરસમ લેવા રેવાયતમાં કહે છે.

એને માટે અવસ્તામાં 'બર્રેસ્મન' શબ્દ મળે છે તેમજ ફારસીમાં 'બર્સમ' નામ મળે છે. હાલમાં ધાતુના તારોની બર્રેસ્મનનોજ ઉપયોગ પાવ મહેલની ક્રિયાઓ કરવામાં વપરાય છે.[1]

બર્રેસ્મનની ક્રિયા જો કે કોણના વખતથી જાયજ થઈ છે તે વિષે ચોક્કસ જણાયું નથી તે છતાં એ ક્રિયા પણ હોમની ક્રિયાની માફક ઘણાજ કદીમ વખતની છે એવું રામ યશ્ત અને શરોશ યશ્ત ઉપરથી માલમ પડે છે. દસ્તુરજી ખુરશેદજી એરચજી પાવરી એઓની 'વઝર્ગે ખુરશેદ' નામની કેતાબમાં બર્રેસ્મનના ઉપયોગ માટે જણાવે છે કે જેવી રીતે હોમના પાલાની શોધ અને એની ક્રિયા જાયજ કરનાર હોમ ફાબ્મી હતા તેવીજ રીતે બર્રેસ્મનની ક્રિયા જાયજ કરનાર પણ એજ મહાન પુરૂષ હતા.

દસ્તુરજી વધુમાં જણાવે છે કે આગલા વખતમાં બર્રેસ્મનનો ઉપયોગ ત્રણ રીતે થતો હતો:

૧) આલાતગાહને ઠેકાણે ક્રિયાના સાધનો ગોઠવવાની સાદડી તરીકે,

૨) જોતગાહને ઠેકાણે જોતીને બેસવાની બેઠક તરીકે અને

૩) ભણતર ક્રિયામાં હાથમાં ધરવાના બરસમના બંદલ તરીકે.

બર્રેસ્મનના પહેલા તથા બીજા ઉપયોગને માટે 'ફ્રસ્તર્રેત' શબ્દ મળે છે જેનો અર્થ 'બુલંદ બીછાવેલી' એવો થાય છે. અસલના વખતમાં હાલના પથ્થરના 'આલાત ગાહ' તથા 'જોત ગાહ'ને બદલે સાદડી વપરાતી હતી એમ કેટલાક તવારીખી બનાવો તેમજ બ્રાહ્મણોની ક્રિયાઓમાંથી દાખલાઓ મલે છે. હીરોદોટસ અને સ્ત્રેબો નામના જાણીતા લખનારાઓ ઇરાનીઓના જુના રીવાજનું વર્ણન આપતાં કહે છે કે ધર્મગુરૂઓ ઘાસ ઉપર અથવા ઝાડના પાંદડાં ઉપર ભોગ આપેલાં પ્રાણીનુ માંસ મૂકી, હાથમાં એક જાતના ઝાડની દાંખલીઓ પકડી ભણતર ભણતા હતા. આ દાખલા ઉપરથી બર્રેસ્મનનો ત્રીજો ઉપયોગ જે હાથમાં બર્રેસ્મનનું બંદલ પકડીને ક્રિયા કરવાનો હતો તે માલમ પડે છે. અવસ્તામાં બેસવાનાં બીછાંના માટે 'સ્તરેત' શબ્દ મળે છે, તે ઉપરથી નહાનમાં વપરાતાં મોબેદોનાં બીછાંનાને 'સાદરો' કહેવામાં આવે છે એમ લાગે છે.

---

૧. કામદીન શાપુર અને કાઉસ કામદીનની રેવાયતોમાં નીરંગસ્તાનને આધારે જણાવે છે કે બરસમ ઝાડની લેવી જોઇએ અને નહી કે ધાતુની (જુઓ એરવદ ઉનવાલાની ફારસી રવાયત: વોલ્યુમ ૧: પા. ૪૮૪ અને વોલ્યુમ ૨: પા. ૩૨.) વળી વંદીદાદ ફરગરદ ૧૯ મી મુજબ બરસમ ઝાડનીજ લેવા ઘટે. પણ હિંદુસ્તાનમાં એમ કરવું અશક્ય જણાવાથી ધાતુની બરસમ વાપરવાનો રેવાજ જમાનાઓ થયાં ચાલુ થયો છે.

જેમ આપણા મોબેદોને માટે અસલના વખતમાં બેસવા માટે ખાસ બેઠક હતી તેવીજ રીતે હીન્દુ બ્રાહ્મણોમાં 'સંધ્યા કર્મ' અને 'યજ્ઞ ક્રિયા' કરતી વખતે બેસવાને માટે ખાસ પવિત્ર આસન 'દર્ભ' (સંસ્કૃત दर्भ) નામના ઘાસમાંથી બનાવતા હતા. અને હાલમાં તે ન મલવાથી હરણનાં ચામડાં અથવા ઉનની કામળીની પઠારી અથવા 'દાભડો' નામનું ઘાસ થાય છે તેની પઠારી કરી તે ઉપર બેસે છે અને તેને 'દર્ભાસન' તરીકે ઓલખવામાં આવે છે. આપણી 'બર્સ્મ ફ્રસ્તર્ત' યાને કે બરસ્મનની સાહડી કોઇક ઝાડની દાંખલી અથવા પાંદડાંની બનાવવામાં આવતી હતી, તેમજ તે ચોક્કસ પહોળાઇ તથા લંબાઇની બનાવતા હતા એમ રામ યશ્ત, વીશ્તાસ્પ યશ્ત વિગેરે અવસ્તાના લખાણો ઉપરથી માલમ પડે છે. રામ યશ્તમાં જરથોસ્ત સાહેબને બરસ્મનને માટે તેની દાંખળીઓ સંભાલથી શોધવા જણાવ્યું છે, અને ત્યાં વયુ યજદને આરાધતી વખતે બેસવા માટેની ચાર બેઠકોમાંની, ત્રણ સોનાની હોવાનું જણાવવામાં આવે છે, જ્યારે ચોથી બેઠકને 'બર્સ્મનની સાહડી' તરીકે ઓળખવામાં આવી છે. જે ઉપરથી માલમ પડે છે કે તે 'ઉર્વર'ની બનાવેલી હોવી જોઇએ અને સોનાની બેઠકોને બદલે હાલ આપણે પથ્થરની બેઠક બનાવી છે અને તેનું સ્વરૂપ બદલી અસલ નામ કાયમ રાખવામાં આવ્યું છે.

જેવી રીતે પાંઠરેલી બર્સ્મનને માટે 'ફ્રસ્તર્ત' શબ્દ મલે છે તેવી રીતે 'બર્સ્મો જસ્ત' એવા શબ્દો 'હાથમાં પકડવાના' બંદલને માટે મલે છે, અને એની સાથે 'હિશ્તંતિ' ક્રિયાપદ મલે છે જેનો અર્થ બેસવાનો નહિ પણ ઉભું રહેવાનો થાય છે, અને હાથમાં બર્સ્મન પકડી ઉભા થઇને ભણવાની ક્રિયા હાલમાં પણ યજશ્નેનાં ૬૨), ૬૫), અને ૬૮)માં હાઓ ભણતી વખતે કરવામાં આવે છે.

આ ઉપરથી માલમ પડે છે કે બર્સ્મન અસલના વખતમાં ઉર્વરની લેવામાં આવતી હતી પણ પાછલથી ધાતુના તાએની બર્સ્મન વાપરવાનું શરૂ થયું જે હાલ સુધી જાયજ છે અને ધાતુનાં તાએની બર્સ્મન બાંધવા માટે જુદી ક્નૂમન ભણવામાં આવે છે.[1]

## બર્સ્મન (બરસમ) ની સંખ્યા.

બર્સ્મનની સંખ્યા તથા તેની લંબાઇના માપ વિષે સરોશ યશ્તમાં લખાણ મળે છે. ત્યાં 'યશ્તિ' (સંસ્કૃત यष्टि તથા इषिका) શબ્દ મળે છે, જેનો અર્થ 'દાંખલી' અથવા 'સલી' થાય છે. અને તે સલીઓની

---

[1] વધુ ખુલાસા માટે જુઓ દસ્તુરજી ખુરશેદજી પાવરીની 'વઝ્અજે ખુરશેદ' પા. ૨૨૯.

સંખ્યા ૩,૫,૭, અને ૯, તથા એની લંબાઇનું માપ 'ધુંટણની ઉંચાઇ જેટલું તથા અરધા પગ બરોબરનું" આપવામાં આવ્યું છે. અવસ્તામાં જણાવેલી આ સંખ્યા હાલની ધાતુના તાએની સંખ્યાને બરોબર મલતી આવતી નથી. આ સંખ્યામાંની ૫ અને ૭ તાએનીજ બર્રસ્મનનો ઉપયોગ થાય છે, અને લંબાઈમાં પણ સાધારણ એક બીલ્લસથી વધારે લાંબી હોતી નથી.—નીરંગેસ્તાનમાં દસ જાતની બર્રસ્મન જણાવી છે. ૩, ૫, ૭, ૯, ૧૨, ૧૩, ૨૧, ૩૧, ૬૭, અને ૫૫૧. હાલમાં ૩, ૯, ૧૨, ૬૭ અને ૫૫૧ તાએની બર્રસ્મન ઉપયોગમાં લેવામાં આવતી નથી.

હિન્દુ બ્રાહ્મણોમાં યજ્ઞની ક્રિયામાં જે જાતનાં ઝાડની દાંખલીઓ વાપરવામાં આવે છે તેને 'સમિધ્' કહે છે. તેની સંખ્યા પણ ૮, ૨૮, અને ૧૦૮ ની ઠેરવેલી છે. અને લંબાઇનું પ્રમાણ ૧૨ આંગળ જેટલું ઠેરવેલું છે. આપણામાં જ્યારે મોબેદો બર્રસ્મનનું બંદલ હાથમાં પકડે છે ત્યારે હિન્દુ બ્રાહ્મણો ક્રિયા કરતી વખતે તે દાંખલીઓ આતશમાં બાળે છે.

હાલમાં બર્રસ્મનની સંખ્યા ૩૫,૨૩,૧૫,૭ અને ૫ ની ઠેરવેલી છે.

૩૫ તાએની બર્રસ્મનનો ઉપયોગ વંદીદાદ અને વીસ્પરદમાં કરવામાં આવે છે જ્યાં ૩૪ તાએનું બંદલ અને જોરનો એક છુટો તાએ.

૨૩ તાએની બર્રસ્મન યજશ્નેમાં લેવામાં આવે છે જ્યાં ૨૨ તાએનું બંદલ અને એક તાએ જોરનો છુટો રાખવામાં આવે છે.

૧૫ તાએની બર્રસમન રપિથ્વનની યજશ્ને કરતી વખતે વપરાય છે.

૭ તાએની બર્રસ્મનથી નાવર્યાને ચાર દિવસ બાજ ધરાવવામાં આવે છે. આગલા જમાનામાં મોબેદો એ બર્રસ્મન ફરેસ્તાઓ, અશો ફરોહરો, સીરોજા, હફ્ત અમેષાસ્પંદ તથા ગાહુમ્બારની બાજે ઇજવામાં વાપરતા હતા. નીરંગસ્તાનમાં નાવર, ગાહુમ્બાર અને રપીથ્વનની બાજે માટે ૭) તાએની બરસમ વાપરવા ફરમાવ્યું છે.

૫ તાએની બર્રસ્મન નાની ખુબ અથવા હુમકારાની બાજમાં યા કોઇબી ફરેસ્તા યા અશો ફરોહરોની બાજમાં વપરાય છે.

દસ્તુર દારાબ હુમજીયારની રેવાયતમાં ૩ તથા ૯ તાએની બર્રસ્મન વિષે જણાવ્યું છે કે ૯ તાએની બર્રસ્મનથી પાદશાહોની તેમજ મોબેદાન મોબેદની નૈયતે બાજ ધરતા હતા અને ૩ તાએની બર્રસ્મનથી હુતઑક્ષ યાને કોઇબી જાતનો ધંધો કરનારની નૈયતે બાજ ધરતા હતા.

ઉપર જણાવેલો 'તાએ' બોલ અત્રે બરાબર સમજવાની જરૂર છે.

બરસમના તાએ એટલે બરસમની "દાંખલીઓ." આગળ બરસમ ઝાડની લેવામાં આવતી હતી. ઝાડની નાની દાંખલીઓને પહેલવીમાં 'તાક' અથવા 'તાગ' કહે છે અને આ "તાગ" બોલ બીજી રીતે "તાએ" પણ વાંચી શકાય છે. (સરખાવો ફારસી "તાક" યાને દાંખલી).

હાલમાં બરસમ ધાતુની વાપરવામાં આવતી હોવાથી, કેટલાક સાહેબો "તાએ" ને "તાર" (ફારસી "તાર" a metallic wire) એટલે ધાતુના પાટલા સલીઓ સમજે છે તે બરાબર નથી[1].

"તાએ (તાક અથવા તાગ) અને "તાર" બે જુદા બોલો છે.

## બાજ ધરવા માટેના આલાતો અને તેની સામગ્રીઓ.

કોઇ પણ બાજ ધરતી વેળા નીચલા આલાતો તથા સામગ્રીઓની અવશ્ય જરૂર છે. એ આલાતો અને સામગ્રીઓ સિવાય બાજ ઇજી શકાતી નથી:—

એક અથવા બે કળશ્યા, એક કહારણું તથા એક ફુલ્યું.

ધાતુની બરૅસ્મન યાને તાએ સાંકળી (જેટલા તાએની બરૅસ્મન બાંધવી હોય તેટલા તાએ લેવા).

દરૂન[2]; ગોશોદો[3] (ઘી); આપે (પાણી); ઉર્વર (દાડમ અથવા ખજુર);

---

૧. જુઓ મોદીની Religious Ceremonies and Customs of the Parsis પા. ૩૬૧ જ્યાં "તાએ" ને wire એટલે ધાતુના સલીઆને અર્થે વાપર્યો છે.

૨. **દરૂન** વિષે જુઓ પાનું ૪૪. વધુમાં અત્રે જણાવવાનું કે બે જાતનાં દરૂન બનાવવામાં આવે છે. એક નામ પાડેલો કે જે બનાવતી વખતે 'હુમત', 'હુખ્ત' અને 'હવરૂસ્ત' શબ્દો બોલી, દરેક શબ્દ બોલતાં ત્રણ નામ (યાને કે કાપા) પાડવામાં આવે છે, એટલે ત્રણ શબ્દો બોલતાં નવ નામો પાડવામાં આવે છે. બીજી જાતના દરૂન ઉપર નામ પાડવામાં આવતાં નથી, પણ તે સાદાજ રાખવામાં આવે છે. જો કે હાલમાં કેટલીક જગ્યાએ દરૂન ઉપર બીલકુલ નામ પાડવામાં આવતાં નથી. કાઉસ કામદીનની રવાયત (જુઓ દારાબ હોરમજયારની રવાયત–વોલમ ૨–પાનું ૧૭)માં કહે છે કે "ઇરાંનમાં દરૂન ઉપર નાંમ પાડવામાં આવતું નથી પણ ત્યાં એટલે હિંદુસ્તાનમાં પાડે છે." નાંમવાળા દરૂન ઉપર ત્રણ કાપની ત્રણ હાર મલી ૯ કાપા પાડવામાં આવે છે તેને વિષે જણાવવામાં આવ્યું છે કે દરેક લાઇન નીચેથી શરૂ કરી ઉપર લઇ જવી, કારણ કે જઇ જઇને ઉપર જવું અને દાદારને મલવું. ઉપર જણાવેલી કાઉસ કામદીનની રવાયતમાં એક પેહલવી કેટાબને આધારે જણાવે છે કે દરૂન એ આ દુન્યાનો એક નમુનો છે. દરૂન ગોળાકાર છે તે અલબુર્ઝ પહાડ જે દુન્યાની આસપાસ ફરી વળ્યો છે તેનો નમુનો બતાવે છે. દરૂન ઉપર વચ્ચે ગોશોદો મુકવામાં આવે છે તે ચેકાત દાઇતીનો પહાડ કે જેની ઉપર ચીનવત પુલ આવેલો છે તેનો નમુનો છે; એ ચેકાત દાઇતી દુન્યાની વચ્ચોવચમાં આવેલો છે. ફ્રસસ્ત (યાને નામ વગરનો દરૂન) એ દાદાર હોરમજદની હરવેસ્પ

આગાહીનો નમુનો છે. ત્રણ એસમ-બોય હુમત, હૂખ્ત અને હવર્શત યાને સારા વિચાર, વચન અને કામોનું ચિન્હ છે. આપે એટલે પાણી અને ઓરવર અને મેવો એ આ દુન્યાના જંગલો તથા દરીઆઓનો નમુનો છે.

વળી સુરત્યા અંજ્યારૂઓની રવાયત (જુઓ દારાબ હોરમજ્યારની રવાયત-વોલમ ૨-પાનું ૨૮)માં કહે છે તે ખરૂં છે કે 'યથા આત્ યજમઇદે' ભણવાની આગમજ ફ્રુટ વગેરે દરૂન સાથે મુકવું જોઇએ, પણ જો 'યથા આત્ યજમઇદે' ભણી રહ્યા હોય અને મુકે તો નહી ચાલે. એવી રીતે બે નામવાલા, અને બે નામ વગરના એવા ચાર દરૂનો (સરોશ તથા શહેનની બાજમાં ૬ દરૂનો) બાજ ધરતી વેલા લેવામાં આવે છે. નામ પાડવા બાબેતું લખાણ આપણને કોઇક રવાયતમાંથી મલે છે. જેની ઉપર નામ પાડવામાં આવે છે તેને "દરૂન" કહે છે અને તે ૩૩ ટાંકના વજનનો આવે છે. વગર નામવાલા દરૂનને ફ્રસસ્ત કહે છે જે ૩૧ ટાંકના વજનનો બનાવવામાં આવે છે, જ્યારે નાનો દરૂન જે 'ચીટયાં'ને નામે ઓળખાય છે તે ૯ ટાંકના વજનનો હોય છે. દસ્તુરજી એરચજી સો. મેહરજીરાણા પોતાના એક હસ્તલેખમાં જણાવે છે કે "મોબેદો કોઇબી રીતનાં દરૂન છજવા બેસે તે દરૂનનાં કામમાં નાંધલાં ચાંર્યાં ચાલે નહી, કારણ કે એ ચાંર્યાં લેવાનું કામ તો નાચારીનું છે." મોબેદો જ્યારે બાજ ધરે છે અને ૮માં હામાં ચાશ્ની કરે છે તે અગાઉ 'ફ્રસરિત'થી શરૂ થતો વાકય ભણે છે, અને આ 'ફ્રસરિત' શબ્દ બોલતી વખતે જમણા હાથપરનો નામ વગરનો દરૂન ઉચકી ક્રિયા કરે છે અને પછીથી ચાશ્ની કરે છે. એટલા માટે તે નામ વગરનો દરૂન 'ફ્રસરિત' ઉપરથી 'ફ્રસસ્ત' તરીકે ઓળખાવા લાગ્યો.

ડા. હાઉગ પોતાની Essays on the Parsis (પાનું ૩૯૬)માં ફ્રસસ્તને નામવાલો દરૂન કહે છે, અને મી૰ બલસારા પોતાની "એરપતસ્તાન અને નીરંગ-સ્તાન"ના તરજુમા (પાનું ૮૭-નોટ ૧૩)માં પણ એમજ કહે છે; અને વળી ડા. ઉવેસ્ટ હાઉગની સાથે મલતા થઇને એમજ કહે છે. (જુઓ. S. B. E, Vol. 24 p. 352. note 2) પણ તે એક ભુલ છે. સદદરના બાબ ૮૭માં કહે છે કે ગુજરેલાનું રવાન ચહારૂમની બામબાદે બાજ ધરતાં જ્યારે **ફ્રસસ્ત**ની ક્રીયા કરવામાં આવે છે ત્યારે ચીનવદ પુલ પસાર કરે છે.

૩. **ગોશોદો** શબ્દ અવસ્તા 'ગાઉશ્-હુધાઓ' ઉપરથી નીકલ્યો છે, અને એના ઘણા અર્થો કરવામાં આવે છે. એનો અર્થ 'ગોસ્પંદે-હુદાક' એટલે 'સારી પેદાયશનું ગોસ્પંદ' એમ થાય છે, અને તે ઉપરથી એનો બીજો અર્થ 'ગોશોદો' એટલે 'ગાવ-ગોસ્પંદમાંથી નીપજતી ચીજ' યાને 'ઘી' એમ થાય છે. હાલમાં આપણે પણ દરૂન ઉપર ઘી મૂકયે છીએ અને છેલ્લે દરૂન સાથે તેની ચાશ્ની કરીએ છીએ.

૧. **અએસ્મ-બઓઇધિ**:—'અએસ્મ' એ બાળવાનાં લાકડાંને કહે છે. અને તેની ઉપર બોય (અવસ્તા 'બઓઇધિ' ફારસી 'બુય' એટલે 'સુગંધ') મૂકવામાં આવે છે. કેટલાક સાહેબો એ શબ્દને 'અએશમ' અથવા 'અર્યમ' લખે છે એ ખરા શબ્દથી ઉલટું છે.

**આતશનું પાતરૂં તથા અએસમ બૉઓ મૂકવા માટે પથ્થર, યા તો ધાતુની ચીજ, જેવી કે રકાબી પણ અખડુંવાલી કામ ચલાવવામાં આવે છે. પહેરવાને માટે ઇજાર,[1] અને પદાંન.[2]**

## કળશ્યો પાવ[3] કરવાની ક્રિયા.

**જ્યારે પણ બાજ ઇજવી હોય ત્યારે તે ઇજ્યા અગાઉ પ્રથમ**

---

આગલા વખતમાં ચેરાગ લઇને બાજ ધરતા હોવા જોઇએ કારણ કે "દાદેસ્તાને દીની"માં પૂછ્યું છે કે "જ્યારે ચેરાગથી બાજ ઇજે છે ત્યારે બીજા આતશોની મુઆફેક 'તવ આથ્રો' શા વાસ્તે નથી ભણુતા ?" એના જવાબમાં જણાવવામાં આવ્યું છે કે "જો કે ચેરાગબી આતશની એક ઝાળ છે, તોપણ અમારાં મત પ્રમાણે ચેરાગ કે જેની ઉપર એસમ બલતી નથી તેથી બાજ ઇજવી નહિ જોઇએ".

૧. **ઇજાર** એ એક સાંકડા પાયજાની સુરવાળને કહે છે જે નવ સાંધાનો બનાવેલો હોય છે.

૨. **પદાંન** એ અવસ્તાના 'પઇતિદાંન' શબ્દ ઉપરથી નીકળ્યો છે જેનો ધાતુ 'પઇતિ–દા'=ઉપર મુકવું'. નાક ઉપર મુકીને મોંહડાં આગળ જે બે–પડનાં કપડાંનો કટકો બાંધવામાં આવે છે તે "પદાંન". આ 'પદાંન' તે અથોરનાની પેશાનું મુખ્ય હથ્યાર છે. કોઇપણ પાવ મહેલની તેમજ આફ્રરંગાન, સતુમ વગેરેની ક્રિયા એ મોંઢાં ઉપર બાંધવા વગર કરવામાં આવતી નથી. પદાંન બાંધનાર આથ્રવન તેના પેશામાં પુરો માહીતગાર હોવો જોઇએ. વંદીદાદની ૧૮)મી પર્ગર્દમાં જે કોઇ ધર્મગુરૂ પદાંનનો ગેર ઉપયોગ કરે છે યાને ધર્મગુરૂ હોવાનો ખોટો દાવો કરે છે તેની સખત રીતે ખબર લીધી છે. આ ઉપરથી "પદાન આબેત છે" એમ બોલવાનો અર્થ એ કે જે કોઇ પોતાના અથોરનાની પેશામાં કુશળ હોય તેનેજ પદાંન બાંધવાનો હક છે. આજે પણ એક મોબેદને તેના કોઇ વાંક માટે તેના વડા દસ્તુર પદાંન બાંધવાથી અટકાવે છે તે એજ મતલબે છે. રથેસ્તાર યાને પહેલવાનોનું એક બખ્તર યાને હથ્યારને પણ પદાંન કહે છે જે મોઢું ઢાંકવાની લોહડાંની એક જાતની જાલી છે.

૩. **પાવ:**—કોઇબી એક વાસણ લઇ તેને વહેતાં પાણીમાં ત્રણ વખત ભરીને ત્રણ વખત પાણી બહાર કાઢી નાખીને ચોથી વખત ભરીએ તો તે વાસણમાંનાં પાણીને બહારનાં પાણી કરતાં પહેલે દરજ્જેનું ચોકખું પાણી ગણ્યું છે. કારણ કે વાસણની અંદરના નુકસાનકારક સૂક્ષ્મો નીકળી જાય છે અને પાણી સ્વચ્છ બને છે. જ્યારે પહેલે દરજ્જેની ચોકખાઇવાલા પાણીના વાસણમાંથી બીજાં પહેલે દરજ્જેની ચોકખાઇવાલા વાસણમાં યાને એક ચોકખા કળશ્યામાંથી બીજા ચોકખા કળશ્યામાં, ભણુતર ભણી ત્રણ વખત પાણી નામવામાં આવે છે ત્યારે તે બીજે દરજ્જેની ચોકખાઇનું યાને **પાવ** પાણી ગણાય છે. અને તેનાથી ધોવાયલી વસ્તુઓ પણ **પાવ** કહેવાય છે. અને નાકમાંથી અથવા મોઢાંમાંથી ખરાબ દમ અથવા છાંટો ન ઉડે, એટલા માટે તે વાસણને પદાંન બાંધ્યા વગર અડકવાની મનાઇ છે.

અર્બનૂમવાલો મોબેદ કુસ્તી પાદીઆબ કરી, ફરજીઆત કરે અને ઇજાર પહેરી પદાંન બાંધે. ત્યાર પછી ૧) કળશ્યો તથા ૧) કહારણું, અથવા બે કળશ્યા ઉજાળી સાફ કરી ત્રણ વાર કુવાના પાણીએ ચોકખા કરી ભરી લાવી બાજ ધરવા માટેની. પાવીમાં[1] ખુમચામાં અથવા તો ખુઆંન[2] (હીંદોલા) ઉપર મૂકે તેવીજ રીતે એક કુલ્યું અને તાએ સાંકલી (પાંચ તાએ, તથા બે સાંકલી જેમાંની એક લાંબી અને બીજી ટુંકી હોય છે.) ઉજાળી ચોકખી કરી પાવીમાં લાવી મૂકે. ત્યાર પછી આતશ રોશન કરી તેનું પાતરૂં પાવીમાં જમણા હાથ ઉપર દૂરથી મૂકે અને તેની જમણી બાજુએ નાનો પથ્થર મૂકી તેની ઉપર સુખડની ત્રણ સલી ઉભી મૂકી તેની ઉપર લોબાંનનો અકેક ટુકડો મૂકે.

ત્યાર પછી પદાંન નીચું કરીને પાવ કરવાના કળશ્યાને નીચે પથ્થર પર અથવા ખુમચામાં મૂકે, બીજો કળશ્યો ઉંચકીને તેમાનું પાણી પેલા પાવ કરવાના, પાણીથી ભરેલા કળશ્યામાં, પાણી છલકાઇને ફરતેથી બહાર પડે એવી રીતે નામે, અને તે પાણી ત્રણ વખત નામતાં નામતાં, નીચલા અવસ્તા પઢે:—

'ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઓ અષેમ્ વોહૂ ૧' મગટ પઢીને પહેલી વાર કળશ્યામાંથી પાણી બહાર પડે એવી રીતે નામતાં બાજમાં **'યઑજ્દાથ્ર જરેહ વર્ઁશ.'** એમ પઢે[3].

બીજી વાર ઉપર પ્રમાણે મગટ પઢીને પાણી નામતા બાજમાં **'યઑજ્દાથ્ર જરેહ ફ્રાંકરત'** એ મુજબ ભણે.[3]

ત્યાર પછી ત્રીજી વાર ફરી પાછી ઉપર પ્રમાણે ક્રિયા કરતાં બાજમાં **'યઑજ્દાથ્ર જરેહ પૂઇતિ હુર્વસ્પ મીનો આબે પાક અરદ્વી સૂર યઑજ્દાથ્ર'** એમ પઢે[4] અને ત્યારપછી કળશ્યો પાવ થયલો કહેવાય.

---

૧. આતશબહેરાંમ, અગીઆરી વિગેરે જગ્યાઓમાં નીક જેવી ખોદી કહાડવામાં આવે છે તેને **પાવી** કહે છે. યજશ્ને, બાજ વિગેરે ક્રિયાઓ કરતી વખતે મોબેદ પાવીની અંદર બેસે છે. અને જો કોઇ બીજો શખ્સ અથવા તો જનાવર કે કોઇપણ પાવીની અંદર ઘુસી જાય છે તો તે ક્રિયા રદ યાને 'અવાવ' થાય છે.

૨. **ખુઆંન** એ ફારસી 'ખાન' એટલે 'ટેબલ' પરથી નીકલેલો છે. આલાતગાહ જે ચોરસ મારબલનો અથવા કોઇ જાતના પથ્થરનો બનાવેલો હોય છે તેને ખુઆંન કહે છે.

૩. કેટલીક કેતાબોમાં **'યઑજ્દાથ્ર જરેહ ફ્રાંકરત'** બોલતાં પહેલી વખત પાણી રેડવું એમ લખવામાં આવ્યું છે.

૪. કેટલીક ચોપડીમાં **'હરૂવસ્પ મીનો અરદ્વીસૂર આવે પાક યઑજ્દાથ્ર'** એવી રીતે લખવામાં આવ્યું છે.

## ધાતુના તાએની બરસ્મન બાંધવાની વિગત.

ઉપર મુજબ કળશ્યો પાવ કર્યાં પછીથી પાંચ તાએ તથા બે સાંકળી ડાબા હાથમાં પકડી, જમણા હાથે પાવ કીધેલો કળશ્યો બહારથી પકડી **'ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઓ અષેમ્ વોહૂ. ૧'** પઢતાં ડાબો હાથ કાંડી સુધી તાએ સાંકળી સુધ્ધાં પાવ કરી કળશ્યો નીચે મૂકવો, ત્યારપછી તાએ સાંકળી સુધ્ધાં ડાબો હાથ પાવ કીધેલા કળશ્યામાં અંદર ખોસી[1], અંદરથી કળશ્યો પકડી જમણો હાથ જે અવાવ થયલો છે તે **'ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઓ અષેમ્ વોહૂ. ૧'** પઢતાં, ડાબા હાથે પકડેલા કળશ્યામાંથી પાણી નાખી હાથનાં કાંડાં સુધી પાવ કરી, કળશ્યો નીચે મૂકી દેવો.

ત્યારપછી ૫) તાએ ડાબા હાથમાં અને ૨) સાંકળી જમણા હાથમાં એવી રીતે પકડે કે લાંબી સાંકળી હાથમાં રહે અને ટુંકી સાંકળીનો એક છેડો ડાબા હાથે તાએ પકડેલા છે તેની સાથે પકડી રાખે અને નીચે પ્રમાણે પઢે:—

**અષેમ્ વોહૂ ૩, ફ્રવરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિશ** (જાવત; જે ગેહ હોય તે પઢે) **ફ્રસસ્તયઍચ'**. ગાથેના પદો ભણતાં હાથની હથેલીએ તાએ સરખા કરવા.

**ક્ષથ્રહે વહ્યેહે અયઑક્ષુસ્તહે મરૅજ્દિકાઇ થ્રાયોદ્રિગઑવે.** [illegible] ક્ષ્નઑથ્રાઇચ **ફ્રસસ્તયઍચ યથા અહૂ વઇર્યો જઑતા** (જાવત) **ફ્રઑતૂ; અષેમ્. અષેમ્ વોહૂ. ૧.'**

ઉપલાં 'અષેમ્'ના પદો પઢતાં, જે સાંકલી તાએ સાથે પકડી છે તેનો બીજો છેડો લઈ બરસ્મનના બએ મુડાંને લગાડે ત્યાર પછી **'યથા અહૂ વઇર્યો ૨'** પઢે અને તે પહલી વેળા ટૂંકી સાંકલીનો છેડો જે જમણા હાથમાં પકડેલો છે તે છેડો 'બ્યઑથનનાંમ્' પઢતાં ત્રણ તથા બે તાએની વચ્ચે ખોસી એક આંટો મારે અને બીજી વખત **'બ્યઑથ-નનાંમ્'** પઢતાં બીજો આંટો મારે, અને સાંકલીનો પહેલો છેડો જ્યાંથી ખોસ્યો હતો તે બાજુએથીજ બીજો છેડો પણ ખોસે અને બે લટકતા છેડા હોય તેને બરસ્મન સાથે સીધા કરી પકડી રાખે, ત્યાર પછીથી મોટી સાંકલીનો એક છેડો બરસ્મન સાથે પકડીને નીચે પ્રમાણે પઢે:—

**'યસ્નૅમ્ચ વહ્મૅમ્ચ અઑજસ્ચ જવરૅચ આફ્રીનામિ ક્ષથ્રહે વહ્યેહે અયઑક્ષુસ્તહે મરૅજ્દીકાઇ થ્રાયો-દ્રિગઑવે'.**

---

૧. પાવ કીધેલા કળશ્યાની અંદર પાવ કીધેલોજ હાથ મૂકવો, નહિ તો પાવ કળશ્યો અવાવ થાય, અને પાવ કીધેલા હાથથી કળશ્યો બહારથી નહિ પકડવો પણ અવાવ થયલા હાથેજ બહારથી કળશ્યો પકડવો.

ઉપલા પદ્દો ભણતાં સાંકળીનો બીજો છેડો બરૅસ્મનના બેઉ મુંડાને લગાડે અને પઢયો જાય.

**'અષેંમ વૉહૂ ૩; ફ્રવરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિશ (જાવત; જે ગેહ હોય તે પઢે) ફ્સસ્તયએચ'.**

ત્યાર પછી 'અહુરહે મજ્દાઓ' પઢતાં આગલી સાંકલીના વધેલા છેડા જે પાંચ તાએ સાથે સીધા પકડી રાખેલા છે તેની ઉપર બીજી સાંકલીનો એક આંટો મારે (આગલની માફક ત્રણ તથા બે તાએની વચ્ચે નહિ બેસે), 'રએવતો' પઢતાં બીજો આંટો મારે અને ત્રીજો આંટો મારતાં 'ખરેંનંઘ્રઉહુતો' પઢે. ત્યાર પછી સાંકલીના બેઉ છેડા સરખા કરે અને નીચે પ્રમાણે પઢે:—

**ક્ષ્નઑથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્સસ્તયએચ યથા અહૂ વઇર્યો જઑતા (જાવત) અર્થોત્; અષેંમ. અષેંમ વૉહૂ ૧.**

ત્યાર પછી બે **'યથા અહૂ વઇર્યો'**માંના પહેલાનો **'શ્યઑથનનાંમ'** શબ્દ પઢતાં એક સવળો ગાંઠ કુસ્તીની માફક જમણે હાથે વાલે અને બીજાનો **'શ્યઑથનનાંમ'** શબ્દ ભણતાં સવળો ગાંઠ ડાબે હાથે વાલે. ત્યાર પછી સાકલીનાં વધેલાં મુંડા ત્રણ તથા બે તાએની વચ્ચે નીચલા બે **યથાનાં "શ્યઑથનનામ"**નું પદ ભણતાં બેસી દે, અને નીચે પ્રમાણે બાજ મૂકે.

**'યથા અહૂ વઇર્યો ૨; યસ્નેમ્ચ વહ્મેમ્ચ અઑજસ્ચ જવરેંચ આફ્રીનામિ અહુરહે મજ્દાઓ રએવતો ખરેંનંઘ્રઉહુતો' (બાજમાં ફરીથી પઢે) અહુરહે મજ્દાઓ રએવતો ખરેંનંઘ્રઉહુતો.**

ત્યાં બરૅસ્મન બાંધવાની ક્રિયા ખલાસ થઇ. બરૅસ્મન પાવ કળશ્યામાં મૂકે. આ કળશ્યાને "બરસમદાન" કહે છે.

## બાંધેલી બરૅસ્મને કેટલી બાજ ઇજાય.

હવે ઉપર મુજબ બાંધેલી બરૅસ્મને, પાછી ફરીથી નવેસરથી બરૅસ્મન બાંધ્યા વગર કેટલી બાજો ઇજી શકાય? અને તે ફરી પાછી નવેસરથી ક્રિયા કરીને કયારે બાંધવી જોઇએ?

જો 'પાંચ તાએની ખુબ' કે જેને 'નાની ખુબ' કરીને પણ કહે-વામાં આવે છે તે કરે તો તેની પછી જે બીજી બાજ ધરવામાં આવે ત્યારે ફરીથી કળશ્યો પાવ કરી બરૅસ્મન બાંધવી. અને હવે આ બીજી વખતની (યાને નાની ખુબનો અમલ હોય ને) બાંધેલી બરૅસ્મને વધારેમાં વધારે ત્રણ બાજ ઇજી શકાય. ચોથી બાજ ઇજતી વખતે પાછી નવે-સરથી બરૅસ્મન બાંધવી.

અને 'મીનો નાવરની ખુબ' કે જે 'મોટી ખુબ' ને નામે પણ ઓળખાય છે તે ખુબે બરૅસ્મન બાંધી હોય તો વધારેમાં વધારે ૯ (નવ) બાજો ઇજી શકાય. જો વધારે બાજ ઇજવી હોય તો નવેસરથી પાછી બરૅસ્મન બાંધે. અને તેમ કરતાં પાણી ઘટી જાય તો તે મોબેદે પોતાનો ડાબો હાથ 'ક્ષનઑઇથ્ર અહુરહે મજ્દાઓ અષેમ વોહૂ. ૧' ભણી પાવ કરવો અને કળશ્યો પાવ કરવાના અવસ્તા લખ્યા છે તે પ્રમાણે ભણી કળશ્યામાં પાણી ભરી કળશ્યો પાવ કરવો.

વળી જો કોઇબી નાની યા મોટી ખુબે બાંધેલી બરૅસ્મનથી બાજ ઇજે, અને તે બાજની 'ક્ષ્નૂમન'માં 'વીસ્પએષાંમ' શબ્દ આવે, (દાખલા તરીકે, દએ-પ-આદર રોજની બાજ જેમાં 'દએ-પ-આદર દાદાર વીસ્પએષા અર્દાક્રવશ બેરસાદ' એમ ક્ષ્નૂમન ભણવામાં આવે છે) તો બાંધેલી બરૅસ્મન રદ થાય. માટે બીજી બાજ ઇજતી વખતે નવેસરથી બરૅસ્મન બાંધે.

## પાંચ તાએની નાની ખુબ તથા તેનો અમલ.

એક મોબેદ જે બાજ ધરવા માગતા હોય તેઓ બરૅશ્નૂમના ધણી હોવા જોઇએ. અને તેણે મીનો નાવરની મોટી ખુબ કીધી હોય તો તે કોઇબી બાજ ઇજી શકે છે. પણ દરેક મોબેદ સાહેબો કાંઇ મોટી ખુબ કરતા નથી માટે તેવા મોબેદોએ પાંચ તાએની ખુબ કરવી જોઇએ. યાને હમકારાની બાજ ઇજવી જોઇએ.[૧] મોટી ખુબ અથવા તો નાની ખુબનો જે ધણીને અમલ હોય નહિ તે ધણીથી પાવ મહેલને લગતી ક્રિયાઓ થઇ શકે નહિ. નાની ખુબ એ પાવ મહેલના ક્રિયા કામોનો મુખ્ય આધાર છે અને એના અમલ વગરની ક્રિયા કીધેલી ના-રવા ગણાય છે.

નાની ખુબનો અમલ પાંચ ગેહ સુધી ચાલે છે. જો હાવન ગેહમાં આ બાજ ઇજી હોય તો તેનો અમલ આખી ઉષહિન ગેહ પુરી થાય ત્યાં સુધી ચાલે છે, અને આવી ખુબવાલા મોબેદથી કોઇપણ સરોશની બાજ ધર્યા સિવાય પાણી વટીક પીવાતું નથી, તથા દુરવંદને અડકવાથી અથવા અડચણવાલી ઓરતને જોવામાં આવે તો તેની ખુબ રદ થાય છે.

## મીનો નાવરની મોટી ખુબ તથા તેનો અમલ.

જે મોબેદે મીનો નાવરની યજશ્ને કીધી હોય તે મોબેદ મોટી ખુબનો ધણી કહેવાય છે.

---

૧. કોઇક મોબેદો ફક્ત અરદાક્રવશની બાજ ઇજીને નાની ખુબનો અમલ રાખે છે.

આ ખુબનો અમલ ત્રણ દિવસ અને રાત સુધી એક સરખો રહે છે.[1] આ મોટી ખુબવાલા મોબેદને પણ ઉપર જણાવ્યા પ્રમાણેની તરીકીબો પાળવી પડે છે, તેમ નહિ પાળતાં તેની ખુબ રદ થયલી ગણાય છે. આતશબેહરામ પાદશાહ સાહેબની બોય દેનારા મોબેદ સાહેબો હંમેશાં મોટી ખુબ રાખીનેજ રહે છે અને ક્રિયા કામ કરે છે.

## ઘર આગલ કેવી રીતે બાજ ઇજવી.

ઘણીક વેળા ફરેસ્તા હોય છે, અથવા નવું ઘર ઇજવાનું હોય, અથવા તો ગામડામાં જ્યાં અગીઆરીની સગવડ હોતી નથી ત્યારે ઘરમાંજ બાજ ઇજવી પડે છે, ત્યારે તે વખતે ઘર આગલ નીચે પ્રમાણે ગોઠવણ કરવી.

પ્રથમ બાજ ઇજવા માટેનો એક અલાહેદો ઓરડો કે જ્યાં દુરવંદોની નજર ન પડે એવો ધોઇને ચોકખો કરી રાખવો. ત્યારપછી આપણથી બેસી શકાય અને બાજ વિગેરે ચીજો રહી શકે એવી લંબચોરસ પાવી રેતીથી કાઢવી, એવી રીતે કે ઉત્તર દીશા તરફ મોઢું ન થાય. રેતી બરાબર પાંઠરીઆ પછીથી તેની ઉપર બે આંગલા ફેરવવાં કે જેથી તે રેતામાં બે ભાગ પડે. ત્યારપછીથી પાવીની અંદર બેસવાને માટે જે જગ્યા રાખી હોય તેની પાસે એક નાની પાવી (મોટી પાવીની અંદર) કાઢે કે જ્યાં કહારણું તથા કળશ્યો મૂકા શકાય. પાવ કળશ્યો વાસણમાં મૂકવો, તેમજ પાવ કરતી વખતે જમીન પર પાણી ધોળાવું નહિ. કળશ્યો પાવ કરતી વેળા ખુમચામાં મૂકી પછીથી પાણી નાખી પાવ કરવો. તેમજ પાણીનો રેલો પાવીની બહાર જાય નહિ તે તપાસવું. ત્યારપછીથી જમણા હાથ ઉપર આતશનું પાતરૂં દૂરથી મૂકે અને તેની જમણી બાજુએ અરૅસ્મ તથા બોએ મૂકવાને માટે નાનો પથ્થર ગોઠવે. ત્યારપછીથી એક બીજી પાવી, મોટી પાવીની બહાર કાઢે કે જેમાં મોબેદ સાહેબને આપવા માટેની ચીજો તે પાવીમાં મૂકી શકાય.

## બાજ કેવી જગ્યાઓ ઉપર નહિ ઇજાય.

બાજ કેવી જગ્યાઓ ઉપર નહિ ઇજવી તે જાણવું ખાસ જરૂરનું છે. કેટલાક પંઠવાલા મોબેદ સાહેબો માટીની યા કોરીની જમીન ઉપર

---

૧. દસ્તુરજી એરચજી મેહેરજીરાણા જણાવે છે કે મીનો નાવરની ખુબ યાને ખુબનો અમલ ચોથે દીવસે બપોરના બાર વાગા સુધી ચાલી શકે, કારણ કે હેરબુદ થનાર પહેલે દીને મીનો નાવરની યજશ્ને કરે છે તેનો અમલ તેને ચોથે દહાડે બાર વાગા સુધી ચાલે છે.

બાજ ઇંજતા નથી, પણ પત્થરની અથવા તો કોબો કીધેલી જમીન ઉપરજ ઇંજે છે. તેમજ નીચેની જમીન સિવાય કોઇપણ મકાનના માળ ઉપર બાજ ઇંજવામાં આવતી નથી. તેમજ વળી બાજની લંગડીની નીચે ખુમચો, આરણી યા એવી કોઇપણ ચીજ મૂકીને બાજ ઇંજવામાં આવતી નથી. પણ ફકત જમીન ઉપરજ લંગડી મૂકવામાં આવે છે. તેજ પ્રમાણે ખુઆંન ઉપર બાજ મૂકી ઇંજવામાં આવતી નથી, પણ ફકત નાવર્યોજ આવી રીતે ખુઆંન યાને હીંધોલા ઉપર બાજ મૂકી ઇંજી શકે છે. જો ઉપર જણાવેલી રીતથી વેગળી રીતે બાજો ઇંજવામાં આવે તો તે બાજો ધરનારા મોબેદ સાહેબનાં બરૅશ્નૂમ ઉપર કાપ પડે છે યાને કે બરૅશ્નૂમ રદ થાય છે.[1]

## પાંચ તાએની ખુબ કરવાની ક્રિયા.[2]

હવે જે કોઇ નાની ખુબ કરવા માંગતો હોય તેણે ઉપર મુજબ કળશ્યો પાવ કરી બરસમ બાંધવી અને આગળ જણાવ્યા પ્રમાણે પાવીમાં સર્વ ચીજો બરોબર ગોઠવવી, ત્યાર પછી બરસમ ડાબા હાથમાં[3] પકડે,

---

૧. બગરયા મોબેદ સાહેબો ઉપર જણાવ્યા પ્રમાણેની જગ્યાઓ ઉપર બાજો ઇંજતા નથી.

૨. આ પાંચ તાએની ખુબ હાવન, ઉજીરન તથા ઉઝહિન ગેહમાંજ થઇ શકે છે. રપિથ્વન અને અઇવિસ્રૂથ્રૅમ ગેહમાં કરવામાં આવતી નથી. પાંચ તાએની ખુબને "હમકારાની ખુબ" પણ કહે છે.

૩. બરસમ ડાબા હાથમાં પકડવાનું ફરમાન વંદી. પર્ગર્દ ૧૯ નાં ૧૯ માં ફકરામાં આવેલું છે. ત્યાં લખે છે કે 'જે માણસો અશો હોય તેઓ, ડાબે હાથે તે બરસમ પકડીને અહુરમજ્દને તથા અમેશાસ્પંદોને ઇંજે. દસ્તુર એરચજી શે. મેહરજીરાણા જણાવે છે કે "બરસમ ડાબા હાથમાં પકડવી જોઇએ કારણ કે જમના હાથની બુજોરગી છે તેથી જમને હાથે આલાતો ફેરવવા, ક્રિયા કરવી અને દરૂન ફેરવવા એ સઘળું જમને હાથે જ કરવું જોઇએ. જમને હાથે બરસમ પકડીને ડાબે હાથે ક્રિયા કરીએ અને આલાતો ફેરવ્યે તે ખોટું ગણાય.........ઇજશ્ને વંદીદાદની બરસમબી હાથમાં પકડીને ઇજશ્ને વંદીદાદ કરવો. દરૂન ઇજતાં થોડો વખત લાગે છે તેથી બરસમ હાથમાં પકડીને દરૂન ઇંજીએ છીએ, અને ઇજશ્ને વંદીદાદ પઢતાં ઘણો વખત લાગે છે તેથી બરસમ હાથમાં ધરી રાખતાં ઘણી અડચણ થાય તેથી તે માહરૂએ ઉપર મુકીને તેની ઉપર આંગળાં મુકીએ છીએ તેની મતલબ એ કે બરસમ હાથમાં પકડી છે."

મજકુર દસ્તુરજી બરસમ બાંધવા માટે જણાવે છે કે ઝાડની બરસમ બાંધતી વખતે કયા અવસ્તા પઢવા તે કેટાબોમાં જોવામાં આવતું નથી, પણ તે ઝાડની બરસમ કાપી લાવવાની વખતે પઢવાના અવસ્તા લખેલા છે. ઝાડની બરસમ બાંધતી વખતે યા તો અમરદાદ રોજ પઢવો જોઇએ યાતો "ઉર્વરયાઓ વંઘહુયાઓ મજદધાતયાઓ અષઓન્યાઓ" એ પદો ભણવા જોઇએ.

દીનકર્દમાં કહે છે કે બરસમને ડાબા હાથમાં રાખવાની ભલી દીનની નસીહત છે.

અને એક ખુમચામાં ૪ દરૂન કાઢે, અને એવી રીતે ગોઠવીને મૂકે કે નામવાલા દરૂન બે ડાબા હાથ તરફ રાખે અને વગર નામવાલા બે દરૂન જમણા હાથ તરફ રહે. ત્યાર પછી ડાબા હાથનાં પહેલા દરૂન ઉપર 'ગોશોદો' (ઘી) મૂકે અને જમણા હાથ તરફનાં બીજા દરૂન ઉપર 'ઉર્વર' (દાડમ, દરાખ અથવા ખજુર) મૂકે. ત્યાર પછી જમણા હાથ આગલ પેલાં ચોકખાં કીધેલાં કુલ્યાંમાં થોડું 'આપે' (પાવ કીધેલા કળશ્યામાનું પાણી) નામે અને નીચે પ્રમાણે બાજમાં પઢે. જ્યાં આગલ "હુઉર્વત, અમૅરતાત, ગાઉશ-હુધાઓ, આપે, ઉર્વર અએસ્મ-બઓઇધિ શબ્દો ભણવામાં આવે ત્યારે તે દરેક ચીજો ઉપર અનુક્રમે નજર નાંખતો ભણે :—

હુમત હુખ્ત હુવરૂશ્ત હુ-મનશ્ને હુ-ગવશ્ને હુ-કુનશ્ને ઇન ક્ષ્નૂમઇને[1]

(જે રોજ હોય તેના હમકારા નીચે લખ્યા પ્રમાણે પઢે).

'અહુરમજદ, દએ-પ-આદર, દએ-પ-મેહેર, દએ-પ-દીન', વીસ્પએષા અર્દાફ્રવશ બેરસાદ.

'બેહમન, મોહોર, ગોશ, રામ' વીસ્પએષા અર્દાફ્રવશ બેરસાદ.

'અર્દીબેહેશ્ત, આદર, સરોશ, બેહરાંમ'[2] વીસ્પએષા અર્દાફ્રવશ બેરસાદ.

'શેહરેવર, ખુર, મેહેર, આસ્માંન, અનેરાંન' વીસ્પએષા અર્દાફ્રવશ બેરસાદ.

'અસ્ફન્દાર્મદ, આવાં, દીન, અર્દ, મારેસ્પંદ' વીસ્પએષા અર્દાફ્રવશ બેરસાદ.

'ખુર્દાદ, તીર, અર્દાફ્રવશ,[3] ગોવાદ', વીસ્પએષા અર્દાફ્રવશ બેરસાદ.

'અમર્દાદ, રશ્ને, આસ્તાદ, જમીઆદ', વીસ્પએષા અર્દાફ્રવશ બેરસાદ.

---

૧. 'ક્ષ્નૂમન'નો અર્થ એના અવસ્તા ધાતુ 'ક્ષ્નૂ'='ખુશ થવું', એ ઉપરથી 'ખુશાગીની આરાધના', 'ખુશ્નૂદી' એવો થાય છે.

૨. **અરદીબેહેશ્ત, આદર, સરોશ, બેહરાંમ:** એમાં સરોશ રોજ ભણાતો નથી, માટે દસ્તુર એદલજી નવરોજી મેહરજીરાણાં બાજ ધરણાંના પોતાના હસ્ત લેખમાં જણાવે છે કે બાજમાં યાદ કરે ત્યારે પઢે...હુમત, હૂખ્ત...ઇન ક્ષ્નૂમઇને **અરદીબેહેશ્ત, આદર, બેહરાંમ વીસ્પેશાં અરદાફ્રવશ બેરસાદ,** અને જો સરોશ રોજે ખુમ કરે તો ખુબ કરીને પહેલી બાજ સરોશની ધરે, પછી બીજી જે ધરવી હોય તે ધરે.

૩. **ખોરદાદ, તીર, અર્દાફ્રવશ, ગોવાદ** એમાં **"અર્દાફ્રવશ"** ભણાતો નથી માટે દસ્તુર એદલજી પોતાના ઉપલા હસ્ત લેખમાં જણાવે છે કે—"બાજમાં યાદ કરે ત્યારે પઢે: હુમત, હૂખ્ત......ઇન ક્ષ્નૂમઇને **ખોરદાદ, તીર, ગોવાદ વીસ્પેશાં અરદાફ્રવશ બેરસાદ** અને જો ફ્રવરદીન રોજે પાંચ તાએની ખુબ કરે તો પેહલી બાજ અરદાફ્રવશની ધરે, પછી બીજી બાજો જે ધરવી હોય તે ધરે."

નીરંગ્ પીરોજગર્ આદ્. ખરૅહ્ ઇ વેહ્-દીને માજ્દયસ્નાંન્ રવા આદ્ અંદર્ હફ્ત્ કેશ્વર્ નાંમ-ચૅશ્તીહાતર્ અંદર્ કાંમ્ આદ્.

હફ્ત્ શાહરસ્તાંન્ અંદર્ (જે શહેર યા ગામમાં બાજ ધરતા હોય તે શહેર અથવા ગામનું નામ દેવું) શાહરસ્તાન. પોરી, પીરોજી, શાદી ઉ રામશ્ની, રવાંન્ ખરૅહ્ ખજસ્ત અવજૂન આદ્; અવજૂનતર્ આદ્, ખરૅહ્ ખજસ્ત આદ્. ઇન્ ક્નૂમઇને

(જે રોજ હોય તેનો હમકારો ઉપર જણાવ્યા પ્રમાણે ભણે).

કે-શ આદ્ રોજ શાહર્યારી ખીશ્ યજશ્ને કર્દ-હૉમ, દરૂન યશ્ત-હૉમ, મ્યજ્દ હમા-રાઇનૉમ, અયોકર્દઇહા પ ગંજે દાદાર્ હોર્મજદ-ઇ રયોમંદ્ ખરૅહોમંદ્ ઉ અમૅશાસ્પંદાન્ બે-રસાદ્. ઑજ જોર્ નીરૂ તગી અમાવંદી પીરોજગરી ઇન્ ક્નમઇને

(જે રોજ હોય તેનો હમકારો પઢે).

અજ્ હમા પદીરફ્તાર્ આદ્, એમા-શ પાનાઇ-કેદોર્, નેકી-અંદા-ખ્તાર્, અનાઇ પેત્યાર્ દૂર-અવાજ્-દાશ્તાર્, અયાફ્ત્-ખાહાંન આદ્ કે-શ દીગર્ મ્યજદ હજાર્ મર્દ મ્યજ્દ્ શાયમ્ સાખ્તેમ, એમા-શ કમ-રંજતર્ આસાન્તર્ અઇની કર્દ યક્ અજ્ મા હજાર્ પદીરફ્તાર્ આદ્,

નાંમ ચેશ્તી અનઑશ રવાંન્ રવાંની (જેની નૈયતે બાજ ઇજતા હોય તેનું નામ લેવું) અએદર્ યાદ આદ્.[1] (અનઑશ રવાંન્ રવાની).[2] ફ્રમાયશ્ને (જે ભણવા ફરમાવે તેનું નામ દેવું) માજ્દયસ્ની બે-રસાદ્.

હમા ફ્રવશ-ઇ અશોઆંન્ અયોકર્દઇહા, ચીહારૂમ, દહુમ, સી-રોજ્, સાલ-રોજ્, અજ્ ગયોમર્દ અંદા સઑશ્યોસ્ અએદર્ યાદ્ આદ્.

હસ્તાંન્ બુદાંન્ બેદાંન્, જાદાંન્ અ-જાદાંન્, આ-દહી ઉજ્-દહી, દહ્મ નર્ નારીક્, અવર્નાઇ પુર્નાઇ, હર્-કે, અવર્ ઇન જમીન્, પ અઇરિ

---

૧. આ બાબદ માટે જુઓ પાછલ 'ગુજરેલાંના નામગરણુ, તેમાં થતી ગફલતી.'

૨. જો ગુજરેલાંની નૈયતે બાજ ઇજતા હોય તો "અનઑશ રવાંન્ રવાંની" એમ ભણાય છે.

જો જીવતાંની નૈયતે બાજ ઇજતા હોય, અને બન્ને જણા (બેટા તથા બાપ અથવા ધણી ધણીઆણી) હૈયાત હોય તો "નામ્ચેશ્તી જીંદેહ્-રવાંન્ (ફલાંણા ફલાંણા) બે-રસાદ્" એમ ભણાય છે. અને

જો જીવતાંની નૈયતે બાજ ઇજતા હોય, અને તેમાં બીજા નામવાલા શખ્સ (યાને જેને નામે ક્રિયા થતી હોય તે)ના બાપ, યા તેણીના ધણી ગુજર પામ્યા હોય તો નામ્ચેશ્તી જીંદેહ્-રવાન્ (ફલાણા ફલાંણા) અએદર્ યાદ્ આદ્" એવી રીતે હાલમાં નામ દેવામાં આવે છે.

ઉ વેહદીની, ગુદારાંન્ શુદ હુસ્ત, હુમા ક્રવશ્ અશોઆંન્ અયોકર્દઇહા, અજ્ ગયોમર્દ અંદા સઓશ્યોસ્ અએદર્ યાદ બાદ.

કે ઇન્ માન્ વીસ્ જંદ દહ્ ઉ રોસ્તા ગુજશ્તે હુંદ. હુમા ક્રવશ્-ઇ અશોઆંન્ અયોકર્દઇહા અજ્ ગયોમર્દ અંદા સઓશ્યોસ્ અએદર્ યાદ બાદ.

અશોઆંન્ ક્રવશ્, ચીરાંન્ ક્રવશ્, અવર્વીજાંન્ ક્રવશ્, પીરોજગરાંન્ ક્રવશ્, પઓઇર્યો-તકએશાંન્ ક્રવશ્, નબાનજ્દિશ્તાંન્ ક્રવશ 'ક્રવપયો', હુમા અયોકર્દઇહા, અજ્ ગયોમર્દ અંદા સઓશ્યોસ્ અએદર્ યાદ બાદ.

રવાંને પિદરાંન્ ઓ માદરાંન્, ઓ જદગાંન્ ઓ ન્યાગાંન, ઓ ક્રજન્દાંન્ ઓ પઓવંદાંન્, ઓ પરસ્તારાંન્ ઓ નબાનજ્દિશ્તાંન્, ક્રવશ્-ઇ અશોઆંન્, અયોકર્દઇહા, અજ્ ગયોમર્દ અંદા સઓશ્યોસ્ અએદર્ યાદ બાદ.

હુમા અથોરનાંન્, હુમા રથએશ્તારાંન્, હુમા વાસ્ત્ર્યોશાંન્, હુમા હુતોક્ષાંન્, હુમા ક્રવશ્-ઇ અશોઆંન્, હુમા અયોકર્દઇહા, અજ્ ગયોમર્દ અંદા સઓશ્યોસ્, અએદર્ યાદ બાદ.

હુમા ક્રવશ્ અશોઆંન્ હફ્ત-કેશ્વર્-જમીન્, અર્જહિ, સવહિ, ક્રદદફ્શ્, વીદદફ્શ્, વોઉરૂ-બરેશ્ત વોઉરૂ-જરેશ્ત, ખ્વનીરસ-બાંમી,[1] કંગ-દેજ્ અશોઆંન્, વરે-જમ-કર્દાંન, ગંજ્-માશ્રાંન્, હુમા ક્રવશ્-ઇ અશોઆંન્ હુમા અયોકર્દઇહા અજ્ ગયોમર્દ અંદાં સઓશ્યોસ્ અએદર્ યાદ બાદ.

ગુરજ ખરેહ્ અવજાયાદ ઇન ક્ષ્નૂમઇને

(જે રોજનો હમકારો હોય તે ભણો).

નાંમ્-ચેશ્તી અનઓશહ્ રવાંન્ રવાંની (ફલાંન) અએદર્ યાદ બાદ. (અનઓશહ્ રવાંન્ રવાંની). ક્રમાયશ્ને (ફલાંન) માજ્દયસ્ની બે-રસાદ.

હુમ કેર્ફે હુમા વેહાંને હફ્ત-કેશ્વર્-જમીન્ બે-રસાદ. અજ્ હુમા ગુનાહ્ પતેત્ પશેમાંન્-હોમ ૫ પતેત્ હોમ્.

ગાઉશ્-હુધાઓ આપે ઉર્વર્ અએસ્મ-બઓઇધિ ક્ષ્નૂમઇને.

---

૧. અવસ્તાના લખાણુ પ્રમાણે આખી પૃથ્વિ સાત ખંડ જેને કેશ્વર કહે છે તેમાં વેહંચાએલી છે. ઉપર જણાવેલા ૭) ખંડોમાંનો ૧લો પશ્ચિમે; ૨જો પૂર્વે; ૩જો નૈરૂત્ય ખૂણે; ૪થો અગ્નિ ખૂણે; ૫મો વાવ્ય ખૂણે; ૬થો ઇશાન ખૂણે અને ૭મો ઉપલા ૭ ખંડોની વચ્ચે આવેલો છે. આ સાતમા ખંડને, સર્વથી મોટા અને ઘણોજ સરસ કહેલો છે.

(પ્રગટ પઢો)

ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઑ અષેમ્ વૉહૂ ૩.

બરેસ્મન[1] દથુષો અહુરહે મજ્દાઑ રએવતો ખરેહનંઘ્ઉહતો અમેષનાંમ સ્પેન્તનાંમ્ ખરેથેમ ય્યજ્દેમ આયેસે યેશ્તિ હઉર્વતત અમેરેતાત[2] ગાઉશ્ હુધાઑ આપે ઉર્વરે અએસ્મ બઑઇધિ ક્ષ્નુમઇનિ અહુરહે મજ્દાઑ અમેષનાંમ્ સ્પેન્તનાંમ સ્રઑષહે અષ્યેહે આથ્રો અહુરહે મજ્દાઑ રથ્વો બેરેજતો યો અષહે.

આયેસે યેશ્તિ અસ્ન્યએઇબ્યો અષહે રતુબ્યો,

(હાવન ગેહમાં બાજ ઇજે તો).

હાવનેએ અષઑને અષહે રથ્વે૦ આયેસે યેશ્તિ સાવંઘ્હેએ વીસ્યાઇચ અષઑને અષહે રથ્વે૦ આયેસે યેશ્તિ મિથ્રહે વૉઉરુ-ગઑયઑઇતોઇશ્ હજંઘ્રો-ગઑષહે બએવરે-ચશ્મનો અઑખ્તો-નામનો યજતહે રામનો ખાસ્ત્રહે.

(રપિથ્વન ગેહમાં[3] બાજ ઇજે તો).

રપિથ્વિનાઇ અષઑને અષહે રથ્વે૦ આયેસે યેશ્તિ ફ્રાદત્-ફ્શવે

---

૧. યજશ્તેનો ત્રીજો હા **'બરેસ્મન પઇતી બરેત'**થી શરૂ થાય છે. આને બાજ ધરણાંનો પહેલો હા પણ કહયો છે.

૨. **હઉર્વતત-અમેરેતાત, ગાઉશ-હુધાઓ, આપે, ઓરવર, અએસ્મ-બઓઇધિ**-બાજ ધરતાં આ પદો બરાબર ધ્યાન રાખીને પઢવાં, કારણ કે આતશ તથા બરસમ સિવાય જે પાંચ ચીજો બાજ યજતી વખતે અવશ્ય હાજર રાખવી જોઇએ તેને માટે આ પદ આવે છે:-૧) **હઉર્વતત-અમેરેતાત**=દરૂન જે પાણી(**હઉર્વતત**) અને અનાજ (**અમેરેતાત**)ના મીશ્રનથી બનાવેલો છે; ૨) **ગાઉશ-હુધાઑ**=ઘી, ગોશોદો; ૩) **આપે**=પાણી, ૪) **ઓરવર**=ફલફલાદી અને ૫) **અએસ્મ બઓઇધિ**=એસમ અને બોય.

૩. આવાં મહિનાના હોરમજ્દ રોજથી તે વહિશ્તોઇશ્ત ગાથા સુધી રપિથ્વન ગેહ ભણવામાં આવતી નથી, પણ તેને બદલે બીજી હાવન ભણાય છે. અને એ બીજી હાવનમાં હાવન ગેહજ ભણવામાં આવે છે. બાકીના ૭) મહિના, યાને ફ્રવરદીન મહિનાથી તે મેહેર મહીના સુધી રપિથ્વન ગેહ ભણવામાં આવે છે. એમ કરવાનું કારણ આ છે કે અસલની ગણત્રી પ્રમાણે મજકુર પાંચ મહિના શિયાળાના હોવાથી, દિવસના વખતના કલાકો, ઉનાળાના દિવસના વખતના કલાકો કરતાં ઓછા હોય છે. અને શિયાળાની રૂતુ હોવાથી બપોરના ગરમી ઓછી હોય છે અને ઠંડક લાગે છે. વળી રપિથ્વન ગેહ ગરમીના વખતની ગેહ છે. એટલા માટે આ મહિનાઓમાંથી રપિથ્વન ગેહ કાઢી નાખવામાં આવી છે.

(એ. કાંગાજીની ખોર્દેહ અવસ્તા બા માએની).

જન્તુમાઇચ અપઑાને અપહે રથ્વે૦ આયેસે યેશિત અપહે વહિશ્તહે આથ્રસ્ચ અહુરહે મજ્દાઓ.

(ઉજીરન ગેહમાં બાજ ઇજે તો).

ઉજયેઇરિનાઇ અપઑાને અપહે રથ્વે૦ આયેસે યેશિત ફ્રાદત-વીરાઇ દખ્યુમાઇચ અપઑાને અપહે રથ્વે૦ આયેસે યેશિત બૅરેજતો અહુરહે નફેદ્રો અપાંમ અપસ્ચ મજ્દધાતયાઓ.

(અઇવિસ્રૂથ્રેમ ગેહમાં બાજ ઇજે તો).

અઇવિસ્રૂથ્રેમાઇ અઇબિગયાઇ અપઑાને અપહે રથ્વે૦ આયેસે યેશિત ફ્રાદત-વીરપાંમ-હુજ્યાઇતેએ જરથુશ્ત્રો તૅમાઇચ અપઑાને અપહે રથ્વે૦ આયેસે યેશિત અપઑાનાંમ ફ્રવષિનાંમ ઘેનાંનાંમચ વીરો-વાંથ્વ-નાંમ યાઇર્યયાઓસ્ચ હુષિતોઇશ અમહેચ હુતાશ્તહે હુરઑધહે વૅરેથ્રદ્મહેચ અહુર-ધાતહે વનઇન્ત્યાઓસ્ચ ઉપરતાતો.

(ઉષહિન ગેહમાં બાજ ઇજે તો).

ઉષહિનાઇ અપઑાને અપહે રથ્વે૦ આયેસે યેશિત બૅરેજ્યાઇ ન્માન્યાઇચ અપઑાને અપહે રથ્વે૦ આયેસે યેશિત સ્રઑષહે અષ્યેહે અષિવતો વૅરેથ્રાજનો ફ્રાદત-ગએથહે રશ્નઑાશ રજિશ્તહે અર્શતાતસ્ચ ફ્રાદત-ગએથયાઓ વરૅદત-ગએથયાઓ.

(ત્યાર પછી નીચે લખેલા રોજ તથા માહમાંથી જે દિવસે બાજ ઇજતા હોય તે દિવસનો રોજ તથા માહ ભણો).

(૩૦ રોજનું મંડાણ).

૧. આયેસે યેશિત અહુરહે મજ્દાઓ રએવતો ખરૅનંઘ્રઉહતો.
૨. ,, ,, વંઘ્રહુવે મનંઘ્રહે.
૩. ,, ,, અપહે વહિશ્તહે સ્રએશ્તહે.
૪. ,, ,, ક્ષથ્રહે વઇર્યેહે
૫. ,, ,, સ્પૅંતયાઓ વંઘ્રહુયાઓ આર્મતોઇશ.
૬. ,, ,, હુઉર્વતાતો રથ્વો.
૭. ,, ,, અમૅરેતાતો રથ્વો.
૮. ,, ,, દથુષો અહુરહે મજ્દાઓ રએવતો ખરૅનંઘ્રઉહતો
૯. ,, ,, આથ્રો અહુરહે મજ્દાઓ પુથ્ર.
૧૦. ,, ,, અપાંમ વંઘ્રહિનાંમ મજ્દધાતનાંમ.
૧૧. ,, ,, હવરે ક્ષએતહે અઉર્વંત-અસ્પહે.
૧૨. ,, ,, માઓંઘ્રહહે ગઓચિથ્રહે.
૧૩. ,, ,, તિશ્ત્રયેહે સ્તારો રએવતો ખરૅનંઘ્રઉહતો.

૧૪. „ „ ગેઉશ્ તષ્ને ગેઉશ્ ઉરૂને.
૧૫. „ „ દથુષો અહુરહે મજ઼્દાઓ રએવતો ખરેનંઘ્રઉહતો.
૧૬. „ „ મિથ્રહે વૅાઉરૂ-ગઓઇયઓઇતોઇશ.
૧૭. „ „ સ્રઑષહે અષ્યેહે.
૧૮. „ „ રષ્નઓશ્ રજિશ્તહે.
૧૯. „ „ અષઓનાંમ્ ફ્રવષિનાંમ્.
૨૦. „ „ વૅરેથ્રઘ્નહે અહુરધાતહે.
૨૧. „ „ રામનો ખાસ્ત્રહે.
૨૨. „ „ વાતહે હુધાઓંઘ્રહહે.
૨૩. „ „ દથુષો અહુરહે મજ઼્દાઓ રએવતો ખરેનંઘ્રઉહતો.
૨૪. „ „ દએનયાઓ વંઘ્રહુયાઓ માજ઼્દયસ્નોઇશ.
૨૫. „ „ અષોઇશ્ વંઘ્રહુયાઓ.
૨૬. „ „ અર્શ્તાતો ફ્રાદત્-ગએથયાઓ.
૨૭. „ „ અસ્મનો ખેરૅજતો.
૨૮. „ „ જ઼મો હુધાઓંઘ્રહો યજતહે.
૨૯. „ „ માંથ્રહે સ્પેન્તહે.
૩૦. „ „ અનઘ્રનાંમ્ રઓચંઘ્રહાંમ્ ખધાતનાંમ્.

(૧૨ માહનું મંડાણ).

૧. આયેસે યેશ્તિ અષઓનાંમ્ ફ્રવષિનાંમ્.
૨. „ „ અપહે વહિશ્તહે સ્રએશ્તહે.
૩. „ „ હઉર્વતાતો રથ્વો.
૪. „ „ તિશ્ત્રયેહે સ્તારો રએવતો ખરેનંઘ્રઉહતો
૫. „ „ અમેરેતાતો રથ્વો.
૬. „ „ ક્ષથ્રહે વઇર્યેહે.
૭. „ „ મિથ્રહે વૅાઉરૂ-ગઓઇયઓઇતોઇશ.
૮. „ „ અપાંમ્ વંઘુહિનાંમ્ મજ઼્દધાતનાંમ્.
૯. „ „ આથ્રો અહુરહે મજ઼્દાઓ પુથ્ર.
૧૦. „ „ દથુષો અહુરહે મજ઼્દાઓ રએવતો ખરેનંઘ્રઉહતો.
૧૧. „ „ વંઘ્રહુવે મનંઘ્રહે.
૧૨. „ „ સ્પેન્તયાઓ વંઘ્રહુયાઓ આર્મતોઇશ.

(ગાથાના ૫) દિવસોનું[1] મંડાણ).

૧. આયેસે યેશ્તિ ગાથાબ્યો સ્પેંતાબ્યો રતુક્ષથ્રાબ્યો અષઓનિબ્યો અહુનવઇત્યાઓ ગાથયાઓ.

---

૧. જ્યારે વર્ષના ૩૬૦ દિવસોમાં ૫ દિવસ બીજા ઉમેર્યા તે વખતે તેનાં નામ આપવાને માટે કોઇ પાંચ ઉમદા ચીજોનાં નામ શોધ્યાં, અને અશો જરથોસ્ત

૨. આયેસે યેશ્તિ ગાથાબ્યો સ્પૅંતાબ્યો રતુક્ષથ્રાબ્યો અષઑનિબ્યો ઉશ્તવઇત્યાઑ ગાથયાઑ.

૩. આયેસે યેશ્તિ ગાથાબ્યો સ્પૅંતાબ્યો રતુક્ષથ્રાબ્યો અષઑનિબ્યો સ્પૅન્તા-મઇન્યેઉશ્ ગાથયાઑ.

૪. આયેસે યેશ્તિ ગાથાબ્યો સ્પૅંતાબ્યો રતુક્ષથ્રાબ્યો અષઑનિબ્યો વૉહુ-ક્ષથ્રયાઑ ગાથયાઑ.

૫. આયેસે યેશ્તિ ગાથાબ્યો સ્પૅંતાબ્યો રતુક્ષથ્રાબ્યો અષઑનિબ્યો વહિશ્તોઇશ્તોઇશ્ ગાથયાઑ.

આયેસે યેશ્તિ તવ આથ્રો[1] અહુરહે મજ઼્દાઑ પુથ્ર મત્ વીસ્પએઇબ્યો આતૅરબ્યો. આયેસે યેશ્તિ અઇબ્યો વંઘુહિબ્યો વીસ્પનાંમચ અપાંમ મજ઼્દધાતનાંમ્ વીસ્પનાંમ્ચ ઉર્વરનાંમ્ મજ઼્દધાતનાંમ.

આયેસે યેશ્તિ માંથ્રહે સ્પૅન્તહે અષઑનો વૅરૅજ્યંઘહે દાતહે વીદએવહે દાતહે જરથુશ્ત્રોઇશ્ દરૅઘયાઑ ઉપયનયાઑ દએનયાઑ વંઘહુયાઑ માજ઼્દયસ્નોઇશ્.

આયેસે યેશ્તિ ગરોઇશ્ ઉષિ-દરૅનહે મજ઼્દધાતહે અષ-ખ્વાથ્રહે વીસ્પએષાંમચ ગઇરિનાંમ્ અષ-ખ્વાથ્રનાંમ્ પોઉરુ-ખ્વાથ્રનાંમ મજ઼્દધાતનાંમ્ કાવયેહેચ ખ્વરૅનંઘહો મજ઼્દધાતહે, અખ્વરૅતહેચ ખ્વરૅનંઘહો મજ઼્દધાતહે.

આયેસે યેશ્તિ અષોઇશ્ વંઘહુયાઑ ચિસ્તોઇશ્ વંઘહુયાઑ ઍરૅથે વંઘહુયાઑ, રસાંસ્તાતો વંઘહુયાઑ, ખ્વરૅનંઘહો સવંઘહો મજ઼્દધાતહે.

આયેસે યેશ્તિ દહ્મયાઑ વંઘહુયાઑ આફ્રિતોઇશ્, દહ્મહેચ નર્શ અષઑનો ઉગ્રહેચ તખ્મહે દામોઇશ્ ઉપમનહે યજતહે.

---

સાહેબનાં પાંચ ગાથાના નામો સિવાય બીજાં વધારે માન પામેલાં નામો જડયાં નહિ ત્યારે આ ૫) દિવસોને ૫) ગાથાનાં નામો આપવામાં આવ્યા. આ ગાથા, ગાહમ્બારના ૫) દિવસોને એકથી વધુ નામે પણ ઓળખવામાં આવે છે, જેમ કે

૧) **'પંજે અંદરગાંન'** એટલે વચમાંના પાંચ દહાડા યાને કે પહેલાં વર્ષના છેલ્લા તેમજ નવાં વર્ષનાં પહેલા મહિનાની વચ્ચેના ૫) દહાડા.

૨) **'પંજે મેહ'** યાને મોટા પાંચ દહાડા. **'પંજે મેહ'** તે છેલ્લા ગાથાનાં ૫) દહાડાઓને કહે છે અને **'પંજે કેહ'** તે ફ્રવરદેગાંનનાં પહેલા ૫) દહાડાઓને કહે છે.

૩. **'પંજે અશોઆંન'** યાને અશો લોકોનાં ફરોહરોને આએ દુનીઆમાં આવવાના છેલ્લાં પાંચ દહાડા.

૧. જુઓ પાછળ 'તવ આથ્રો' અને 'થ્વાંમ આતરેમ' કયારે ભણવું.

આયેસે યેશ્તિ આઓંઘ્રહાંમ્ અસંઘ્રહાંમચ શોઇથ્રનાંમચ ગઓયઓ-ઇતિનાંમ્ચ મએથનનાંમચ અવો-ખરેનનાંમચ અપાંમચ જેંમાંમ્ચ ઉર્વરનાંમ્ચ અંઘ્રહાઓસ્ચ જેમો અવંઘ્રહેચ અબ્નો વાતહેચ અષઓનો સ્ત્રાંમ્ માઓંઘ્રહો હ્વરે અનઘ્રનાંમ્ રઓચંઘ્રહાંમ્ ખ્વધાતનાંમ્ વીસ્પ-નાંમચ સ્પેન્તહે મઇન્યેઉશ્ દામનાંમ્ અષઓનાંમ અષઓનિનાંમ્ચ અષહે રથ્વાંમ.

☞ ખ્વરેથેમ્ મ્યજ્દેમ્ આયેસે યેશ્તિ હુઉર્વત અમેરેતાત ગાઉશ-હુધાઓ આપે ઉર્વરૂ અએસ્મ બઓઇધિ ક્ષ્નૂમઇને,

(જે રોજની ચાશ્ત કીધી હોએ તે રોજના હમકારા ભણો).

(જો અહુરમજ્દ, દએ-પ-આદર, દએ-પ-મેહેર અથવા દએ-પ-દીન રોજે બાજ ઇજે તો નીચે પ્રમાણે ભણો).

અહુરહે મજ્દાઓ રએવતો ખરેનંઘ્રઉહતો અમેષનાંમ સ્પેન્તનાંમ.

દથુષો અહુરહે મજ્દાઓ રએવતો ખરેનંઘ્રઉહતો અમેષનાંમ્ સ્પેન્તનાંમ.

દથુષો અહુરહે મજ્દાઓ રએવતો ખરેનંઘ્રઉહતો અમેષનાંમ સ્પેન્તનાંમ.

દથુષો અહુરહે મજ્દાઓ રએવતો ખરેનંઘ્રઉહતો અમેષનાંમ્ સ્પેન્તનાંમ.

વીસ્પએષાંમ્ યજતનામ્ અષઓનાંમ્ મઇન્યવનાંમ ગએથ્યનાંમ્ અષઓનાંમ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ અઇવિથૂરનાંમ્ પઓઇર્યો-ત્કએષનાંમ ફ્રવષિનાંમ્ નબાનજ્દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ.

(જો બેહમન, મોહોર, ગોશ અથવા રામ રોજે બાજ ઇજે તો નીચે પ્રમાણે ભણો).

અહુરહે મજ્દાઓ રએવતો ખરેનંઘ્રઉહતો અમેષનાંમ્ સ્પેન્તનાંમ.

વંઘ્રહવે મનંહ્રહે આક્સ્તોઇશ હાંમ્-વઇન્તયાઓ તરધાતો અન્યાઇશ દામાંન્ આસ્નહે-ખ્રથ્વો મજ્દધાતહે ગઓપો-સ્નૂતહે-ખ્રથ્વો મજ્દધાતહે.

માઓંઘ્રહહે ગઓ-ચિથ્રહે ગેઉશ્ચ અએવો-દાતયાઓ ગેઉશ્ચ પોઉરૂ-સરેધયાઓ.

ગેઉશ તશ્ને ગેઉશ ઉરૂને દ્રવાસ્પયાઓ સૂરયાઓ મજ્દધાતયાઓ અષઓન્યાઓ.

રામનો ખ્વાસ્ત્રહે વયઓશ ઉપરો કઇર્યેહે તરધાતો અન્યાઇશ દામાંન અએતત્ તે વયો યત્ તે અસ્તિ સ્પેન્તો-મઇન્યઓમ, થ્વાષહે ખ્વધાતહે જ્રવાનહે અકરનહે જ્રવાનહે દરેઘો-ખ્વધાતહે.

•

**વીસ્પએષાંમ યજતનાંમ્ અષઑનાંમ્ મઇન્યવનાંમ્ ગએથ્યનામ્ અષઑનાંમ્ ફ્રવષિનાંમ ઉગ્રનાંમ્ અઇવિથુરનાંમ્ પઑઇર્યો-ત્કએષનાંમ્ ફ્રવષિનાંમ્ નબાનજ઼દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ.**

(જો અર્દીબેહેશ્ત, આદર, સરોશ[1] અથવા બેહરાંમ રોજે બાજ ઇજે તો નીચે પ્રમાણે ભણો)

**અહુરહે મજ઼્દાઑ રએવતો ખરેનંઘ્રુહતો અમેષનાંમ સ્પેન્તનાંમ.**

**અષહે વહિશ્તહે સ્રએશ્તહે અઇરયમનો ઇષ્યેહે સૂરહે મજ઼્દધાતહે સઑકયાઑ વંઘ્હુયાઑ વોઉરૂ-દોઇથ્રયાઑ મજ઼્દધાતયાઑ અષઑન્યાઑ.**

**આથ્રો અહુરહે મજ઼્દાઑ પુથ્ર, ખરેનંઘ્હો સવંઘ્હો મજ઼્દધાતહે, અઇર્યનાંમ્ ખરેનો મજ઼્દધાતનાંમ, કાવયેહેચ ખરેનંઘ્હો મજ઼્દધાતહે; આથ્રો અહુરહે મજ઼્દાઑ પુથ્ર, કવોઇશ હુસ્રવંઘ્હહે વરોઇશ હુસ્રવંઘ્હહે, અસ્નવન્તહે ગરોઇશ મજ઼્દધાતહે, ચએચિસ્તહે વરોઇશ મજ઼્દધાતહે, કાવયેહેચ ખરેનંઘ્હો મજ઼્દધાતહે, આથ્રો અહુરહે મજ઼્દાઑ પુથ્ર, રએવન્તહે ગરોઇશ મજ઼્દધાતહે કાવયેહેચ ખરેનંઘ્હો મજ઼્દધાતહે આથ્રો અહુરહે મજ઼્દાઑ પુથ્ર, આતર્શ સ્પેન્ત રથએશ્તાર, યજત પોઉરૂ-ખરેનંઘ્હ યજત પોઉરૂ-બએષજ. આથ્રો અહુરહે મજ઼્દાઓ પુથ્ર, મત્-વીસ્પએઇબ્યો, આતેરબ્યો ક્ષથ્રો નફ્રો નઅ્યો-સંઘ્હહે યજતહે.**

**અમહે હુતાશ્તહે હુરઑધહે વેરેથ્રઘ્નહે અહુરધાતહે વનઇન્ત્યાઑસ્ચ ઉપરતાતો.**

**વીસ્પએષાંમ યજતનામ અષઑનાંમ્ મઇન્યવનાંમ્ ગએથ્યનાંમ્ અષઑનાંમ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ્ અઇવિથૂરનાંમ્ પઑઇર્યો-ત્કએષનાંમ્ ફ્રવષિનાંમ્ નબાનજ઼દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ.**

---

૧. સીરોજામાં 'સરોશ'ની તથા 'અર્દાફ્રવશ'ની ક્ષ્નૂમન મૂકી દેવામાં આવે છે. એનું કારણ આ છે જે સીરોજાનું તથા બીજાં આફ્રીનગાંનો કરતી વખતે છેલ્લે 'સરોશ' તથા 'અર્દાફ્રવશ'ના અલાહેદા કર્દા થાય છે. એવીજ રીતે સીરોજાની તથા બીજી બાજે (ફક્ત 'સહેન' બાજ સિવાય) ૪ દરૂનથી ઇજાય છે જ્યારે સરોશની બાજમાં ૬) દરૂન ઇજવા ઉપરાંત તે અલાહેદી ઇજાય છે. એટલા માટે 'સરોશ'ની ક્ષ્નૂમન કાઢી નાખવામાં આવી છે. વધુ માટે જુઓ "સરોશ" માટે આગળ પાના ૫૮ ઉપર આપેલી નોટ).

વળી 'દહમ યજદ'ની ક્ષ્નૂમન ભણ્યા પછી છેક છેડે 'ફ્રવરદીન' રોજની ક્ષ્નૂમન 'અષઑનાંમ... ...ફ્રવષિનાંમ' આવે છે. માટે ફ્રવરદીન રોજની ક્ષ્નૂમન પણ કાઢી નાખવામાં આવી છે અને તે પણ સીરોજામાં ભણવામાં આવતી નથી.

(જો શેહરેવર, ખુર, મેહેર, આસ્માંન અથવા અનેરાંન રોજે બાજ ઇજે તો નીચે પ્રમાણે ભણે).

અહુરહે મઝ્દાઓ રએવતો ખરેનંઘુહતો અમેષનાંમ સ્પેન્તનાંમ ક્ષથ્રહે વઇર્યેહે અયઓક્ષુસ્તહે મરેઝ્દિકાઇ થ્રાયો-દ્રિગઓવે.

હ્વરે ક્ષએતહે અમેષહે રએવહે અઉર્વત્-અસ્પહે.

મિથ્રહે વોઉરૂ-ગઓયઓઇતોઇશ હઝંઘ્રરો-ગઓષહે બએવરે-ચષ્મનો અઓખ્તો-નામનો યઝતહે, રામનો ખાસ્ત્રહે.

અષ્નો બેરેઝતો સૂરહે વહિશ્તહે અંઘ્રહેઉશ અષઓનાંમ રઓચંઘ્રહો વીસ્પો-ખાથ્રો.

અનઘ્રનાંમ રઓચંઘ્રહામ ખધાતનાંમ, રઓક્ષ્નહે ગરો-ન્માનહે, મિસ્વાનહે ગાત્વહે ખધાતહે, ચિન્વત્-પેરેતૂમ મઝ્દધાતનાંમ્.

બેરેજતો અહુરહે નફ્ધ્રો અપાંમ્ અપસ્ચ મઝ્દધાતયાઓ.

હઓમહે અષવજંઘ્રહો.

દહ્માયાઓ વંઘ્રહુયાઓ આફ્રિતોઇશ, ઉગ્રાઇ દામોઇશ ઉપમનાઇ.

વીસ્પએષાંમ યઝતનાંમ્ અષઓનાંમ્ મઇન્યવનાંમ્ ગએથ્યનાંમ્ અષઓનાંમ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ્ અઇવિથૂરનાંમ્ પઓઇર્યો-ત્કએષનાંમ્ ફ્રવષિનાંમ્ નબાનઝ્દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ્.

(જો અસ્ફંદાર્મદ, આવાં, દીન, અર્દ અથવા મારેસ્પંદ રોજે બાજ ઇજે તો નીચે પ્રમાણે ભણે).

અહુરહે મઝ્દાઓ રએવતો ખરેનંઘુહતો અમેષનાંમ્ સ્પેન્તનાંમ.

સ્પેન્તયાઓ વંઘ્રહુયાઓ આર્મતોઇશ રાતયાઓ વંઘ્રહુયાઓ વોઉરૂ-દોઇથ્રયાઓ મઝ્દધાતયાઓ અષઓન્યાઓ.

અપાંમ વંઘ્રઉહિનાંમ મઝ્દધાતનાંમ, અરેદુયાઓ આપો અનાહિતયાઓ અષઓન્યાઓ, વીસ્પનાંમચ અપાંમ્ મઝ્દધાતનાંમ, વીસ્પનાંમચ ઉર્વરનાંમ મઝ્દધાતનાંમ.

રઝિશ્તયાઓ ચિસ્તયાઓ મઝ્દધાતયાઓ અષઓન્યાઓ દએનયાઓ વંઘ્રહુયાઓ માઝ્દયસ્નોઇશ.

અષોઇશ વંઘ્રહુયાઓ, ચિસ્તોઇશ વંઘ્રહુયાઓ, એરેથે વંઘ્રહુયાઓ, રસાંસ્તાતો વંઘ્રહુયાઓ, ખરેનંઘ્રહો સવંઘ્રહો મઝ્દધાતહે, પારેન્દયાઓ રઓરથયાઓ, અઇર્યનાંમ્ ખરેનો મઝ્દધાતનાંમ્. કાવયેહેચ ખરેનંઘ્રહો મઝ્દધાતહે, અખરેતહેચ ખરેનંઘ્રહો મઝ્દધાતહે, જરથુશ્ત્રહેચ ખરેનંઘ્રહો મઝ્દધાતહે.

માંથ્રહે સ્પૅન્તહે અષયૉનો વૅરૅજ્યંઘ્રહે દાતહે વીદએવહે, દાતહે જરથુશ્ત્રોઇશ, દરૅઘયાઓ ઉપયનયાઓ દએનયાઓ વંઘુહુયાઓ માજ્‌દયસ્નોઇશ, જરજ્‌દાતોઇશ માંથ્રહે સ્પૅન્તહે ઉષિ-દરૅથ્રેમ્, દએનયાઓ માજ્‌દયસ્નોઇશ, વએધીમ માંથ્રહે સ્પૅન્તહે, આસ્નહે ખ્રથ્વો મજ્‌દધાતહે, ગઓષો-સ્રૂતહે ખ્રથ્વો મજ્‌દધાતહે.

વીસ્પએષાંમ યજતનાંમ્ અષઓનાંમ્ મઇન્યવનાંમ્ ગએથ્યનાંમ્ અષઓનાંમ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ્ અઇવિથૂરનાંમ્ પઓઇર્યો-ત્કએષનાંમ ફ્રવષિનાંમ્ નબાનજ્‌દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ.

(જો ખુરદાદ, તીર, અર્દાફ્રવશ[1] અથવા ગુવાદ રોજે બાજ ઈજે તો નીચે પ્રમાણે ભણો).

અહુરહે મજ્‌દાઓ રએવતો ખરૅનંઘ્રઉહતો અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ.

હઉર્વતાતો રથ્વો યાઇર્યયાઓ હુષિતોઇશ સરેધએઇબ્યો અષહે રતુબ્યો.

તિશ્ત્રયેહે સ્તારો રએવતો ખરૅનંઘ્રઉહતો સતવએસહે ફ્રાપહે સૂરહે મજ્‌દધાતહે, સ્તારાંમ અફ્રૂશ-ચિથ્રનાંમ જૅમસ-ચિથ્રનાંમ ઉર્વરો-ચિથ્રનાંમ મજ્‌દધાતનાંમ, વનન્તો સ્તારો મજ્‌દધાતહે, અવે સ્તારો યોઇ હપ્તોઇરિંગ મજ્‌દધાત ખરૅનંઘ્રઉહન્ત બએષજ્ય.

વાતહે હુધાઓંઘ્રહો અધરહે ઉપરહે ફ્રતરહે પસ્ચાઇથ્યેહે નઇર્યયાઓ હાંમ-વૅરૅતોઇશ.

વીસ્પએષાંમ્ યજતનાંમ્ અષઓનાંમ્ મઇન્યવનાંમ્ ગએથ્યનાંમ્ અષઓનાંમ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ્ અઇવિથૂરનાંમ્ પઓઇર્યો-ત્કએષનાંમ્ ફ્રવષિનાંમ્ નબાનજ્‌દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ્.

(જો અમરદાદ, રશ્ને, આસ્તાદ, અથવા જમ્યાદ રોજે બાજ ઈજે તો નીચે પ્રમાણે ભણો).

અહુરહે મજ્‌દાઓ રએવતો ખરૅનંઘ્રઉહતો અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ.

અમૅરૅતાતો રથ્વો ફ્રષઓનિબ્ય વાંથ્વાબ્ય, અસ્પિનિબ્ય યઓનિબ્ય, ગઓકૅરૅનહે સૂરહે મજ્‌દધાતહે.

(હાવન ગેહમાં) મિથ્રહે વૉઉરૂ-ગઓયઓઇતોઇશ રામનસ્ચ ખાસ્તહે.

(રપિથ્વન ગેહમાં) અષહે વહિશ્તહે આથ્રસ્ચ અહુરહે મજ્‌દાઓ.

(ઉજીરન ગેહમાં) બૅરૅજતો અહુરહે નફ્‌ધ્રો અપાંમ અપસ્ચ મજ્‌દધાતયાઓ.

---

૧. ફ્રવરદીન રોજ વિષે જુઓ પા. ૬૬, સરોશ રોજના ખુલાસા સાથે.

( અઇવિસ્રૂથ્રેમ્ ગેહ) અપાઉનાંમ્ ફ્રવષિનાંમ્ ઘેનાનાંમ્ચ વીરો-વાંથ્વનાંમ્ યાઇરયયાઓસ્ચ હુષિતોઇશ, અમહેચ હુતાસ્તહે હુરઓધહે, વેરેથ્રગ્નહેચ અહુરધાતહે, વનઇનત્યાઓસ્ચ ઉપરતાતો.

(ઉષહિન ગેહ) સ્રઓષહે અષ્યેહે અષિવતો, વેરેથ્રાજનો ફ્રાદત્-ગએથહે, રષ્નઓશ રઝિશ્તહે, અર્શતાતસ્ચ ફ્રાદત્-ગએથયાઓ વરેદત્-ગએથયાઓ.

રષ્નઓશ રઝિશ્તહે અર્શતાતસ્ચ ફ્રાદત્-ગએથયાઓ વરેદત્-ગએથયાઓ એરેઝુખ્યહે વચંઘ્રહો યત્ ફ્રાદત્-ગએથહે.

અર્શતાતો ફ્રાદત્-ગએથહે, ગરોઇશ ઉષિ-દરેનહે મઝ્દધાતહે અષ-ખ્રાથ્રહે.

જેમો હુધાઓંઘ્રહો યઝતહે ઇમાઓ અસાઓ, ઇમાઓ ષોઇથ્રાઓ, ગરોઇશ ઉષિ-દરેનહે મઝ્દધાતહે અષ-ખ્રાથ્રહે વીસ્પએષાંમ્ચ ગઇરિનાંમ અષ-ખ્રાથ્રનાંમ પોઉરૂ-ખ્રાથ્રનાંમ મઝ્દધાતનાંમ, કાવયેહેચ ખરેનંઘ્રહો મઝ્દધાતહે, અખરેતહેચ ખરેનંઘ્રહો મઝ્દધાતહે.

વીસ્પએષાંમ યઝતનાંમ અષઓનાંમ્ મઇન્યવનાંમ્ ગએથ્યનાંમ્ અષઓનાંમ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ્ અઇવિથૂરનાંમ્ પઓઇર્યો-ત્કએષનાંમ્ ફ્રવષિનાંમ્ નબાનઝ્દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ્.

(ઉપર પ્રમાણે જે રોજનો હમકારો હોય, તે પઢી રહ્યા પછી નીચે પ્રમાણે પઢે).

અઓખ્તો-નામનો યઝતહે.

(ઉપલી ક્ષ્નૂમન બીજી વાર પઢે).

(☞ ખરેથેમ્ ય્યઝ્દેમ્ આયેસે યેશ્તિ હઉર્વતા અમેરતાત ગાઉશ હુધાઓ આપે ઉર્વરે અએસ્મ બઓઇધિ ક્ષ્નૂમઇને

અહીં જે રોજનો હમકારો હોય તે ઉપર લખ્યા પ્રમાણે ભણે),

અઓખ્તો-નામનો યઝતહે. ☜

આયેસે યેશ્તિ અવંઘ્રહાઓ ફ્રવષયો[1] યાઓ પઓઇર્ય આઓંઘ્રહરે ન્માનનાંમ્ચ વીસાંમ્ચ જન્તુનાંમ્ચ દખ્યુનાંમ્ચ, યાઓ અસ્મનેમ્ વીધાર-યેન્ યાઓ આપેમ્ વીધારયેન્ યાઓ જાંમ્ વીધારયેન્ યાઓ ગાંમ્ વીધારયેન્ યાઓ બરેથ્રિષ્વ પુથ્રે વીધારયેન્ પઇતિ-વેરેતે અપર-ઇરિથ્યેંતો.

આયેસે યેશ્તિ આફ્રવષિ અહુરહે મઝ્દાઓ અમેષનાંમ્ સ્પેન્તનાંમ મત્ વીસ્પાબ્યો અષઓનિબ્યો ફ્રવષિબ્યો યાઓ મઇન્યવનાંમ્ યઝત-

---

૧. યજ. હા. ૨૩.

નાંમ; આયેસે યેશ્તિ આફ્રવષિ અયેહે મરૅથ્નો જરથુશ્ત્રહે સ્પિતામહે કવોઇશ વીશ્તાસ્પહે ઇસત્-વાસ્ત્રહે જરથુશ્ત્રોઇશ મત્ વીસ્પાબ્યો અષઑનિબ્યો ફ્રવષિબ્યો યાઑ પઑઇર્યનાંમ્ ત્કએષનાંમ.

આયેસે યેશ્તિ વીસ્પાય અષવને ફ્રવષે, કે અસ્તિ ફ્રવષિન્ અંઘ્રહાઑ જૅમો પર-ઇરિસ્તિ દહ્મિ નાઇરિકે અપૅરૅનાયૂકે કઇનિકે વાસ્ત્રયાવરૅજિ ઉપયએતિ હચ અહ્માત્ ન્માનાત્ ઇજ્યેન્તિ યાઑ પઇતિશ્-મરૅન્તિ યાઑ અઇવિ-નાસૅતે વંઘ્હુશ યસ્નાંસ્ચ વહ્માંસ્ચ.

આયેસે યેશ્તિ અષઑનાંમ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ્ અઇવિથૂરનાંમ પઑઇર્યો-ત્કએષનાંમ ફ્રવષિનાંમ્ નબાનજ્દિશ્તનાંમ ફ્રવષિનાંમ.

આયેસે[1] યેશ્તિ વીસ્પએઇબ્યો વંઘ્હુધાબ્યો યજતએઇબ્યો મઇન્યઑઇબ્યસ્ચા ગએથ્યેઇબ્યસ્ચા યોઇ હૅંતિ યસ્ન્યાઇચ વહ્મ્યાઇચ અષાત્ હચ યત્ વહિશ્તાત્.

ફ્રવરાને મજ્દયસ્નો (જાવત : જે ગેહ હોય તે પઢે)[2] ફ્રસસ્તયએચ. યથા અહૂ વઇર્યો જઑતા ફ્રા મે મ્રૂતે અથા રતુશ્ અષાત્-ચિત્ હચ ફ્રા અષવ વીધ્વાઑ મ્રઑતૂ.

ઇમ હુમતાચ[3] હૂખ્તાચ હ્વર્શ્તાચ ઇમાં મ્યજ્દાંસ્ચ જ્ઑથ્રાઑસ્ચ હકૅર્ત અમૅરૅતાત ગાંમ્ચ હુધાઑઘ્રહૅમ અપૅમ્ચ ઉર્વરાંમ્ચ અએસ્માંસ્ચ બઑઇધીમ્ચ પઇરિચ દદૅમહિ આચ વએધયમહિ.

આઅત દીશ આવએધયમહિ અહુરાઇચ મજ્દાઇ સ્રઑષાઇચ અષ્યાઇ અમૅષએઇબ્યસ્ચ સ્પૅન્તએઇબ્યો અષઑનાંમ્ચ ફ્રવષિબ્યો અષઑનાંમ્ચ ઉર્વાઇબ્યો આથ્રએચ અહુરહે મજ્દાઑ રથ્વએચ બૅરૅજઇતે વીસ્પયાઑ સાંચત્ચ અષઑનો સ્તોઇશ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.

આઅત દીશ આવએધયમહિ ઇમ હુમતાચ હૂખ્તાચ હ્વર્શ્તાચ ઇમાં મ્યજ્દાંસ્ચ જ્ઑથ્રાઑસ્ચ હઉર્વત અમૅરૅતાત ગાંમ્ચ હુધાઑઘ્રહૅમ્ અપૅમ્ચ ઉર્વરાંમ્ચ અએસ્માંસ્ચ બઑઇધીમ્ચ પઇરિચ દદૅમહિ આચ વએધયમહિ.

---

૧. અત્રે આ વાક્ય બરાબર ધ્યાનમાં રાખી ભણવું. 'આયેસે યેશ્તિ વીસ્પએઇબ્યો અષહે રતુબ્યો......' ભણે તો અપરમાન થાય.

૨. જાવત યાને કે જે ભાગ આગલ ભણવામાં આવી ગયો હોય તે અહીં મૂકી દેવામાં આવ્યો છે. જે અગાઉ માફક પાછો ભણવો.

૩. આને બાજ ધરણાનો બીજો હા ગણવામાં આવે છે. અહીંથી યજશ્નેનો ૪ થો હા શરૂ થાય છે. પણ બાજધરણામાં યજશ્નેમાં ભણાતા કેટલાક શબ્દો મૂકી દેવામાં આવ્યા છે, માટે ભણતી વખતે ચોક્કસ ધ્યાન રાખી ભણવું.

આઅત દીશ આવએઘયમહિ અમેંષએઇબ્યો સ્પેંન્તએઇબ્યો હુક્ષથ્રએઇબ્યો હુધાબ્યો યવએજિબ્યો યવએસુબ્યો ગેઇ વંઘ્રહેઉશ આ મનંઘ્રહો સ્યંતિ યાઓંસ્ચ ઉઇતિ.

આઅત દીશ આવએઘયમહિ ફ્રાયેહીશ અહે ન્માનહે ફ્રદથાઇ અહે ન્માનહે પસ્વાંચ્ચ નરાંચ્ચ જાતનાંચ્ચ જાંહ્યમનાંચ્ચ અષઓનાંમ યઁઘ્રહે અએમ હૅન્તિ.

આઅત દીશ આવએઘયમહિ અષઓનાંમ વંઘ્રઉહિબ્યો ફ્રવષિબ્યો યાઓ ઉઘ્રાઓસ્ચ અઇવિથૂરાઓસ્ચ અષઓનાંમ અવંઘ્રહે.

આઅત દીશ આવએઘયમહિ હથ્રુષો અહુરહે મજદાઓ રએવતો ખરેંનંઘ્રઉહતો મઇન્યેઉશ મઇન્યઓયેહે અમેષનાંમ સ્પેંન્તનાંમ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ.

આઅત દીશ આવએઘયમહિ અસન્યએઇબ્યો અષહે રતુબ્યો,

(હાવન ગેહ હોય તો)

હાવનેએ અષઓને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ. આઅતદીશ આવએઘયમહિ, સાવંઘ્રહેએ વીસ્યાઇચ અષઓને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ. આઅત દીશ આવએઘયમહિ મિથ્રહે વોઉરૂ-ગઓયઓતોઇશ હજંઘ્રરો ગઓશહે, બએવરે-ચશ્મનો, અઓખ્તો-નામનો યજતહે, રાંમનો ખાસ્ત્રહે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ.

(રપિથ્વન ગેહ હોય તો)

રપિથ્વિનાઇ અષઓને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ. આઅતદીશ આવએઘયમહિ, ફ્રાદત-ફ્શવે જન્તુમાઇચ અષઓને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ. આઅત દીશ આવએઘયમહિ અષહે વહિશ્તહે આથ્રસચ અહુરહે મજદાઓ, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ.

(ઉજીરન ગેહ હોય તો)

ઉજયેઇરિનાઇ અષઓને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રા-ઇચ ફ્રસસ્તયએચ, આઅત દીશ આવએઘયમહિ ફ્રાદત-વીરાઇ દખ્યુમા-ઇચ અષઓને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ. આઅત દીશ આવએઘયમહિ બેરેજતો અહુરહે નફેધ્રો અપાંમ અપસચ મજદધાતયાઓ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ.

(અઇવિસ્રૂથ્રેમ ગેહ હોય તો)

અઇવિસ્રૂથ્રેમાઇ અઇબિગયાઇ અષઓને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ. આઅત દીશ આવએઘયમહિ,

જેવી બાબતમાં પણ આપણે ગફલતી કર્યે છીએ એ ઘણું ખેદકારક છે. એ વિષે દસ્તુરજી સાહેબ ખુરશેદજી એરચજી પાવરીએ પોતાની 'જરથોસ્તી સાહિત્ય અભ્યાસ' નામની ચોપડીમાં બીજા ભાગમાં પાણું ૧૦૮ ઉપર લખેલું લખાણુ હું સદાબરૂં નીચે ઉતારી લેવાની જરૂર જોઉં છું. એઓ દસ્તુરજી સાહેબ લખે છે કે:—

"આફ્રીનગાંન આપણા દસ્તુરો અને મોબેદોનું ખાસ ભણુતર છે. તેમાં મરનારનાં રવાનોની યાદમાં ભણાતાં એક અશુદ્ધ વાકય વિષે બોલી આ બાબદ [કે જે એઓ સાહેબે ઉર્વન અથવા રવાન વિષે લખી છે] ખતમ કરીશું. આફ્રીનગાંનોના પાજંદ ભણુતરોના દીબાચામાં મરનારનાં નામ ચેશ્તી (નામગરણ) સાથે નીચલું વાકય ભણાય છે.

" '(ફલાણુા બેહેદીન ફલાણુા) અએદર. યાદ. બાદ. અનુશેહ-રવાંન. રવાંની.'

"આ વાકય શુદ્ધ ભણાતું નથી, તેની વાકય રચના ફેરવાઈ ગઈ છે, વાકયના બે કકડા થઇને બે ભાગે વેહેંચાઇ ગયા છે અને આગલો ભાગ પાછલ તથા પાછલો આગલ ભણાતો રહયો છે. મરણની ગંભિર ક્રિયાનાં આ ટુંકાં, સાદાં અને સહેલાં વાકયના શરૂઆત અને સેવટ બંને ભુલ ભરેલાં છે. ભણવાની કોઇબી કેતાબોમાં તે સુધારેલું હોતું નથી, (વીધ્વાનો કાંગા અને મસાની વગેરે). તે અશુદ્ધ ભણાતું રહ્યું છે અને તેને આ મુજબ સુધારી શકાય છે.

" 'અનુંશેહ. રવાન. રવાની. (ફલાણુા બેહદીન ફલાણુા) અએદર. યાદ. બાદ.'

"ભાવાર્થ:—'ભલી દીનનાં ફલાણાના અમર્ગ રવાનની (તથા) રવાનને લગતાં (ફરોહરો)ની યાદ થાઓ'.[1]

"આ મુજબ વાકયની શરૂઆત અનઓષ શબ્દથી થવી જોઇએ અને આશિર્વાદાર્થક 'બાદ' ક્રિયાપદ આગલ તે આખર થવું જોઇએ. તાજુબી ભરેલું છે કે આ ટુંકાં વાકયને વધારે ટુંકું કરવામાં આવે છે અને તેને આ મુજબ બીગાડવામાં આવે છે.

" '(ફલાણુા ફલાણુા) એદરીઆદ. બાદનું. સેરવાંન. રવાંની.'

"મરણ—જીવનની ક્રિયાઓમાં અવસ્તા અને પાજંદ ભણુતરોના અશુદ્ધ ઉચ્ચારો અને અનર્થો થવાના અનેક દાખલા મલે છે, તેઓના અશુદ્ધ-પણાને લીધે તેઓની એજમત અને અસર ખોરવાઇ જાય છે અને તેઓ ઉલતીજ અસરો પેદા કરે છે.

---

૧. મરહુમ વિ. શેહેરીઆરજી 'રવાની' શબ્દને ફ્રવષિનું વિશેષણ લઇને તેના ટેકામાં વજનદાર દલીલો દેખાડે છે. (રીસ્તિસ્તાન સફે ૩૮૩–૩૮૪).

"અર્થ સુચક દલીલ.—આપણાં ધર્મ-પુસ્તકોમાં ભણતર-ક્રિયાઓ કરવાના બે ખાસ પ્રસંગો ઠરાવ્યા છે. એક હૈયાતીમાં પાલવાના ખુશીના અને બીજા મરણ પાછલના ગમીના પ્રસંગો છે. હાલની આપણી મરણ-જીવનની લગભગ સઘલી ક્રિયાઓની ઉત્પત્તિ સર્વથી પેહેલાં આશરે ૧૫૦૦ વર્ષ ઉપરનાં પહુલવી અને પાઝંદ લખાણોમાં થઇ છે.........
...........................'ગાહુમ્બારની પાવી'.........તેનાં દીબાચામાં મરનારના નામની યાદ આ મુજબ થાય છે.

'નામ ચેશ્તી. અનુશેહ. રવાન. રવાની (ફલાણુ બેહેદીન ફલાણા) અએદર. યાદ. બાદ.'

"આ વાકયના શરૂઆત અને સેવટ કાયદેસર છે, તેની શરૂઆત 'નામ ચેશ્તી અનુશેહ'થી થઇ તેનું સેવટ 'બાદ' શબ્દથી થાય છે અને મરનારનાં દરેક નામની યાદ પછી 'અએદુન બાદ' એટલે, 'આ પ્રમાણે થાઓ!' એવાં વાકયથી તેનું સેવટ દર્શાવનારા આમીનના અર્થસુચક ઉદગારો કાઢવામાં આવે છે. ત્યારે આ અર્થસુચક દાખલાના આધારે મજકુર વાકય સુધારીને ભણવા અને મરણની ગંભિર ક્રિયામાં ચાલુ અનર્થ થતો અટકાવવા મારા ભાઇબંધ દસ્તુર-મોબેદોનું હું ધ્યાન ખેંચુ છું.

" 'નામ ચેશ્તી'થી શરૂ થતું એજ વાકય વળી દરેક આફ્રીનગાનોમાં મરનારના નામો પેહેલાં યાદ કરતાં જો કે ભણવામાં આવે છે, તોપણ ત્યાં આગલીજ ભુલ કાયમ રહી છે, બલકે એક ભુલમાં બીજી ભુલનો વધારો થયો છે. તે અશુધ્ધ વાકય આ છે:—

" 'નામ ચેશ્તી. અનુશે. રવાન. રવાની (ફલાણુ ફલાણા) એદરી-આદ. બાદનુ. સેરવાન. રવાની.'

"મજકુર વાકયમાં 'બાદ' ક્રિયાપદ આગલ વાકય પુરૂં થતું નથી અને તેની પાછળ 'અનઓષ. રવાન. રવાની' શબ્દો પેહેલાં એકવાર બોલવા છતાં, તેનાં તેજ શબ્દો ફરીથી બીજીવાર બેકાયદે ભણવામાં આવે છે, અને અર્થનો અનર્થ કરે છે. ભણતરોમાં થતી આવી ભુલો ભાષાની નાવાકેફી અને ચલાવી લઈ નહી શકાય એવી પાક ભણતરો તરફની આપણી ચાલુ બેદરકારી છે."

## ચાશ્ની શબ્દનો અર્થ અને તે કરવાનો હક.

'ચાશ્ની' એ ફારસી શબ્દ છે, અને એ પહેલવી 'ચાશ્નીક' શબ્દ છે. અને એનો અર્થ ચાખવું, ખાવું એવો થાય છે. એનો બે રીતે અર્થ થઇ શકે છે. એક તો જીભથી ચાખવું અને બીજો મનથી ચાખવું. બાજ, આફ્રીનગાંન વિગેરેની ક્રિયા-ભણુતરો કરતી વખતે ફળ, ફુટ વિગેરે મુકી ક્રિયા કરવામાં આવે છે અને ત્યાર પછી ચાશ્ની કરવામાં આવે છે. પહેલવી 'ચાશ્તન' અને ફારસી 'ચશીદન'નો અર્થ મનથી તેમજ જીભથી ચાખવું એવો થાય છે. આપણાં ધર્મ-પુસ્તકોમાં દીનનું જ્ઞાન શીખવનારાઓ માટે 'દીન-ચાશીદાર' શબ્દ મળે છે, તેમજ પતેત પશેમાનીમા 'અહુરમજ્દ જરથોશ્ત ચાશ્ત' યાને કે 'હોરમજ્દે જરથોશ્તને (દીન) ચખાડી યાને શીખવી', એવી રીતનું લખાણુ મળે છે. અવસ્તામાં એને માટે 'ચષન્' અને 'ચષાન' શબ્દો મળે છે જેનો પણ ઉપલોજ અર્થ થાય છે.

આવી રીતે ઈજાયશ્ની ચીજોની ચાશ્ની કરવાનું મોટું સવાબનું કામ ગણ્યું છે અને તે કરવાનો અખ્તીઆર પણ સારાં યાને અશોઇને માર્ગે ચાલનારાં લોકોનેજ આપવામાં આવ્યો છે. બુરાઓથી ચાશ્ની કરવાનું સવાબ હાંસલ થઇ શકતું નથી અને જો ચાશ્ની કરે છે તો ગુનાહનું કામ કીધેલું ગણાય છે.[1]

ડૉ૦ સર જીવનજી મોદી મુજબ, ખરો ફાયદો તો ત્યારે થાય કે જ્યારે આપણે શારીરીક રીતે તેમજ માનસિક રીતે ચાશ્ની કર્યે.

## હરકોઇ બાજ ધરવાની સમજણુ.

સરોશ યજ્દની બાજ પા. ૧૦૯ ઉપર આપી છે તે ખાસ આપવાનું કારણુ એ કે બીજા ફરેશ્તાઓની બાજ[2] પણુ આ સરોશની બાજનીજ માફક ધરવામાં આવે છે. ફરક માત્ર ક્ષ્નૂમનનો જ રહે છે, કે જે પાછળ દરેક

---

૧. જે લાયક હોય તેણેજ ચાશ્ની કરવી અને નાલાયકોને ધામીંક મીજલસોમાંથી બાકાત રાખવા વિષે ગાહમ્બારના આફ્રીનગાંન, વંદીદાદની ૨) જી પરગર્દ અને યસ્ન હા ૮ મો અને આવાં, તીર, બેહરાંમ વગેરે યશ્તોમાં લખાણો આવે છે.

૨. ફરેસ્તાઓની બાજની ક્ષ્નુમનો માટે જુઓ પાછળ.

ફરેશ્તાઓનાં નામો મુજબ આપવામા આવી છે. વળી સરોશની બાજમાં ૬) દરૂન[1] મુકવામા આવે છે, ત્યારે બાકીની કોઇપણ બાજેમાં (શેહનની બાજ[2] સિવાય) ૪) દરૂન મુકવામાં આવે છે.

બીજું યાદ રાખવાનું એ છે, કે જે બાજની ક્ષ્નૂમનમાં 'વીસ્પએષાંમ' શબ્દ ભણાય (દાખલા તરીકે દએ-પ-આદર રોજની બાજની ક્ષ્નૂમન: 'ઇન્ ક્ષ્નૂમઇને દએ-પ-આદર-દાદાર્ વીસ્પએષા અર્દાફ્રવશ્ બે-રસાદ્') તે બાજમાં તથા અર્દાફ્રવશની બાજમાં, "અરેસ્મન" યાને યજશ્નેના ત્રીજા હામાં, તેમજ "અષય દધાંમિ" યાને યજશ્નેના ૭ મા હામાં, 'અવંઘ્નહાઓ ફ્રવષયો' તથા "દદ્વાઓંઘ્રહેમ" યાને યજશ્નેના છઠ્ઠા હામાં આખો સ્તુમનો કર્દા ભણુવામાં આવે છે, અને જ્યારે બીજી બાજેમા બે વખત યાદ કરવામાં આવે છે ત્યારે આ બાજેમાં (યાને કે જેમાં 'વીસ્પએષાંમ્' ભણાય છે તેમાં) ત્રણુ વખત યાદ કરવામાં આવે છે. માટે પાંચ તાએની ખુબ કરવાની ક્રિયા જેમ લખી છે તેજ માફક (ક્ષ્નૂમનના ફરક સિવાય) આ બાજે ધરવી. દરેક બાજ ધરતી વખતે ક્ષ્નૂમનો છ વખત ચાર હામાં આવે છે જેમ કે "અરેસમન"માં ૨) વાર; "ઈમ હુમતાચ" માં ૧) વાર; "દધવાઓઘ્રહેમ"માં ૧ વાર) અને "અષય દધાંમિ"માં ૨) વાર તે ધ્યાંન રાખી ચોક્કસ ભણુવી.

## "વીસ્પેશાંમ" વાળી બાજે.

"વીસ્પેશાંમ"વાલી બાજે મુખ્ય હેઠલ જણાવેલી વિગતે છે:—

૧) દેપાદર રોજ
૨) દેપમેહર રોજ
૩) દેપદીન રોજ
૪) દહુમ યજદ
૫) સીરોજા
૬) અવરદાદ સાલ
૭) ખોરદાદ સાલ
૮) રપીથ્વન
૯) હફ્ત અમશાસ્પંદ
૧૦) પાંચ તાએની ખુબ, અથવા હમકારાની બાજ
૧૧) પંથ યજદ
૧૨) શેહન બાજ

આ બધી "વીસ્પેશાંમ" વાળી બાજેમાં ત્રણુ યાદ આવે છે અને "અવંઘ્નહાઓ ફ્રવષયો" તેમજ "સ્તઓમિ" ના કરદાઓ આવે છે તે યાદ રાખવું.

---

૧. સરોશની બાજમાં ૬) દરૂન મુકવા વિષેના ખુલાસા માટે જુઓ પાનું ૧૧૪.
૨. શહેનની બાજનો ખુલાસો જુઓ પાછળ.

આ ઉપર જણાવેલી બાજો ઉપરાંત ૧) ગાથાની, ૨) અરદાફ્રવશની તથા ૩) મીનો નાવરની બાજોમાં "વીસ્પેશાંમ" વાળી બાજોની માફક ત્રણ યાદ આવે છે, ત્યાં "અવંઘ્રહાઓ ફ્રવષયો" અને "સ્તઓમિ" એજ મીસાલ ભણવું.

દસ્તુરજી એરચજી શે. મહેરજીરાણાએ સને ૧૧૬૦ ય. જ. માં એરવદ નોરોજ બી. કાઉશ બી. જામાસ્પ બી. ભાઇજીની બાજ ધરણાંની ફ્રેટાબમાંથી "વીસ્પેશાંમ" વાળી બાજો માટે નીચલો ઉતારો કર્યો છેઃ-

"જે બાજમાં "વીસ્પેશાંમ" આવે તે બાજ દીસે ધરવી, રાતના ઉશહેનમાં ધરે, અઇવિસ્રૂથ્રેમમાં નહી ધરવી-નાચાર જરૂર હોય તો ધરે."

## "તવ આથ્રો" અને "થ્વાંમ આત્રેમ" કયારે ભણવું?

આગળા વખતમાં કેટલીક સાધારણ બાજો ચેરાગ રોશન રાખીને ધરવામાં આવતી હુતી અને કેટલીક મોટી બાજો જેમકે સીરોજાની, રપીથ્વનની, ગાહમ્બારની વગેરે આતશ રોશન રાખીને ધરવામાં આવતી હુતી. જો ચેરાગ રોશન રાખીને બાજ ધરવામાં આવતી તો "તવ આથ્રો"...ને બદલે "આથ્રો......" ભણવામાં આવતું અને "થ્વાંમ આતરેમ......"ને બદલે ફક્ત "આતરેમ......" ભણાતું. એ વિષેની નોંધોનો પહેલવીમાં તેમજ ફારસી રવાયતોમાં તથા આપણા દસ્તુરો અને મોબેદોએ બાજ ધરણાંની જે ચોપડીઓ લખી છે તેમાં ખસુસ ઇશારો કરવામાં આવ્યો છે. પણ હાલમાં બધીજ બાજો આતશ રોશન રાખીને ધરવામાં આવે છે તે બરહુક છે, માટે ત્યાં દરેક જગાએ "તવ આથ્રો......" અને "થ્વાંમ આતરેમ......" ભણવું સજાવાર છે. એ વિષે "દાદેસ્તાને દીની"ની ૪૨) મી પુરસેશમાં તેના કર્તા દસ્તુર માનુશચેહર કહે છે કે "ચેરાગથી જો બાજ ધરવામાં આવે તો 'તવ આથ્રો......' નહી ભણવું. પણ 'આથ્રો......' ભણવું; પણ વધુમાં કહે છે કે ચેરાગ જોકે આતશની ઝાંલ છે તો પણ હમારાં મત મુજબ ચેરાગ ઉપર એસમ-બોય યાને કાઠી અને ખુશબો બળી શકે નહી, માટે ચેરાગથી બાજ ઇજવી નહી. બાજ ઇજે અને આતશ ઉપર એસમ-બોય બાળવામાં આવે તોજ 'તવ. આથ્રો......' ભણાય."[1]

દરૂન ઇજતી વખતે તેમજ કોઇ પણ ક્રિયા કરતી વખતે આતશ બળતો રાખવાની ખુબ સંભાળ રાખવી. રેવાયતોમાં જણાવ્યા પ્રમાણે જો ક્રિયા વખતે આતશ બુજાઇ જાય તો આરાધના વ્યર્થ જાય છે અને તેની અસર દેવ દરૂજોને પોંહચે છે.

૧. નીરંગસ્તાન (ફ્રેદયો ૧૪૬) માં કહે છે કે કેટલાકોના મત મુજબ ચેરાગની રોશ્નીથી બાજ ઇજવી નારવા છે.

## બાજ સરોશ યજદની.

શરૂઆતમાં કળશ્યો પાવ કરી, બરેસ્મન બાંધે (જુઓ પા. ૫૧-૫૪) અને અએસ્મ તથા બોઓએ એક નાના પથ્થર પર માંડે. ત્યાર પછી ખુમચામાં ૬) દરૂન માંડે (બીજી કોઈબી બાજ ધરતી વખતે ૪) દરૂન માંડે. જોકે શહેનની બાજમાં ૬) દરૂન મંડાય છે, પણ તેની વિગત જુદી છે) તે એવી રીતે કે ૩) નામવાલા દરૂન ડાબા હાથ તરફ અને ૩) 'ફ્રસસ્ત' યાને વગર નામવાલા દરૂન જમણા હાથ તરફ માંડે. ડાબા હાથ તરફના પહેલા દરૂન પર 'ગોશોદો' મૂકે અને જમણા હાથ તરફના ત્રીજા દરૂન ઉપર 'ઉર્વર' મૂકે. ત્યાર પછી જમણા હાથ તરફ કુલીઆમાં 'આપે' (પાણી) નામે અને ડાબા હાથમાં બરસ્મન પકડીને નીચે મુજબ બાજમાં પઢે:-

હુમત હૂખ્ત હ્વરશ્ત હુ-મનશ્ને હુ-ગવશ્ને હુ-કુનશ્ને ઇન્ ક્ષ્નૂમઇને સ્રઓશ્ અશો તગી તન્-ફ્રમાંન્ શિકફ્ત-જીન જીન અવજાર સાલારે દામાંને અહુરમજદ બે-રસાદ્. નીરંગ પીરોજગર બાદ્ (જાવત) અજ્ હમા ગુનાહ પતેત્ પશેમાંન્ હોમ્ ૫ પતેત્ હોમ્.

ગાઉશ્ હુધાઓ આપે ઉર્વર્ અએસ્મ બઓઇધિ ક્ષ્નૂમઇને.

(☞ જુવો પાના ૫૮ થી ૬૦).

(મગટ પઢે.) ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ અષમ્ વોહૂ ૩.

બરસ્મન દથુષો અહુરહે મજ્દાઓ (જાવત) અષઓનિનાંચ અષહે રથ્વાંમ્

(☞ જુવો પાના ૬૧ થી ૬૫).

☞ ખરથેમ્ મ્યજદેમ્ આયેસે યેશ્તિ હઉર્વત અમેરતાત ગાઉશ-હુધાઓ આપે ઉર્વર્ અએસ્મ બઓઇધિ ક્ષ્નૂમઇને,

(જે ક્ષ્નૂમન હોય તે પઢવી. અહીં સરોશની ક્ષ્નૂમન લખી છે).

સ્રઓષહે અષ્યેહે તખ્મહે તનુ-માંથ્રહે દરષિ-દ્રઓશ આહુઇર્યેહે, અઓખ્તો નામનો યજતહે.

☞ "ખરથેમ્ મ્યજદેમ" થી "અઓખ્તો નામનો યજતહે" સુધી ક્ષ્નૂમન પાછી બીજી વાર પઢે.

('અવંઘ્હાઓ ફ્રવષયો' નહિ પઢે).

આયેસે યેશ્તિ અષઓનાંમ્ ફ્રવષિનાંમ્ (જાવત) સ્રઓતુ.

(☞ જુવો પાનું ૭૦).

ઇમ હુમતાચ હૂખ્તાચ હ્વરશ્તાચ ઇમાં મ્યજદાંસ્ચ જઓથ્રાઓસ્ચ હઉર્વત અમેરતાત ગાંમ્ચ હુધાઓઘ્હેમ્ અપેમ્ચ ઉર્વરાંમ્ચ અએસ્માંસ્ચ બઓઇધીમચ પઇરિચ દદેમહિ આચ વએધયમહિ.

આઅ્મ દીશ આવએધયમહિ અહુરાઇચ મજ્દાઇ (જાવત) અષઓનિનાંમ્ચ અષહે રથ્વાંમ્ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ.

(☞ જુવો પાનું ૭૦ થી ૭૬).

આઅત્ દીશ્ આવએધયમહિ (જે ક્નૂમન હોય તે ભણવી; અહીં સરોશની ક્નૂમન લખી છે.) સ્ર્ઑષહે અષ્યેહે (જાવત) આહુર્યેહે ક્નર્ઑઈ યસ્નાઇચ વહ્માઇચ ક્નર્ઑઈઇચ ફ્રસસ્તયએચ.

આઅત દીશ્ આવએધયમહિ અષઑનાંમ્ ફ્રવષિનાંમ્ (જાવત) તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.

(☞ જુવો પાનું ૮૧).

ઇથા આઅત યજમઇદે (જાવત) તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે

(☞ જુવો પાનું ૮૧).

દધ્વાઑંઘ્રહ્મ્ અહુરૅમ્ મજ઼્દાંમ્ યજમઇદે (જાવત) હુઉર્વંત અમૅરૅતાત યજમઇદે, ગાઉશ હુધાઑ યજમઇદે, અપૅમ્ચ ઉર્વંરાંમ્ચ યજમઇદે, અએસ્માંસ્ચ બ્ઑઇધીમ્ચ યજમઇદે.

(☞ જુવો પાના ૮૧-૮૫).

(જે ક્નૂમનથી બાજ ઈજે તે ક્નૂમન પઢે. અહીં સરોશની ક્નૂમન લખી છે).

સ્ર્ઑષૅમ્ અષીમ્ હુરઑધૅમ્ વૅરૅથ્રાજનૅમ્ ફ્રાદત્-ગએથૅમ્ અષવનૅમ્ અષહે રતૂમ્ યજમઇદે.

અષઑનાંમ્ વંઘ્વુહીશ્ સૂરાઑ સ્પેન્તાઑ ફ્રવષયો યજમઇદે. વીસ્પે અષવનો યજત યજમઇદે.

(રતુમનો કર્દો નહિ ભણે અને બાજમાં યાદ પણ નહિ થાય).

હાવનીમ્ પઇતિ રતુમ્ (જાવત) તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.

(☞ જુવો પાનું ૯૧).

(ઉપરની બાજ લેવા માટે જુઓ એ બાબતનું લખાણ.)

અષૅમ્ વૉહૂ ૩, અષય દધાંમિ ખરૅથૅમ્ મ્યજ઼દૅમ્ (જાવત) અષઑનાંમ્ અષઑનિનાંમ્ચ અષહે રથ્વાંમ્.

(☞ જુવો પાના ૯૧ થી ૯૪)

☞ અષય દધાંમિ ખરૅથૅમ્ મ્યજ઼દૅમ્ હુઉર્વંત અમૅરૅતાત ગાઉશ હુધાઑ આપે ઉર્વંરૂ અએસ્મ બ્ઑઇધિ ક્નૂમઇને

(જે ક્નૂમન હોય તે ભણવી)

સ્ર્ઑષહે અષ્યેહે (જાવત) આહુર્યેહે.

અર્ઑન્તો નામનો યજતહે. ☞ (બે વાર ભણે)

(અહીં 'અવંઘ્રહાઑ ફ્રવષયો' થી 'યસ્નાંસ્ચ વહ્માંસ્ચ' સુધી નહિ ભણવું.)

અષય દધાંમિ અષઑનાંમ્ ફ્રવષિનાંમ્ (જાવત) નબાનજ઼દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ્. અષય દધાંમિ વીસ્પએઇબ્યો વંઘ્વહુધાબ્યો (જાવત) અષાત્ હચ યત્ વહિશ્તાત્.

અષય નો પઇતિ જમ્યાત્ (જાવત) તવચા સઈમ્ અષખ્યાચા વીસ્પાઇ યવે.

(☞ જુવો પાનું ૯૯)

(બાજમાં યાદ કરે) હુમત હૂખ્ત હુવરશ્ત હુ-મનશ્ને હુ-ગવશ્ને હુ-કુનશ્ને ઇન્ ક્નૂમઇને સ્ઓશ્ અશો તગી તન્-ફ્રમાંન્ શિકફ્ત જીન જીન્ અવઝાર્ સાલારે દામાંને અહુરમઝ્દ બે-રસાદ્. નીરંગ્ પીરોઝગર્ બાદ્ (જાવત) ગાઉશ્ હુધાઓ આપે ઉર્વર્ અએસ્મ બઓઇધિ ક્નૂમઇને.

(જુવો પાનું ૧૦૦)

(પ્રગટ પઢે):—યથા અહૂ વઇર્યો ૨; અહુનેમ્ વઇરીમ્ યજમઇદે (જાવત) તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.

(☞ જુવો પાનું ૧૦૦)

અષેમ્ વોહૂ ૩, અષય દધાંમિ ખઈથેમ્ મ્યઝ્દેમ્ (જાવત) અષય નો પઇતિ જમ્યાત.

(☞ જુઓ પાનું ૧૦૦)

(ઉપલો 'ફ્રસ્તી' વાલો ફકરો ભણતાં ૧૦૧ મે પાણે જણાવ્યા પ્રમાણેજ ક્રિયા કરવી. ફરક માત્ર એટલોજ કે ડાબી તથા જમણી બાજુના બીજા યાને વચલા દરૂનોને હાથમાંનો ફ્રસ્ત લગાડવાને બદલે, બન્ને બાજુના યાને નાકેના ત્રીજા દરૂનને લગાડે).

ત્યાર પછી નીચે પ્રમાણે ભણે અને ચાશ્ની કરેઃ—

અમેષ સ્પેન્ત દએને માઝદયસ્ને (જાવત) અએતાંમ્ આ યાઉમનાહે જસઇતિ; અષેમ્ વોહૂ ૩.

(☞ જુઓ પાનું ૧૦૧)

## ચાશ્ની કરવાની તરતીબ.

પહેલાં જમણી બાજુના ગોશોદો મૂકેલા પહેલા દરૂનની કોર ભાંજી, 'ગોશોદો' લગાડી ચાશ્ની કરવી.

બીજી વખત ડાબી બાજુના પહેલા ફ્રસ્તની કોર ભાંજી, સાથે 'ગોશોદો' લઇ ચાશ્ની કરવી.

ત્રીજી વખત, ડાબા હાથ તરફના નામવાલા વચલા દરૂનની સાથે 'ગોશોદો' લઇ ચાશ્ની કરવી.

ચોથી વખત, જમણી બાજુના વચલા ફ્રસ્તની કોર ભાંજી, 'ગોશોદો' લઇ ચાશ્ની કરવી.

પાંચમી વખત, ડાબી બાજુના ત્રીજા નામવાલા દરૂનની સાથે 'ગોશોદો' અને 'આપે' લઇ ચાશ્ની કરવી.

છઠ્ઠી વખત જમણી બાજુના ત્રીજા, ઉર્વર મૂકેલા ફ્રસસ્ત સાથે 'ગોશોદો' અને 'આપે' લઇ ચાશ્ની કરવી.

અને છેલ્લી સાતમી ચાશ્ની કરતી વખતે ફક્ત 'ઉર્વર', 'ગોશોદો' અને 'આપે' લઇ ચાશ્ની કરવી.

હ્યાં સરોશની બાજ ધરવાની ક્રિયા ખલાસ થઇ. ત્યાર પછીથી મોબેદ 'અએસ્મ' તથા 'બોએ' આતશ ઉપર મૂકી, પાવીની બહાર આવી[1] નીચે પ્રમાણે બાજ મૂકે:—

## બાજ મૂકવાની વિગત.

અષેમ્ વોહૂ ૪; યથા અહૂ વઇર્યો ૨; વસસ્ચ તૂ અહુર મજ્દ ઉશ્તાચ ક્ષએથ (જાવત) વીસ્પયાઓ દ્રવતો સ્તોઇશ.

અષેમ્ વોહૂ ૩; યથા અહૂ વઇર્યો ૨; યસ્નેમ્ચ વહ્મેમ્ચ અઓજસ્ચ જવરેચ આફ્રીનામિ.

(જે ક્ષ્નૂમનથી બાજ ઇજી હોય તે ક્ષ્નૂમન પઢે. અહીં સરોશની ક્ષ્નૂમન આપી છે).

સ્રઓષહે અષ્યેહે (જાવત) આહુઇર્યેહે.

અષેમ્ વોહૂ ૩; યથા અહૂ વઇર્યો ૨; યસ્નેમ્ચ (જાવત) આહુઇર્યેહે. અષેમ્ વોહૂ ૧.

અહ્માઇ રએશ્ચ; હુજંઘરેમ; જસ મે અવંઘહે મજ્દ; કેરફેહ મોજ્દ;

ત્યાર પછી અહુરમજ્દ ખોદાએ'થી ભણી કુસ્તી તમામ કરવી.

હયાં સરોશની બાજ ઇજવાની ક્રિયા સંપૂર્ણ થઇ. હવે આપણે સરોશ યજદની એકલી આરાધના શા માટે કરવામાં આવે છે તથા એની નેયતે ૬) દરૂન શા માટે ઇંજાવવામાં આવે છે તે જોઇશું. હાલમા એવો ધારો છે કે જે મોબેદ સરોશની બાજ ઇંજે તે મોબેદ પોતે પોતાને ઘરે તે બાજ લઇ જાએ. આ ધારો ઘણા જુના વખતનો છે. એનું કારણ એ કે જ્યારે મોબેદોને પોતાના કામનું મોજદ નગદ પૈસામાં જુજ મલતું હતું ત્યારે તેના બદલામાં ક્રિયા કામ કરાવનાર તરફથી આ જાતનું પણ મોજદ (payment in kind) આપવાનો રેવાજ પડયો હતો.

---

[1] જુઓ પાના ૧૦૨ ની નોટ.

## સરોશ યજદનું કામ અને તેની સઉથી પહેલાં આરાધના કરવાનું કારણ.

આપણાં ધર્મ-પુસ્તકોમાં એવું જણાવવામાં આવ્યું છે કે સરોશ યજદ આખી દુન્યાની પાસબાની કરે છે. તે માણસના આત્માની નેગેહબાની કરે છે, તેમજ માણસના મરણબાદ પણ ત્રણ દિવસ અને રાત સુધી તે રવાનની પાસબાની કરે છે. સરોશ યશ્તના ૧૦ માં કર્દામાં ભણવામાં આવે છે કે, 'અએ ખુબસુરત અશો સરોશ યજદ, અહીંયાં બેહુ જીંદગીમાં તથા બેહુ દુન્યા (ગેતી તથા મીનોઇ)માં હમારી તું પાસબાની કરજે' એટલા માટે માણસના મરણ બાદ મેહેર યજદ સાથે ઇનસાફ આપવા પણ સરોશ યજદ બેસે છે એમ કહ્યું છે. યજદોમાં તેનો દરજ્જો આલા ગણ્યો છે. એની મારફતે બસારતથી અહુરમજદ પયગામ પહોંચાડે છે.[1]

રાત્રે ઉંઘમાં દેવ, દરૂજ વિગેરેના હુમલાથી માણસોને બચાવનાર અને તેઓની સામે લડનાર અશો સરોશ યજદ છે.

બુન્દહેશનમાં દાદાર અહુરમજદને જોતી ગણી સરોશ યજદને તેનો રાસ્પી જણાવ્યો છે. આવી રીતનાં એની કામો કરવાની શક્તિને લીધે એને 'અષ, તખ્મ, તથા તનુ-માથ્ર' યાને કે 'અશો, મજબુત, તથા માંથ્રના તનવાળો' કહ્યો છે. દાદસ્તાને દીની (જુઓ પુરસીશ ૨૮ માં) તથા દસ્તુર દારાબ હમજીયારની રેવાયતમાં જણાવે છે કે દાદાર અહુરમજદે સરોશ યજદની, પોતાની બરોબર કમાલીઅતને લીધે, એને તમામ દુન્યાની પાદશાહી સોંપી છે. માટે પહેલાં તેનીજ આરાધના

---

૧ 'દાદેસ્તાન'ની પુરસેશ ૨૮ તેમજ રવાયતો પ્રમાણે સરોશની આરાધના કોઇ બીજા યજદ અથવા અમેશાસ્પંદની ક્ષ્નૂમન સાથે નહીં કરી શકાય, તેના કારણમાં કહે છે કે કુલ પેદાયશની પાસબાની કરવાનું કામ જે દાદાર હોરમજદનું પોતાનું છે તે તેણે સરોશ યજદને સોંપ્યું છે, માટેજ સરોશની આરાધણા જુદી કરવી કારણ કે ગેતીની દુન્યાનો સરદાર જે સરોશ યજદ છે તેને પેહેલો આરાધ્યા વગર મીનોઇના સરદાર અથવા સરદારો યાને દાદાર હોરમજદ તેમજ અમેશાસ્પંદોને આરાધી શકાય નહીં, એ કારણથી ૨) સાહેબો (ગેતીના તેમજ મીનોનાં) ની ક્ષ્નૂમન એકજ ઠેકાંણે સામટી પઢવા રવા નથી.

વળી "દાદેસ્તાન"ની પુરસેશ ૨૯ માં સરોશને "ખોરેહ ખોદાય" યાને ખોદાઇ નુર કરીને કહ્યો છે અને "ત્રીસે રોજની સેતાયશ"માં સરોશનાં વર્ણનમાં કહે છે કે એ નુર ખોદાએ એનેજ બક્ષેલું છે, જેની મદદથી સરોશ આ દુન્યાની રાત અને દિવસ પાસબાની કરે છે, એટલુંજ નહી પણ ચીનવદ પુલ ઉપર રવાંનોનો શુમાર થઇ રહેવા પછી તેઓને પુલગુજાર કરાવનાર પણ સરોશ યજદ છે.

કરવી જોઇએ, કારણ કે પહેલાં દુન્યાના સાહેબ સરોશને પહોંચીએ તોજ બહેશ્તના સાહેબ દાદાર અહુરમજ્દને પહોંચી શકાય.

સરોશ યજ્દની એકલીજ આરાધના પણ ઉપલાંજ કારણોને લીધે કરવામાં આવે છે. તે એટલે સુધી કે બીજા ફરેસ્તાઓની ક્ષ્નૂમનોમાં 'અહુરહે. મજ્દાઓ........અમેષનાંમ સ્પેન્તનાંમ્' ભણાય છે તે પણ આ સરોશ યજદની ક્ષ્નૂમન સાથે ભણવામાં આવતું નથી, અને એની એખલીજ યાદ થાય છે. તેમજ જ્યારે બીજી બાજોમાં ૪) દરૂન મૂકવામા આવે છે, ત્યારે એની આરાધના કરતી વખતે ૬) દરૂન મૂકવામાં આવે છે. વલી સરોશ યજદ આ જેહાનમા માણસોની પાસબાની કરે છે, અને સઘળી દ્રુજીઓની સામે બચાવ કરે છે, તેટલા માટે જ્યારે પણ આપણે બંદગી કર્યે છીએ ત્યારે તેની શરૂઆત સરોશ બાજથી શરૂ થાય છે અને પછીથીજ બીજાં ભણતરો ભણવામાં આવે છે. તેમજ ખુબવાલા મોબેદો પણ પોતાનું ખાણું લેવા આગમજ સરોશની આરાધના કરે છે અને પછીજ ખાણું ખાય છે. આપણે જોઇશું તો હરેક આફ્રીનગાંનની ક્રિયા કરતી વખતે પણ સરોશનો કર્દો કરવામાં આવે છે, તેમજ ગુજરનારની નૈયતે પણ ત્રણ દિવસ સુધી સરોશની ક્રિયા કરવામાં આવે છે. તથા રાત્રે સુવા પહેલાં પણ સરોશ યશ્ત ભણીને સુવાનો ધારો આપણાં જરથોસ્તીઓમાં જાયજ થયલો છે. આ સઘળાનું મૂળ કારણ એટલું છે કે સરોશ યજદ જીવતાં જીવત, તથા મરણબાદ, રાત્રે અને દિવસનાં માણસોના તનની તથા રવાનની પાસબાની કરે છે.

## સરોશ યશ્ત.

આ યજ્દની સીફતમાં બે યશ્તો લખવામાં આવી છે. એક તો સરોશ યશ્ત હાદોખ્ત કે જે હાદોખ્ત નામનાં ૨૦ માં નસ્કમાંથી લેવામાં આવી છે તે તથા બીજી કે જે 'સરોશ યશ્તે સર શબ' એટલે 'સરોશ યશ્ત રાતની વડી' તથા 'સરોશ યશ્તે યજશ્ને' એવે નામે ઓળખાયલી છે, તે યજશ્નેના ૫૭ માં હામાંથી શરૂઆતમાં તથા છેડે પાજંદ લખાણો ઉમેરીને બનાવવામાં આવી છે. આ સરોશ યશ્ત રાત્રેજ ભણવામાં આવે છે, છતાં જો દિવસનાં ભણે તો કંઇ અડચણ જેવું નથી, કારણ કે સહવારે યજશ્નેની ક્રિયા કરતી વખતે તે આખી ભણવામાં આવે છે. ખાસ રાતના ભણવાનું કારણ, સરોશ યજદ માણસોની રાત્રીને વખતે પાસબાની કરે છે એટલા માટે તે વખતે તેની મદદ માંગીને આસાયશ લેવાનો ધારો પડયો હોય એમ માલુમ પડે છે.[1] સહવારની ફર્જયાત

૧. જુઓ કાંગાજીની ખોર્દેહ અવસ્તા બા માએની પા. ૨૮૦.

બંદગીમાં ખુર્શેદ, મેહેરની ન્યાએશ કરવાનું ફરમાન છે, તેવીજ રીતે રાતની ફરજીયાત બંદગીમાં સરોશ યશ્ત (દિવસની ખુર્શેદ અને મેહેરની ન્યાએશને બદલે) ભણવાનું ફરમાન છે.

## સરોશનું ત્રણ કરદાવાળું આફ્રીનગાન.

સઘળાં આફ્રીનગાનો, જેવાં કે ગાહમ્બાર, રપીથ્વન, રોજગાર, મીનોરામ, બેહરામ યજદ અને બીજા બધા યજદ તથા અમેશાસ્પંદોના આફ્રીનગાનો પછવાડે સરોશનું ત્રણ કરદાવાળું આફ્રીનગાન છેવટે પઢવામાં આવે છે, પણ નીચલી જગોએ રેવાયતોનાં જણાવ્યા પ્રમાણે તે પઢવામાં આવતું નથી: (૧) ચેહારમને દહાડે દહુમના આફ્રીનગાનનો કરદો પઢયા પછી સરોશનો કરદો કરવો નહીં. તેમજ (૨-૩) દસ્માંને દિવસે તથા સીરોજા (યાને મરણને ૩૦ મે દિવસે) એ સરોશનું આફ્રીનગાન પઢવું નહીં, વળી (૪) નાવરના ૪) દીવસોમાં જે ૪) આફ્રીનગાનો નાવરીઆને પઢાવવામાં આવે છે તે આફ્રીનગાનો પછવાડે સરોશનું ત્રણ કરદાવાળું આફ્રીગાન પઢી શકાય નહીં[1] નવસારીમાં ફ્રવર્દીન મહીનો અને હોરમમજદ રોજે રાતના અઈવિસ્રૂથ્રેમ ગાહમાં વનંત યજદનું જે આફ્રીગાન અનજુમન તરફથી થાય છે તે પણ ફકટ એકલુંજ થાય છે, તેની પછવાડે સરોશનું આફ્રીગાંન પઢવામાં આવતું નથી.

## ફરેસ્તાઓની બાજની ક્નૂમનો.

ફરેસ્તાઓની બાજ કેમ ધરવી તેની સમજણ આગળ "હરકોઈ બાજ ધરવાની સમજણ" (પા. ૧૦૬) માં આપી છે તે મુજબ ધરવી. જે રોજે જે બાજ ધરે તે નીચે જણાવ્યા પ્રમાણે બાજમાં યાદ કરવી તથા તેની ક્નૂમન (યજશ્નેનાં) ત્રીજા, ચોથા, છઠા તથા સાતમાં હામાં યાને, "**અર્શમન**"વાલા હામાં ક્નૂમન ૨) વાર, "**ઇમ હુમતાચ**"માં ૧) વાર, "**દથ્રવાઑઘ્રહેમ**"માં ૧) વાર, તથા "અષય દધાંમિ"માં ક્નૂમન ૨) વાર અને બાજ મુકતી વેળા સેવટે ધ્યાન રાખી ભણવી.

### અહુરમજદ રોજની ક્નૂમન.

બાજમાં યાદ કરે:—**અહુર મજદ ખોદાયૂ બે-રસાદ**.

---

૧. જુઓ માણેકજી ઉનવાલાની દારાબ હોરમજ્યાર વાલી રવાયત. પા. ૩૮૬-૮૭

નાની ક્ષ્નૂમન[1]:—ક્ષ્નૂમઇને અહુરહે મજ્દાઓ રએવતો ખરેનંઘ્વઉહતો અશ્ઓખ્તો નામનો યજતહે.

વડી ક્ષ્નૂમન[2]:—અએશ્માંસ્ચ બઓઇધીશ્ચ યજમઇદે. અહુરેમ્ મજ્દાંમ રએવંતેમ ખરેનંઘ્વઉહન્તેમ યજમઇદે. અષઓનાંમ્ વંઘુહીશ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો યજમઇદે.

## બેહમન રોજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરે:—બેહમન અમેષાસ્પંદ બે-રસાદ.

નાની ક્ષ્નૂમન:—ક્ષ્નૂમઇને અહુરહે મજ્દાઓ રએવતો ખરેનંઘ્વઉહતો, અમેષનાંમ સ્પેન્તનાંમ, વંઘ્હવે મનંઘ્હે આક્ષ્તોઇશ હાંમવઇન્ત્યાઓ તરધાતો અન્યાઇશ દામાંન આસ્નહે ખ્રથ્વો મજ્દધાતહે ગઓશો-સૂતહે ખ્રથ્વો મજ્દધાતહે અ. ના. ય.[3]

વડી ક્ષ્નૂમન:—અ. બ. ય.[4] અહુરેમ મજ્દાંમ રએવંન્તેમ ખરેનંઘ્વ-ઉહન્તેમ યજમઇદે, અમેષા સ્પેન્તા હુક્ષથ્રા હુધાઓંઘ્હો યજમઇદે, વોહુ મનો અમેષેમ સ્પેન્તેમ યજમઇદે, આક્તીમ હાંમ-વઇન્તીમ યજમઇદે-તરધાતેમ અન્યાઇશ દામાંન્, આસ્નેમ ખ્રતૂમ્ મજ્દધાતેમ યજમઇદે, ગઓષો-સ્રૂતેમ ખ્રતૂમ મજ્દધાતેમ યજમઇદે, અષઓનાંમ વંઘુહીશ (જાવત) યજમઇદે.

## અરદીબેહેશ્ત રોજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરે :—અર્દીબેહેશ્ત અમેષાસ્પંદ બે-રસાદ.

નાની ક્ષ્નૂમન :—ક્ષ્નૂમઇને અહુરહે મજ્દાઓ (જાવત) સ્પેન્તનાંમ,

અષહે વહિશ્તહે સ્રએશ્તહે, અઇર્યમનો ઇષ્યેહે સુરહે મજ્દધાતહે, સઓકયાઓ વંઘુઇયાઓ વોઉરૂ-દોઇથ્રયાઓ મજ્દધાતયાઓ અષ-ઓન્યાઓ અ. ના. ય.

---

૧. નાની ક્ષ્નૂમન, "બરેશ્મન" યાને ત્રીજા, દમ હુમતાચ યાને ચોથા અને અષય દધાંમિ યાને સાતમાં હામાં અને બાજ મૂકતી વખતે ભણવામાં આવે છે. ચોથા હામાં 'અશ્ઓખ્તો નામનો યજતહે' ને બદલે 'ક્ષ્નઓથ્ર ય. વ. ક્ષ્ન. ફ્ર.' ભણવું અને બાજ મૂકતી વખતે 'અષેમ વોહૂ' ભણવી.

૨. વડી ક્ષ્નૂમન, દધ્વાઓંઘ્હેમ" (યાને યજશ્નેના છથા હા)માં ભણવામાં આવે છે.

૩. જ્યાં અ. ના. ય. લખ્યું હોય ત્યાં 'અશ્ઓખ્તો નામનો યજતહે' એમ વાંચવું.

૪. જ્યાં 'અ. બ. ય.' લખ્યું હોય ત્યાં 'અએશ્માંસ્ચ બઓઇધિશ્ચ યજમઇદે, એમ વાંચવું.

વડી ક્નૂમન :—અ. બ. ય. અહુરૅમ મજ઼્દાંમ (જાવત) હુધાઑંઘ્રહે।
યઠ અષૅમ વહિશ્તૅમ સ્રએશ્તૅમ અમૅષૅમ સ્પૅન્તૅમ યઠ અઇર્યમનૅમ્
ઇષીમ યઠ સૂરૅમ મજ઼્દધાતૅમ્ યઠ સઑકામ્ વંઘ્રુહિીમ્ વૉઉરૂ-દાઇથ્રાંમ
મજ઼્દધાતાંમ અષઑનીમ્ યઠ અષઑનાંમ્ વંઘ્રુહિીશ (જાવત) યઠ

## શેહરેવર રોજની ક્નૂમન.

બાજમાં યાદ કરે :—શેહેરેવર્ અમૅષાસ્પંદ્ બે-રસાદ્.

નાની ક્નૂમન :—ક્નૂમઇને અહુરહે મજ઼્દાઓ (જાવત) સ્પૅન્તનાંમ્,
ક્ષથ્રહે વઇર્યેહે અયઑક્ષુસ્તહે મરૅજ઼્દિકાઇ થ્રાયો-દ્રિગઑવે અ. ના. ય.

વડી ક્નૂમન :—અ. બ. ય. અહુરૅમ્ મજ઼્દાંમ (જાવત) હુધાઑંઘ્રહે।
યઠ ક્ષથ્રૅમ્ વઇરીમ્ અમૅષૅમ્ સ્પૅન્તૅમ્ યઠ અયઑક્ષુસ્તૅમ યઠ
મરૅજ઼્દિકૅમ થ્રાયો દ્રિગૂમ્ યઠ અષઑનાંમ્ વંઘ્રુહિીશ (જાવત) યઠ

## અસ્ફેનદાર્મદ રોજની ક્નૂમન.

બાજમાં યાદ કરે :—અસ્ફેનદાર્મદ અમૅષાસ્પંદ્ બે-રસાદ્.

નાની ક્નૂમન :—ક્નૂમઇને અહુરહે મજ઼્દાઓ (જાવત) સ્પૅન્તનાંમ,
સ્પૅન્તયાઓ વઘ્રુહુયાઓ આર્મતોઇશ, રાતયાઓ વંઘ્રુહુયાઓ વૉઉરૂ-
દાઇથ્રયાઓ મજ઼્દધાતયાઓ અષઑન્યાઓ અ. ના. ય.

વડી ક્નૂમન:—અ. બ. ય. અહુરૅમ્ મજ઼્દાંમ (જાવત) હુધાઑંઘ્રહે।
યઠ સ્પૅન્તાંમ્ વંઘ્રુહિીમ આર્મઇતિમ યઠ રાતાંમ વંઘ્રુહિીમ્ વૉઉરૂ-
દાઇથ્રાંમ મજ઼્દધાતાંમ અષઑનીમ યઠ અષઑનાંમ વંઘ્રુહિીશ
(જાવત) યઠ

## ખોરદાદ રોજની ક્નૂમન.

બાજમાં યાદ કરે:—ખોરદાદ્ અમૅષાસ્પંદ્ બે-રસાદ.

નાની ક્નૂમન:—ક્નૂમઇને અહુરહે મજ઼્દાઓ (જાવત) સ્પૅન્તનાંમ,
હુર્વતાતો રથ્વો, યાઇર્યાઓ હુષિતોઇશ, સરેધએઇબ્યો અષહે રતુબ્યો
અ. ના. ય.

વડી ક્નૂમન:—અ. બ. ય. અહુરૅમ મજ઼્દાંમ (જાવત) હુધાઑંઘ્રહે।
યઠ હુર્વતાતૅમ અમૅષૅમ્ સ્પૅન્તૅમ યઠ યાઇર્યાંમ હુષિતીમ યઠ સરેધ
અષવન અષહે રતવો યઠ અષઑનાંમ વંઘ્રુહિીશ (જાવત) યઠ

## અમરદાદ રોજની ક્નૂમન.

બાજમાં યાદ કરે:—અમરદાદ્ અમૅષાસ્પંદ્ બે-રસાદ્.

નાની ક્નૂમન:—ક્નૂમઇને અહુરહે મજ઼્દાઓ (જાવત) સ્પૅન્તનાંમ્,

અમેરેતાતો રથ્વો ક્રુપઑનિબ્ય વાંથ્વાબ્ય અસ્પિનિબ્ય યઑનિબ્ય, ગઑકરેનહે સૂરહે મજ્દધાતહે[1] અ. ના. ય.

વડી ક્ષ્નૂમન:—અ. બ. ય. અહુરેમ્ મજ્દાંમ (જાવત) હુધાઑંઘ્રહો ય૦ અમેરેતાતેમ અમેષેમ સ્પેન્તેમ ય૦ ક્રુપઑનીમ્ વાંથ્વાંમ ય૦ અસ્પિનાચ ચેવીનો ય૦ ગઑકરેનેમ સૂરેમ્ મજ્દધાતેમ્ ય૦ અપઑનાંમ્ વંઘ્રઉહીશ (જાવત) ય.

## હ્એ-૫-આફ્રર રોજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરેઃ—હ્એ-૫ આફ્રર દાદાર્ વીસ્પએષા અર્દાફ્રવશ બે-રસાદ.

(આ રોજની બાજમાં ત્રણ યાદ કરવી તથા 'અવંઘ્રહાઑ ફ્રવષયો' અને સ્તુમનો કર્દો ભણવો.)

નાની ક્ષ્નૂમનઃ—ક્ષ્નૂમઇને અહુરહે મજ્દાઑ (જાવત) સ્પેન્તનાંમ,
(હાવન ગેહમાં બાજ ઇજે તો આ પ્રમાણે ભણે.)

મિથ્રહે વૅાઉરૂ-ગઑયઑઇતોઇશ રામનસ્ચ ખાસ્ત્રહે.

(રપિથ્વન ગેહમાં) અષહે વહિશ્તહે આથ્રસ્ચ અહુરહે મજ્દાઑ.

(ઉજીરન ગેહમાં) બેરેજતો અહુરહે નફ્ધ્રો અપાંમ્ અપસ્ચ મજ્દ-ધાતયાઑ.

(અઇવિસ્રૂથ્રેમ ગેહમાં) અષઑનાંમ્ ફ્રવષિનાંમ ઘેનાનાંમ્ચ વીરે વાંથ્વનાંમ યાઇર્યયાઑસ્ચ હુષિતોઇશ અમહેચ હુતાશ્તહે હુરઑધહે વેરેથ્રઘ્નહેચ અહુરધાતહે વનઇન્ત્યાઑસ્ચ ઉપરતાતો.

(ઉષહિન ગેહમાં) સ્રઑષહે અષ્યેહે અષિવતો વેરેથ્રાજનો ફ્રાદત-ગએથહે રશ્નઑશ રજિશ્તહે અર્શ્તાતસ્ચ ફ્રાદત-ગએથયાઑ વરેદત-ગએથયાઑ.

દથુષો અહુરહે મજ્દાઑ રએવતો ખરેનંઘ્રઉહતો, અમેષનાંમ્ સ્પેન્તનાંમ, વીસ્પએષાંમ (જાવત) ફ્રવષિનાંમ અઑખ્તો નામનો યજતહે. આચેસે ચેશ્તિ અવંઘ્રહાઑ ફ્રવષયો.

વડી ક્ષ્નૂમન :—અ. બ. ય. અહુરેમ્ મજ્દાંમ (જાવત) હુધાઑ-ઘ્રહો ય૦

(હાવન ગેહમાં) મિથ્રેમ્ વૅાઉરૂ-ગઑયઑઇતિમ્ ય૦ રામ-ખાસ્ત્રેમ્ ય૦

(રપિથ્વન ગેહમાં) અષેમ્ વહિશ્તેમ્ આતરેમ્ચ અહુરહે મજ્દાઑ પુથ્રેમ્ ય૦

---

૧. આ બાજમાં ગેડ પઢાય નહિ.

(ઉજીરન ગેહમાં) બૅરેજન્તેમ્ અહુરેમ્ ક્ષથ્રીમ્ ક્ષએતેમ્ અપાંમ નપાતેમ અઉર્વત્ અસ્પેમ્ ચ૦ અપેંચ્ય મજ્દધાતાંમ્ અષ્ઓનીમ્ ચ૦

(અઇવિસ્રૂથ્રેમ ગેહમાં) અષઓનાંમ્ વંઘુહીશ્ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો ચ૦ ઘેનાઓસ્ચ વીરો-વાંથ્વાઓ ચ૦ યાઇર્યાંસ્ચ હુષિતીમ્ ચ૦ અમેંચ્ય હુતશ્તેમ્ હુરઓધેમ્ ચ૦ વેરેથ્રઘ્નેંચ્ય અહુરધાતેમ્ ચ૦ વનઇન્તીંચ્ય ઉપરતાતેમ્ ચ૦

(ઉષહિન ગેહમાં) સ્રઓષેમ્ અષીમ હુરઓધેમ્ વેરેથ્રાજનેમ્ ફ્રાદત્ ગએથેમ્ અષવનેમ્ અષહે રતૂમ્ ચ૦ રશ્નૂમ્ રઝિશ્તેમ્ ચ૦ અર્શ્તાતેંચ્ય ફ્રાદત્-ગએથાંમ્ વરેદત્-ગએથાંમ ચ૦

દહ્‌વાઓઘ્રહેમ અહુરેમ મઝ્દાંમ્ રએવન્તેમ ખરેનંઘુહન્તેમ્ ચ૦ અમેષા સ્પેન્તા હુક્ષથ્રા હુધાઓંઘ્રહો ચ૦ વીસ્પેંચ્ય અષવનેમ (જાવત) યજતેમ્ ચ૦ અષઓનાંમ્ વંઘુહીશ્ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો સ્તઓમિ......

## આદર રોજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરે:—આદર્ યજદ બે-રસાદ.

નાની ક્ષ્નૂમન:—ક્ષ્નૂમઇને અહુરહે મજ્દાઓ (જાવત) સ્પેન્તનાંમ, આથ્રો અહુરહે મજ્દાઓ પુથ્ર, ખરેનઘ્રહો સવંઘ્રહો મજ્દધાતહે, અઇર્યનાંમ્ ખરેનો મજ્દધાતનાંમ, કાવયેહેચ ખરેનંઘ્રહો મજ્દધાતહે, આથ્રો અહુરહે મજ્દાઓ પુથ્ર, કવોઇશ્ હુસ્રવંઘ્રહહે, વરોઇશ્ હુસ્રવંઘ્રહહે, અસ્નવન્તહે ગરોઇશ્ મજ્દધાતહે, ચએચિસ્તહે વરોઇશ્ મજ્દધાતહે, કાવયેહેચ ખરેનંઘ્રહો મજ્દધાતહે, આથ્રો અહુરહે મજ્દાઓ પુથ્ર, રએવન્તહે ગરોઇશ્ મજ્દધાતહે, કાવયેહેચ ખરેનંઘ્રહો મજ્દધાતહે, આથ્રો અહુરહે મજ્દાઓ પુથ્ર, આતર્શ સ્પેન્ત રથએશ્તાર, યજત પોઉરૂ-ખરેનંઘ્રહ, યજત પોઉરૂ-બએષજ, આથ્રો અહુરહે મજ્દાઓ પુથ્ર, મત્ વીસ્પએઇબ્યો આતરેબ્યો, ક્ષથ્રો-નફ્‌ધ્રો નઇર્યો-સંઘ્રહહે યજતહે, અ. ના. ચ.

વડી ક્ષ્નૂમન:—અ. બ ચ. અહુરેમ મજ્દાંમ (જાવત) હુધાઓંઘ્રહો ચ૦ આતરેમ્ અહુરહે મજ્દાઓ પુથ્રેમ યજમઇદે૦ ખરેનો મજ્દધાતેમ્ ચ૦ સવો મજ્દધાતેમ્ ચ૦ અઇર્યનેમ ખરેનો મજ્દધાતેમ્ ચ૦ ઉગ્રેમ કવએમ ખરેનો મજ્દધાતેમ ચ૦ આતરેમ અહુરહે મજ્દાઓ પુથ્રેમ્ ચ૦ કવએમ હુસ્રવંઘ્રહેમ ચ૦ વઇરીમ્ હુસ્રવંઘ્રહેમ ચ૦ અસ્નવન્તેમ ગઇરીમ મજ્દધાતેમ ચ૦ ચએચિસ્તેમ્ વઇરીમ્ મજ્દધાતેમ ચ૦ ઉગ્રેમ કવએમ્ ખરેનો મજ્દધાતેમ ચ૦ આતરેમ્ અહુરહે મજ્દાઓ પુથ્રેમ ચ૦ રએવન્તેમ ગઇરીમ્ મજ્દધાતેમ્ ચ૦

ઉશ્રેમ કવએમ ખરૅનો મઝ્દધાતૅમ્ ય૦ આતરૅમ્ આહુરહે મઝ્દાઓ પુથ્રૅમ્ ય૦ આતશ્ સ્પૅન્ત રથએશ્તાર ય૦ યઝત પૅાઉરૂ-ખરૅનંઘ્રહુ ય૦ યઝત પૅાઉરૂ-મઍવઝ ય૦ આતરૅમ્ અહુરહે મઝ્દાઓ પુથ્રૅમ ય૦ વીસ્પે આતરો ય૦ ક્ષથ્રૅમ્ નફૅધ્રૅમ્ નઇર્યો-સંઘ્રહૅમ્ યઝતૅમ ય૦ અપઓનાંમ વંઘ્રઉહીશ (જાવત) ય૦

## આવાં રોજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરે:—આવાં અરેદ્વિસૂર બાનુ બે-રસાદ્.

નાની ક્ષ્નૂમન:—ક્ષ્નૂમઇને અહુરહે મઝ્દાઓ (જાવત) સ્પૅન્તનાંમ, અપાંમ વંઘ્રઉહિનાંમ્ મઝ્દધાતનાંમ, અરૅદુયાઓ આપો અનાહિતયાઓ અપઓન્યાઓ, વીસ્પનાંમ્ચ અપાંમ્ મઝ્દધાતનાંમ વીસ્પનાંમ્ચ ઉર્વરનાંમ્ મઝ્દધાતનાંમ્ અ. ના. ય.

વડી ક્ષ્નૂમન:—અ. બ. ય. આપો વંઘ્રઉહીશ મઝ્દધાતાઓ અપઓનીશ ય૦ અરૅદ્વિમ્ સૂરાંમ અનાહિતાંમ અપઓનીમ્ ય૦ વીસ્પાઓ આપો મઝ્દધાતાઓ અપઓનીશ ય૦ વીસ્પાઓ ઉર્વરાઓ મઝ્દધાતાઓ અપઓનીશ ય૦ અપઓનાંમ વંઘ્રઉહીશ (જાવત) ય૦

## ખોરશેદ રોજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરે:—ખુરશેદ્ અમર્ગ રયોમંદ્ અઉર્વત્-અસ્પ બે-રસાદ્.

નાની ક્ષ્નૂમન:—ક્ષ્નૂમઇને અહુરહે મઝ્દાઓ (જાવત) સ્પૅન્તનાંમ, હ્વરૅ ક્ષએતહે અમૅષહે રએવહે અઉર્વત્-અસ્પહે અ. ના. ય.

વડી ક્ષ્નૂમન:—અ. બ. ય. અહુરૅમ મઝ્દાંમ (જાવત) હુધાઓંઘ્રહો ય૦ હ્વરૅ ક્ષએતૅમ અમૅષૅમ રએમ્ અઉર્વત્-અસ્પૅમ ય૦ અપઓનાંમ વંઘ્રઉહીશ (જાવત) ય૦

## મોહોર રોજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરે:—મોહોર્ યજદ્ બે-રસાદ્.

નાની ક્ષ્નૂમન:—ક્ષ્નૂમઇને અહુરહે મઝ્દાઓ (જાવત) સ્પૅન્તનાંમ, માઓંઘ્રહે ગઓચિથ્રહે ગેઉશ્ચ અએવો-દાતયાઓ ગેઉશ્ચ પૅાઉરૂ-સરૅધયાઓ અ. ના. ય.

વડી ક્ષ્નૂમન:—અ. બ. ય. અહુરૅમ મઝ્દાંમ (જાવત) હુધાઓંઘ્રહો ય૦ માઓંઘ્રહૅમ્ ગઓચિથ્રૅમ ય૦ ગઓમ અએવો-દાતહે ઉરૂનો ફ્રવષિમ ય૦ ગઓમ પૅાઉરૂ-સરૅધહે ઉરૂનો ફ્રવષિમ ય૦ અપઓનાંમ વંઘ્રઉહીશ (જાવત) ય૦

## તીર રોજની ક્ષ્નૂમન.

આજમાં યાદ કરે:—તિશતર તીર રયોમંદ ખરેહોમંદ બે-રસાદ.

નાની ક્ષ્નૂમન:—ક્ષ્નૂમઇને અહુરહે મજ્દાઓ (જાવત) રપૅન્તનાંમ, તિશ્ત્ર્યેહે સ્તારો રએવતો ખરૅનંઘ્ઉહતો, સતવએસહે ક્રાપહે સુરહે મજ્દધાતહે, સ્તારાંમ્ અફ્શ-ચિથ્રનાંમ જૅમસ્-ચિથ્રનાંમ્ ઉર્વરો-ચિથ્રનાંમ મજ્દધાતનાંમ્, વનન્તો સ્તારો મજ્દધાતહે, અવે સ્તારો યોઇ હપ્તોઇરિંગ મજ્દધાત ખરેનંઘ્ઉહન્ત બએષજ્ય અ. ના. ૫.

વડી ક્ષ્નૂમન:—અ. બ. ય. અહુરૅમ્ મજ્દાંમ્ (જાવત) હુધાઑંઘ્હો ય૦ તિશ્ત્રીમ્ સ્તારૅમ્ રએવન્તૅમ ખરૅનંઘ્ઉહન્તૅમ ય૦ સતવએસૅમ્ ક્રાપૅમ સુરૅમ્ મજ્દધાતૅમ્ ય૦ વીસ્પે સ્તારો અફ્શ-ચિથ્ર ય૦ વીસ્પે સ્તારો જૅમસ્-ચિથ્ર ય૦ વીસ્પે સ્તારો ઉર્વરો-ચિથ્ર ય૦ વનન્તૅમ્ સ્તારૅમ મજ્દધાતૅમ ય૦ અવે સ્ત્રેઉશ્ યજમઇદે યોઇ હપ્ત હપ્તોઇરિંગ મજ્દધાત ખરૅનંઘ્ઉહન્ત બએષજ્ય, પઇતિશતાતેએ યાથ્વાંમ્ પઇરિકનાંમ્ચ, અષઑનાંમ વંઘ્ઉહીશ (જાવત.) ય૦

---

## ગોશ રોજની ક્ષ્નૂમન.

આજમાં યાદ કરે:—ગેઉશ ઉર્વ દ્રવાસ્પહે ખોરહે બેરસાદ.[1]

નાની ક્ષ્નૂમન:—ક્ષ્નૂમઇને અહુરહે મજ્દાઓ (જાવત) રપૅન્તનાંમ,

ગેઉશ્ તશ્ને ગેઉશ્ ઉરૂને દ્રવાસ્પયાઓ સૂરયાઓ મજ્દધાતયાઓ અષઑન્યાઓ અ. ના. ય૦

મોટી ક્ષ્નૂમન:—અ. બ. ય અહુરૅમ મજ્દાંમ્ (જાવત) હુધાઑંઘ્હો ય૦

ગેઉશ હુધાઑંઘ્હો ઉર્વાનૅમ ય૦ દ્રવાસ્પાંમ્ સૂરાંમ મજ્દધાતાંમ અષઑનીમ્ ય૦ અષઑનાંમ વંઘ્ઉહીશ (જાવત) ય૦

---

## દએ-પ-મેહેર રોજની ક્ષ્નૂમન.

આજમાં યાદ કરે:—દએ-પ-મેહેર દાદાર વીસ્પએષા અદાફ્રવશ બે-રસાદ.

બન્ને ક્ષ્નૂમનો, દએ-પ-આદર રોજની ક્ષ્નૂમન માફક ભણવી. એમાં ત્રણ યાદ, અને "અવંઘ્હાઓ" તથા "સ્તઓમિ"ના કરદાઓ ભણવા.

---

૧. આ રોજની નીચે પ્રમાણે પણ યાદ કરવામાં આવે છે:—ગોશ યજદ બે-રસાદ.

## મેહેર રોજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરે :—મેહેર્ યજ઼દ મેહેર્ ફ્રાગઍાયોત્ દાવરે રાસ્ત બે-રસાદ્.

નાની ક્ષ્નૂમન :—ક્ષ્નૂમઇને અહુરહે મજ઼દાઓ (જાવત) રપ઼ન્તનાંમ્, મિથ્રહે વૉઉરૂ-ગઍાયઍાઇતોઇશ્ હજ઼ંઘ્રર-ગઍાષહે બઍવરે-ચષ્મનો અઍાખ્તો-નામનો યજ઼તહે રામનો ખ્વાસ્ત્રહે અ. ના. ય.

વડી ક્ષ્નૂમન :—અ. બ. ય. અહુરૅમ્ મજ઼દાંમ્ (જાવત) હુધાઍાંઘ્રહો ય૦ મિથ્રૅમ્ વૉઉરૂ-ગઍાયઍાઇતીમ હજ઼ંઘ્રર-ગઍાષૅમ બએવરૅ-ચષ્મનૅમ્ અઍાખ્તો-નામનૅમ્ યજ઼તૅમ ય૦ રામ ખ્વાસ્ત્રૅમ ય૦ અષઍા-નાંમ્ વંઘ્વહીશ (જાવત) ય૦

---

## સરોશ રોજની ક્ષ્નૂમન.

સરોશ યજ઼દની બાજ આગળ લખી છે તે પ્રમાણે ભણે.

---

## રશ્ને રોજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરે :—રશ્ને રાસ્ત્ યજ઼દ્ બે-રસાદ્.

નાની ક્ષ્નૂમન :—ક્ષ્નૂમઇને અહુરહે મજ઼દાઓ (જાવત) રપ઼ન્તનાંમ્, રષ્નઍાશ્ રજિશ્તહે અર્શ્તાતસ્ચ ફ્રાદત્-ગએથયાઓ વરૅદત્-ગએથ-યાઓ અઍરૅજ઼ૂખ્ધહે વચંઘ્રહો યત્ ફ્રાદત્-ગએથહે અ. ના. ય.

વડી ક્ષ્નૂમન :—અ. બ. ય. અહુરૅમ મજ઼દાંમ (જાવત) હુધાઍાંઘ્રહો ય૦ રષ્નૂમ રજિશ્તૅમ્ ય૦ અર્શ્તાતૅમ્ચ ફ્રાદત્-ગએથાંમ્ વરૅદત્-ગએથાંમ ય૦ અઍરૅજ઼ૂખ્ધૅમ્ વાચિમ યત્ ફ્રાદત્-ગએથૅમ ય૦ અષઍા-નાંમ્ વંઘ્વહીશ (જાવત) ય૦

---

## ફ્રવર્દિન રોજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરે :—ઇન્ ક્ષ્નૂમઇને અર્દાફ્રવશ્ બે-રસાદ્.[1]

નાની ક્ષ્નૂમન :—ક્ષ્નૂમઇને અહુરહે મજ઼દાઓ (જાવત) રપ઼ન્તનાંમ, અષઍાનાંમ ફ્રવષિનાંમ ઉગ્રનાંમ્ અઇવિથૂરનાંમ પઍાઇર્યો-ત્કએષનાંમ ફ્રવષિનાંમ્ નબાનજ઼્દિશ્તનાંમ ફ્રવષિનાંમ્ અઍાખ્તો નામનો યજ઼તહે.

---

1. એ રોજની નીચે પ્રમાણે પણ યાદ કરવામાં આવે છે :—ફ઼રોખ ફ્રવર્દિન ફ્રવશ અશોઆંન બે-રસાદ.

☞(બીજી વાર પઢે) અર્થેમ્ ઐર્યમનેમ આયેસે યેશ્તિ (જાવત) અશૉખ્તો નામનો યજતહે.

આયેસે યેશ્તિ અવંઘ્રહાઓ ફ્રવષયો......

વડી ક્ષ્નૂમન :—અ. બ. ય. અહુરેમ્ મજ્દાંમ્ (જાવત) હુધાઓંઘ્રહો યઠ અષઓનાંમ વંઘ્રઉહીશ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો સ્તઓમિ જ્બયેમિ ઉફ્યેમિ (જાવત); (બાજમાં) હુમત હૂખ્ત હ્વર્શત......

(આ બાજમાં ત્રણ યાદ કરવી તથા "અવંઘ્રહાઓ ફ્રવષયો" તેમજ "સ્તઓમિ"નો કરદો તેની જગ્યા ઉપર ભણવા યાદ રાખવું.)

---

## બેહરાંમ રોજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરે :—બેહરાંમ યજદ પીરોજગર દુશ્મન જદાર અમહે હુતાશ્તહે બે-રસાદ.

નાની ક્ષ્નૂમન :—ક્ષ્નૂમઇને અહુરહે મજ્દાઓ (જાવત) સ્પેન્તનાંમ, અમહે હુતાશ્તહે હુરઓધહે વેરેથ્રઘ્નહે અહુરધાતહે વનઇન્ત્યાઓસ્ચ ઉપરતાતો અ. ના. ય.

વડી ક્ષ્નૂમન :—અ. બ. ય. અહુરેમ મજ્દાંમ (જાવત) હુધાઓંઘ્રહો યઠ અમેમ હુતશ્તેમ હુરઓધેમ યઠ વેરેથ્રઘ્નેમ્ચ અહુરધાતેમ્ યઠ વનઇન્તિમ્ચ ઉપરતાતેમ્ યઠ અષઓનાંમ્ વંઘ્રઉહીશ (જાવત) યઠ

---

## રાંમ રોજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરે :—મીનો રાંમ બે-રસાદ.

નાની ક્ષ્નૂમન :—ક્ષ્નૂમઇને અહુરહે મજ્દાઓ (જાવત) સ્પેન્તનાંમ્, શમનો ખાસ્ત્રહે, વયઓશ ઉપરો-કઇર્યેહે તરધાતો અન્યાઇશ દામાંન, અએતત્ તે વયો યત્ તે અસ્તિ સ્પેન્તો-મઇન્યઓમ, થ્વાષહે ખધાતહે, જરવાનહે અકરનહે, જરવાનહે દરેઘો-ખધાતહે અ. ના. ય.

વડી ક્ષ્નૂમન:—અ. બ. ય. અહુરેમ મજ્દાંમ્ (જાવત) હુધાઓંઘ્રહો યઠ રાંમ ખાસ્ત્રેમ્ યઠ વએમ્ અષવનેમ્ યઠ વએમ્ ઉપરો-કઇરીમ યઠ તરધાતેમ્ અન્યાઇશ દામાંન્. અએતત્ તે વયો યજમઇદે યત્ તે અસ્તિ સ્પેનતો મઇન્યઓમ્, થ્વાષેમ્ ખધાતેમ્ યઠ જરવાનેમ્ અકરનેમ યઠ જરવાનેમ દરેઘો ખધાતેમ યઠ અષઓનાંમ વંઘ્રઉહીશ (જાવત) યઠ

---

## ગોવાદ રોજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરે:—ગોવાદ યજદ બે-રસાદ.

નાની ક્નૂમન:—ક્નૂમઇને અહુરહે મજ્દાઓ (જાવત) સ્પેન્તનાંમ, વાતહે હુધાઑંગ્રહો અધરહે ઉપરહે ફ્રતરહે પસ્ચાંઇથ્યેહે નઇર્યાઓ હાંમ-વૅરૅતોઇશ અ. ના. ય.

વડી ક્નૂમન:—અ. બ. ય. અહુરૅમ મજ્દાંમ (જાવત) હુધાઑંગ્રહો ય૦ વાતૅમ હુધાઑંગ્રહૅમ ય૦ અધરૅમ ય૦ ઉપરૅમ ય૦ ફ્રતરૅમ ય૦ પસ્ચાંઇથીમ ય૦ નઇર્યાંમ હાંમ-વૅરૅતીમ ય૦ અષઑનાંમ વંઘ્રઉહીશ (જાવત) ય૦

## હએ-પ-દીન રોજની ક્નૂમન.

બાજમાં યાદ કરે:—હએ-પ-દીન દાદાર વીસ્પઍષા અર્દાફ્રવશ બે-રસાદ.

જેવી રીતે હએ-પ-આદર રોજની વીસ્પઍષાંમની બાજ ઇજવામાં આવે છે તેવીજ રીતે આ બાજ ઇજવી-યાને ત્રણ યાદ કરવી અને "અવંઘ્રહાઓ ફ્રવષયો" તથા સ્તુમનો કર્દો યાદ રાખી ભણવો.

## દીન રોજની ક્નૂમન.

બાજમાં યાદ કરે:—દીન યજદ બે-રસાદ.

નાની ક્નૂમન:—ક્નૂમઇને અહુરહે મજ્દાઓ (જાવત) સ્પેન્તનાંમ, રજિશ્તયાઓ ચિસ્તયાઓ મજ્દધાતયાઓ અષઑન્યાઓ, દએનયાઓ વંઘ્રહુયાઓ માજ્દયસ્નોઇશ અ. ના. ય.

વડી ક્નૂમન:—અ. બ. ય. અહુરૅમ મજ્દાંમ (જાવત) હુધાઑંગ્રહો ય૦ રજિશ્તાંમ ચિસ્તાંમ મજ્દધાતાંમ અષઑનીમ ય૦ દએનાંમ વંઘ્રઉહીમ માજ્દયસ્નીમ ય૦ અપઑનાંમ વંઘ્રઉહીશ (જાવત) ય૦

## અશીશવંઘ રોજની ક્નૂમન.

બાજમાં યાદ કરે:—મીનો અશીશવંઘ બે-રસાદ.

નાની ક્નૂમન:—ક્નૂમઇને અહુરહે મજ્દાઓ (જાવત) સ્પેન્તનાંમ, અષોઇશ વંઘ્રહુયાઓ, ચિસ્તોઇશ વંઘ્રહુયાઓ, ઍરૅથે વંઘ્રહુયાઓ, રસાંસ્તાતો વંઘ્રહુયાઓ, ખરૅનંઘ્રહો સવંઘ્રહો મજ્દધાતહે, પારૅન્દયાઓ રઑરથયાઓ, અઇર્યનાંમ ખરૅનો મજ્દધાતનાંમ, કાવયેહેચ ખરૅનંઘ્રહો મજ્દધાતહે, અખરેતહેચ ખરૅનંઘ્રહો મજ્દધાતહે, જરથુશ્ત્રહેચ ખરૅનંઘ્રહો મજ્દધાતહે, અ. ના. ય.

વડી ક્ષ્નૂમન—અ. બ. ય. અહુરૅમ મઝ્દાંમ્ (જાવત) હુધાઓંઘ્રહો યઝ અષીમ્ વંઘ્રઉહીમ્ યજમઇદે ક્ષોઇથ્નીમ્ બૅરૅજઇતીમ્ અમવઇતીમ્ હુરઓધાંમ્ ખાપરાંમ. ખરૅનો મઝ્દધાતૅમ્ યઝ સવો મઝ્દધાતૅમ્ યઝ પારૅન્દીમ્ રઑરથાંમ્ યઝ અઇર્યનૅમ ખરૅનો મઝ્દધાતૅમ્ યઝ ઉગ્રૅમ કવએમ્ ખરૅનો મઝ્દધાતૅમ યઝ ઉગ્રૅમ અખરૅતૅમ્ ખરૅનો મઝ્દધાતૅમ્ યઝ જરથુશ્ત્રહે ખરૅનો મઝ્દધાતૅમ યઝ અષઓનાંમ્ વંઘ્રઉહીશ્ (જાવત) યઝ

---

## આશતાદ રોજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરે:—આશતાદ્ યજ્દ બે-રસાદ.

નાની ક્ષ્નૂમન:—ક્ષ્નૂમઇને અહુરહે મઝ્દાઓ (જાવત) સ્પૅન્તનાંમ્, અર્શ્તાતો ફ્રાદત્-ગએથહે, ગરોઇશ્ ઉષિ-દરૅનહે મઝ્દધાતહે અષ-ખાથ્રહે અ. ના. ય.

વડી ક્ષ્નૂમન:—અ. બ. ય. અહુરૅમ મઝ્દાંમ (જાવત) હુધાઓંઘ્રહો યઝ અર્શ્તાતૅમ ફ્રાદત્-ગએથૅમ યઝ ગઇરીમ્ ઉષિ-દરૅનૅમ મઝ્દધાતૅમ અષ-ખાથ્રૅમ્ યજતૅમ યઝ અષઓનાંમ વંઘ્રઉહીશ (જાવત) યઝ

---

## આસ્માંન રોજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરે :—મીનો આસ્માંન્ બે-રસાદ્.

નાની ક્ષ્નૂમન :—ક્ષ્નૂમઇને અહુરહે મઝ્દાઓ (જાવત) સ્પૅન્તનાંમ્, અષ્નો બૅરૅજતો સૂરહે વહિશ્તહે અંઘ્રહેઉશ અષઓનાંમ રઓચંઘ્રહો વીસ્પો-ખાથ્રો અ. ના. ય.

વડી ક્ષ્નૂમન :—અ. બ. ય. અહુરૅમ મઝ્દાંમ (જાવત) હુધાઓંઘ્રહો યઝ અસ્મનૅમ્ ખન્વન્તૅમ યઝ વહિશ્તૅમ અહૂમ્ અષઓનાંમ્ યજમઇદે રઓચંઘ્રહેમ વીસ્પો-ખાથ્રૅમ. અષઓનાંમ્ વંઘ્રઉહીશ (જાવત) યઝ

---

## જમ્યાદ રોજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરે :—જમ્યાદ્ યજદ્ બે-રસાદ્.

નાની ક્ષ્નૂમન :—ક્ષ્નૂમઇને અહુરહે મઝ્દાઓ (જાવત) સ્પૅન્તનાંમ્, જૅમો હુધાઓંઘ્રહો યજતહે, ઇમાઓ અસાઓ, ઇમાઓ ષોઇથ્રાઓ, ગરોઇશ ઉષિ-દરૅનહે મઝ્દધાતહે અષ-ખાથ્રહે, વીસ્પએષાંમ્ચ ગઇરિનાંમ અષ-ખાથ્રનાંમ્ પૅાઉરૂ-ખાથ્રનાંમ મઝ્દધાતનાંમ્, કાવયેહેચ ખરૅનંઘ્રહો મઝ્દધાતહે, અખરૅતહેચ ખરૅનંઘ્રહો મઝ્દધાતહે, અ. ના. ય.

વડી ક્ષ્નૂમન :—અ. બ. ય. અહુરૅમ મજ઼્દાંમ (જાવત) હુધાઑંઘ્હો ય૦ જાંમ્ હુધાઑંઘ્હેમ્ યજ઼તૅમ્ ય૦ ઇમાઑ અસાઑ ઇમાઑ શોઇથ્રાઑ ય૦ ગઓઇરીમ્ ઉષિ-દરૅનૅમ્ મજ઼્દધાતૅમ્ અષ-ખ્રાથ્રૅમ્ ય૦ વીસ્પાઑ ગરયો અષ-ખ્રાથ્રાઑ પૉઉરૂ-ખ્રાથ્રાઑ મજ઼્દધાત અષવન અષ્હે રતવો ય૦ ઉગ્રૅમ્ કવઍમ ખરૅનો મજ઼્દધાતૅમ્ ય૦ ઉગ્રૅમ અખ્વરૅતૅમ ખરૅનો મજ઼્દધાતૅમ ય૦ અમષ્ઑનાંમ્ વંઘ્હ્વીશ્ (જાવત) ય૦

---

## મારેસ્પંદ રોજની ક્ષ્નૂમન.

ખાજમાં યાદ કરે :—મીનો મારેસ્પંદ્ બે-રસાદ્.

નાની ક્ષ્નૂમન:—ક્ષ્નૂમઇને અહુરહે મજ઼્દાઑ (જાવત) સ્પૅન્તનાંમ્, માંથ્રહે સ્પૅન્તહે અષઑનો વૅરૅજ઼્યંઘ્હહે, દાતહે વી-દએવહે, દાતહે જ઼રથુસ્ત્રોઇશ્, દરૅઘયાઑ ઉપયનયાઑ, દએનયાઑ વંઘહુયાઑ માજ઼્દયસ્નોઇશ્, જ઼રજ઼્દાતોઇશ્ માંથ્રહે સ્પૅન્તહે, ઉષિ-દરૅથ્રેમ દએનયાઑ માજ઼્દયસ્નોઇશ્, વએધીમ્ માંથ્રહે સ્પૅન્તહે, આસ્નહે ખ્રથ્વો મજ઼્દધાતહે, ગઓષો-સ્રૂતહે ખ્રથ્વો મજ઼્દધાતહે અ. ના. ય.

વડી ક્ષ્નૂમન:—અ. બ. ય. અહુરૅમ મજ઼્દાંમ (જાવત) હુધાઑંઘ્હો ય૦ માંથ્રેમ્ સ્પૅન્તૅમ અશ્-ખરૅનંઘ્હૅમ ય૦ દાતૅમ્ વીદાયુમ્ ય૦ દાતૅમ્ જ઼રથુશ્ત્રિ ય૦ દરેઘાંમ્ ઉપયનાંમ ય૦ દએનાંમ્ વંઘ્હુઈમ માજ઼્દયસ્નીમ્ ય૦ જ઼રજ઼્દાઇતીમ માંથ્રૅમ્ સ્પૅન્તૅમ્ ય૦ ઉષિ-દરૅથ્રૅમ્ દએનાંમ્ માજ઼્દયસ્નીમ ય૦ વએધીમ્ માંથ્રૅમ સ્પૅન્તૅમ ય૦ આસ્નૅમ ખ્રતૂમ મજ઼્દધાતૅમ ય૦ ગઓષો-સ્રૂતૅમ્ ખ્રતૂમ્ મજ઼્દધાતૅમ ય૦ અષઑનાંમ વંઘ્હ્વીશ્ (જાવત) ય૦

---

## અનેરાંન રોજની ક્ષ્નૂમન.

ખાજમાં યાદ કરે:—મીનો અનેરાંન્ બે-રસાદ્.

નાની ક્ષ્નૂમન:—ક્ષ્નૂમઇને અહુરહે મજ઼્દાઑ (જાવત) સ્પૅન્તનાંમ્, અનઘ્રનાંમ્ રઓચંઘ્હાંમ ખ્વધાતનાંમ, રઑક્ષ્નહે ગરો-ન્માનહે, મિસ્વાનહે ગાત્વહે ખ્વધાતહે, ચિન્વત્-પૅરૅતૂમ મજ઼્દધાતાંમ્ અ. ના. ય.

વડી ક્ષ્નૂમન:—અ. બ. ય. અહુરૅમ મજ઼્દાંમ (જાવત) હુધાઑંઘ્હો ય૦ અનઘ્ર રઑચાઑ ખ્વધાતાઑ ય૦ રઑક્ષ્નૅમ્ ગરો-ન્માનૅમ્ ય૦ મિસ્વાનૅમ ગાતૂમ ખ્વધાતૅમ ય૦ ચિન્વત્-પૅરૅતૂમ્ મજ઼્દધાતાંમ ય૦ અષઑનાંમ્ વંઘ્હ્વીશ્ (જાવત) ય૦

---

## અરજો યજદની બાજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરેઃ—અરજો યજદ બે-રસાદ.

નાની ક્ષ્નૂમનઃ—ક્ષ્નૂમઇને અહુરહે મજદાઓ (જાવત) રેવન્તનાંમ્, ઍરજતો અહુરહે નફેધ્રો અપાંમ અપરચ મજદધાતયાઓ અ. ના. ય.

વડી ક્ષ્નૂમન :—અ. બ. ય. અહુરેંમ મજદાંમ (જાવત) હુધાઓંઘ્રહો ય० ઍરજંતેમ અહુરેંમ ક્ષથ્રીમ ક્ષએતેંમ અપાંમ નપાતેંમ અઉર્વત્-અસ્પેંમ યજમઇદે० અપેંમચ મજદધાતાંમ અષઓનીમ ય० અષઓનાંમ વંઘ્રહિહીશ (જાવત) ય०

---

## હોમ યજદની બાજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરેઃ—હોમ્ યજદ બે-રસાદ

નાની ક્ષ્નૂમનઃ—ક્ષ્નૂમઇને અહુરહે મજદાઓ (જાવત) રેવન્તનાંમ્, હુઓમહે અષવજંઘ્રહો અ. ના. ય.

વડી ક્ષ્નૂમનઃ—અ. બ. ય. અહુરેંમ્ મજદાંમ (જાવત) હુધાઓંઘ્રહો ય० હુઓમેંમ જાઇરીમ્ ઍરજંતેમ ય० હુઓમેંમ ફ્રાષ્મીમ્ ફ્રાદત્-ગએથેંમ ય० હુઓમેંમ દૂરઓષેંમ ય० અષઓનાંમ્ વંઘ્રહિહીશ (જાવત) ય०

---

## દહમ યજદની બાજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરેઃ - દહમ્ યજદ વીસ્પએષા અર્દાફ્રવશ બે-રસાદ.

નાની ક્ષ્નૂમનઃ—ક્ષ્નૂમઇને અહુરહે મજદાઓ (જાવત) રેવન્તનાંમ્, દહ્માયાઓ વંઘ્રહુયાઓ આફ્રિતોઇશ, ઉઘ્રાઇ દામોઇશ્ ઉપમનાઇ, વીસ્પએષાંમ (જાવત) ફ્રવષિનાંમ અઓખ્તો નામનો યજતહે.

(ક્ષ્નૂમન બે વાર ભણી "અવંઘ્રહાઓ ફ્રવષયો" ભણે.)

વડી ક્ષ્નૂમનઃ—અ. બ. ય. અહુરેંમ મજદાંમ (જાવત) હુધાઓંઘ્રહો ય० દહ્માંમ્ વંઘ્રહિહીમ્ આફ્રિતીમ્ ય० ઉગ્રેંમ તખ્મેંમ દામોઇશ ઉપમનેંમ યજતેંમ્ ય० વીસ્પેંમચ અષવનેંમ (જાવત) યજતેંમ ય० અષઓનાંમ્ વંઘ્રહિહીશ... ...ફ્રવષયો સ્તઓમિ જબયેમિ ઉફ્યેમિ......

---

## પંથ યજદની બાજની ક્ષ્નૂમન.

[નોંધ:—આગલા વખતમાં લોકો જ્યારે દૂર દેશાવરની મુસાફરીએ જતા હતા ત્યારે આ પંથ યજદ[1]ની બાજ ધરવામાં આવતી હતી, કે જેથી મુસાફરી આસાન નીવડે. આ પંથ શબ્દનો અર્થ અવસ્તાના પથન=path યાને કે માર્ગ, રાહ, રસ્તો, એમ થાય છે. ખોરશેદ ન્યાએશમાં સીધા રસ્તાને યાદ કરવામાં આવ્યો છે. (પથાંમ ખાસ્તાઇતીમ્ યજમઇદે) અને અવસ્તામાં "અએવો પંતાઓ યો અષહે વીસ્પે અન્યેષાંમ્ અપંતાંમ" યાને કે "માર્ગ માત્ર એકજ છે, તે અશોઇનો છે, બીજા સઘળા માર્ગો ખોટા છે" એવું વાકય મળે છે. ત્યારે રસ્તામાં કોઇક ફરેસ્તો આપણી નેગેહબાની કરે છે એ વિચાર ઉપરથી જે ફરેસ્તો માર્ગમાં નેગેહબાની કરતો તેનું નામ પંથ યજદ રાખવામાં આવ્યું છે. હાલમાં આ બાજ કદાચજ ધરવામાં આવે છે.]

બાજમાં યાદ કરે:—પંથ ખાસ્તાઇતે જરનુમંત્ સૂરહે વીસ્પએષા અર્દાફ્રવશ બે—રસાદ.

નાની ક્ષ્નૂમન:—ક્ષ્નૂમઇને અહુરહે મજ્દાઓ (જાવત) રએન્તનાંમ્, અમહે હુતાશ્તહે હુરઓધહે, વૅરેથ્રઘ્નહે અહુરધાતહે, વનઇનત્યાઓસ્ચ ઉપરતાતો, પથાંઇત્યાઓ ખાસ્તાઇત્યાઓ જરૅનુમન્તહે સૂરહે, સઓકન્તહે ગરોઇશ મજ્દધાતહે, વીસ્પએષાંમ (જાવત) ફ્રવષિનાંમ્ અઓખ્તો નામનો યજતહે.

(ક્ષ્નૂમન બે વાર ભણી અવંઘ્નહાઓ ફ્રવષયો." ભણો).

વડી ક્ષ્નૂમન:—અ. બ. ય. અહુરૅમ મજ્દાંમ (જાવત)૦ અમૅમ હુતશ્તૅમ્ હુરઓધૅમ ય૦ વૅરેથ્રઘ્નૅમ અહુરધાતૅમ્ ય૦ વનઇન્તીમ્ચ ઉપરતાતૅમ્ ય૦ પથાંમ્ ખાસ્તાઇતીમ્ ય૦ જરનુમન્તૅમ્ સૂરૅમ્ ય૦ સઓકન્તૅમ્ ગઇરીમ મજ્દધાતૅમ ય૦ વીસ્પૅમ્ચ અષવનૅમ્ (જાવત) યજતૅમ ય૦ અષઓનાંમ વંઘુઉહીશ .....ફ્રવષયો સ્તઓમિ જ્બયેમિ ઉફ્યેમિ......

---

## નઇર્યોસંઘ યજદની બાજની ક્ષ્નૂમન.

[નોંધ:—આ બાજ માટે બહેદીન દાદાભાઇ કાવસજીની કેતાબમાં લખ્યું છે કે "આએ બાજ કધી મોબેદો ધરતા નથી." આ બાજ હાલમાં પણ ધરવામાં આવતી નથી જોકે ઘણાક આગલા વખતમાં એ બાજ ધરવામાં આવતી હતી.

---

[1] આ પંથ યજદ રસ્તાઓ ઉપર ચોકાસી રાખનાર યજદ છે તે કોઇજ નહીં પણ બેહરાંમ યજદ છે. એની ક્ષ્નૂમન ઉપરથી માલમ પડે છે કે પંથ (યાને રસ્તા)ને બેહરાંમ યજદ સાથેજ જોડયો છે. જુઓ પહલવી ખોરદેહ અવસ્તા (બ. ન. ધાભરની, પા. ૧૭૩ ફકરા ૪૪–૪૫) જ્યાં બેહરાંમ યજદની ક્ષ્નૂમનથી પંથ યજદની બાજ ધરવા જણાવ્યું છે. આ પંથ યજદની બાજને ફારસીમાં "દરૂને સફર" એટલે મુસાફરીની બાજ અથવા 'દરૂને રાહ" યાને રસ્તાની બાજ પણ કહે છે.

**નૈર્યોસંઘ** એ એક ફરેસ્તાનું નામ છે જેને **દાદાર અહુરમજદ**નાં કાસદ તરીકે ઓળખવામાં આવ્યો છે. અને એની યાદ અવસ્તામાં ઘણીક જગ્યાએ કરવામા આવે છે. આ ફરેસ્તો એક આતશ ઉપર મુવક્કલ છે જેને પાદશાહોની નાભના આતશ તરીકે ઓળખવામાં આવે છે. વળી એને **મિથ્રનો** હમશરીક પણ ગણ્યો છે. વેદનો **નરાશાંસ** નામનો આતશ જેને પણ ઇશ્વરના કાસદ તરીકે ગણવામાં આવે છે તે આ નૈર્યોસંઘ યજદને મળતો છે.

વળી આગલા વખતમાં આ બાજ ઇજવામાં આવતી હતી, તેનું નીચલું પણ એક કારણ હોવું જોઇએ:–તે આ કે, **અખ્ત** નામના એક **અહેરેમન**ની શકિતવાલા બુરા જાદુગરે, એવો પેશો એખત્યાર કર્યો હતો કે તે અમુક ભેદી સવાલો **યજદાંન**ના તરીકા ઉપર ચાલનાર શખ્સને પૂછતો, અને જો તેના જવાબ કોઇ આપી નહિ શકતું તો તેની ગરદન ઉરાડી નાખવામાં આવતી. કહે છે કે એને પોતાના સવાલોનાં જવાબને માટે નવસો દસ્તુર મોબેદોને, તથા અશો જરથોસ્ત સાહેબની પહેડીથી ઉતરી આવેલી પરહેજગાર નવ ઓરતોને પણ મારી નાખી હતી.

પણ ત્યારપછીથી **"ગોશ્તે ફ્રયાન"** નામના એક ઘણાજ દાનાવ અને પરહેજગાર મોબેદે તે બુરા જાદુગરનાં ૩૩) સવાલો (આવાં યશ્ત મુજબ ૯૯ સવાલો હતા, જેમાંથી હાલ ૩૩ સવાલો બચેલા મોજુદ છે) ના જવાબો આપ્યા હતા. જો કે તેત્રીસમો જવાબ **ગોશ્તે ફ્રયાન** આપી નહિ શકવાથી, કુદરતી હાજતે જવાનું જણાવી, બહાર જઇ "રંઘાહ" નામની નદીનાં કીનારા ઉપર આંવાં અરદવી સૂરની બંદગી કીધી અને એઓની બંદગી પાક પરવરદેગારે કબુલ રાખી, અને કોઇક છુપી શક્તિએ પેલા ૩૩ માં સવાલનો જવાબ કહી સમજાવ્યો. પણ **ગોશ્તે ફ્રયાને** વિચાર કીધો, કે કોઇ બુરી શક્તિ કદાચને મને ભમાવતી હશે, તેથી જો કોઇ જાહેરમાં આવીને મને કહે તો હું તેનું કહેવું માન્ય રાખું. આથી પાક ખુદાવંદતાલાના હોકમથી **"નૈર્યોસંઘ"** યજદે હાજર થઇ પેલા સવાલનો જવાબ આપ્યો, અને પેલા બુરા જાદુગરને અમુક ત્રણ સવાલો પૂછવાને જણાવ્યું. આથી **ગોશ્તે ફ્રયાને** નૈર્યોસંઘ યજદનાં ફરમાન અનુસાર ચાલી, પેલા બુરા જાદુગરને મહાત કર્યો અને "બરસમદાંન"ની છુરી (પાવમેહેલનાં કામમાં ઐવ્યાંઑઘન વિ. કાપી લાવવાને માટે વપડાતું આલાત યાને હથીઆર)થી તેનું સર ઉડાવી દીધું. **ગોશ્તે ફ્રયાન**નાં આ કામ માટે, એઓની ફ્રવષીને ફ્રવર્દિંન યશ્તમાં યાદ કરવામાં આવી છે; તેમજ નૈર્યોસંઘ યજદની પણ અલાહેદી આરાધના આગલા વખતમાં કરવામાં આવતી હશે.

[ જુઓ "જરથોશ્તી ધર્મમાં ત્રણનાં આંકની ખુબી", મોબેદ કેરશાસ્પ જામાસ્પજી કાતરક કૃત (પા. ૭૪–ફ. ૨૨૬) તથા અર્દાવીરાફ નામાંનાં વધારામાં **ગોશ્તે ફ્રયાન**ની બાબદ વિષે (પા. ૫૭) ]

બાજમાં યાદ કરે:—નઇર્યોસંઘ યજદ બે–રસાદ.

**નાની ક્ષ્નૂમન:—ક્ષ્નૂમઇને અહુરહે મઝ્દાઓ (જાવત) સ્પેંન્તનાંમ, ક્ષથ્રો–નફ્ક્ષ્રો નઇર્યોસંઘહહે યજતહે અ. ના. ચ.**

વડી ક્ષ્નૂમનઃ—અ. બ. ય. અહુરૅમ્ મજ઼દાંમ (જાવત) હુધાઑંઘ્રહે યઽ ક્ષથ્રેમ્-નફ્રૅમ્ નઇર્યોસંઘ્રહૅમ્ યજતૅમ્ યઽ અપઑનાંમ્ વંઘ્રઉહીશ (જાવત) ફ્રવષયો યઽ

---

## હપ્તોઇરિંગ યજદની બાજની ક્ષ્નૂમન.

[નોંધ—આ બાજ હાલમાં ધરવામાં આવતી નથી પણ અસલના વખતમાં જ્યારે Astronomy અને Astrology, યાને કે ખગોળ વિદ્યા અને જ્યોતિષ વિદ્યાને લોકો ઘણાજ માનની નજરથી જોતા હતા અને તે ઉપર પૂર વિશ્વાસ મૂકતા હતા તે વખતે આ બાજ ઇજવામાં આવતી હતી.

આ બાજ **તીર** રોજે ધરી શકાય છે. આ હપ્તોઇરિંગ યજદ પૃથ્વિની ચહારો દિશાના પાસબાન યજ઼દોમાંનો એક છે. પૃથ્વિની દિશા ઉપર ચાર યજ઼દો તેશ્તર, વનંત, સતવસ અને હપ્તોઇરિંગને પાસબાની કરવાને નેમવામાં આવ્યા છે. આકાશના ૪) મુખ્ય સેતારામાંનો એ એક છે જે ઉત્તર દિશાની નેગેહબાની રાખે છે. એના હમકારો તીશ્તર, વનંત અને સતવેસ છે. એ સેતારો Ursa Major ના નામથી ઓળખાય છે અને સંસ્કૃતમાં એને સપ્તર્ષિ કહે છે જે આપણાં અવસ્તાના બોલ સાથે બરાબર મળતો આવે છે. પહલવી લખાણો પ્રમાણે ઉત્તર દિશા તરફ દેવોનું રહેઠાંણ હોવાથી ત્યાં એ સેતારાને નેગેહબાન તરીકે રાખ્યો છે, કે જેથી કરીને દેવો દોજખમાંથી બહાર નીકળી આ દુન્યામાં આવી શકે નહી.]

બાજમાં યાદ કરેઃ—અવે-સ્તારો હપ્તોઇરિંગ યજદ બે-રસાદ.

નાની ક્ષ્નૂમનઃ—ક્ષ્નૂમઇને અહુરહે મજ઼દાઑ (જાવત) સ્પૅન્તનાંમ, અવે-સ્તારો યોઇ હપ્તોઇરિંગ મજ઼દધાત ખરૅનંઘ્રઉહન્ત બએષજય અ. ના. ય.

વડી ક્ષ્નૂમનઃ—અ. બ. ય. અહુરૅમ્ મજ઼દાંમ્ (જાવત) હુધાઑંઘ્રહે યઽ અવે-સ્ત્રેઉશ યોઇ હત હપ્તોઇરિંગ મજ઼દધાત ખરૅનંઘ્રઉહન્ત બએષજય, પઇતિશતાતેએ યાથ્વાંમ્ પઇરિકનાંમ્ચ, અપઑનાંમ્ વંઘ્રઉહીશ (જાવત) યઽ

---

## વનંત યજદની બાજની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરેઃ—વનંત સતરૂ યજદ અહુરમજ઼દ દથ અપવ અપહે રદ બે-રસાદ.

નાની ક્ષ્નૂમનઃ—ક્ષ્નૂમઇને અહુરહે મજ઼દાઑ (જાવત) સ્પૅન્તનાંમ, વનંતો સ્તારો મજ઼દધાતહે અ. ના. ય.

વડી ક્ષ્નૂમન:—**અ. બ. ય. અહુર્રમ્ મજ્દાંમ્ (જાવત) હુધાઍંઘ્રહો ૫૦ વનંતમ્ સ્તારૅમ મજ્દધાતૅમ ૫૦ અષઍાનાંમ્ વંઘ્રઉહીશ (જાવત) ૫૦**

---

## વનંત યજદની બાજ, રોજ ૧ લો હોરમજદ, માહ ૧ લો ફ્રવર્દિન એ દીને હાવન ગેહમાં ઇજે છે તેની ક્રિયા.

[**નોંધ**:—ફ્રવરદીન મહિનો અને અહુરમજ્દ રોજે આ બાજ પ્રજવામાં આવે છે. એને વનોતની બાજ પણ કહે છે. કેટલીક જગ્યાએ ૭ તાએની બરૅસ્મન ખજુરીની પાંદડીથી બાંધવામાં આવે છે. આ વનંત યજ્દની બાજ ધરતી વેળા હાથમાં નવ-ગરેહ યાને નવ ગાંઠની લાકડી યા લોખંડની ચમચ પકડવામાં આવે છે અને જ્યાં જ્યાં વનંત યજ્દની ક્ષ્નૂમન ભણવામાં આવે છે ત્યાં લાકડી પથ્થર ઉપર મારવામાં આવે છે. અને બાજ ધરી રહ્યા પછી એની ચાસ્ની બેજ દરૂનની થાય છે. એક દરૂન અને એક ફ્રસસ્ત મલી બે દરૂનની ચાર ચાશ્ની છરીથી કાપીને કરવામાં આવે છે.

વનંત સેતારાનું નાંમ એના કામ ઉપરથી રાખવામાં આવ્યું છે. વનંત એટલે મારનાર. "શીકંદ ગુમાની" પ્રમાણે એ ખરફ્સ્તરોનો મારનાર છે. "મીનો–ખેરદ" પ્રમાણે તે અલબુર્ઝ પહાડના દરવાજાઓનો નેગેહબાન છે જેથી દેવ, દરૂજો વગેરે ત્યાંથી પાછા ફરે અને સુર્ય, ચંદ્ર તથા સેતારાઓના માર્ગમાં એ દેવો હરકત કરે નહીં. વનંત યશ્ત પ્રમાણે પણ વનંત યજ્દ ખરફ્સ્તરોને મારે છે તેથી એ યશ્ત ભણતી વખતે હાથે તાલી પાડવામાં આવે છે. એ દેવોને દફે કરનારો હોવાથી વનંતની બાજ ધરતાં પણ દેવને કુટવામાં આવે છે. એ તેશ્તરનો સાથી છે અને તીર યશ્તમાં તેશ્તરના સાથીઓ સાથે ચારે મુખ્ય સેતારાઓને યાદ કીધા છે.

વનંતની બાજ ધરીને દરૂનની જે ચાસ્ની કરવામાં આવે છે તે આ ચાર સેતારાઓની આપણને યાદ આપે છે. તે એમ કે વનંતની બાજ ધરી રહ્યા પછી ૧) દરૂન અને ૧) ફ્રસસ્ત મલીને ૨) દરૂનની ૪) ચાસ્ની કરવામાં આવે છે.

(દસ્તુર ખુરશેદજી પાવરી પોતાના જરથોશ્તી સાહિત્ય અભ્યાસ, ભાગ ૨ જો (પા. ૨૦૬–૧૧)માં કહે છે કે વનંતની બાજમાં એકજ દરૂનની ૪) બાજુથી ૪) દીશાથી ચાસ્ની થાય છે, તે ભુલ છે. કારણ કે નવસારીવાલાઓનો અવ્વલથી કાયદો છે કે ૨) દરૂનની ૪) ચાસ્ની કરવી).

વળી એજ વનંતના દરૂનને કાપવાની ક્રિયા જેને આપણા મોબેદો સાધારણ રીતે "વનોત કાપવી" કહે છે ત્યાં ૧) યથા ભણી જે ૨) દરૂનની ચાશ્ની કીધી તે સાથે લઇ તેના છુરીથી ૪) ભાગ કરે છે, અને કેટલાકો એકેક દરૂન લઈ **"રયઓથનનાંમ"** ભણતાં તેના છુરીથી ૪) ભાગ કરે છે.

વળી નવસારીમાં વનંત યજદનું અનજુમનનું જશન અપવિસ્રુથ્રેમ ગાહમાં નવાં વરસને દહાડે કરવામાં આવે છે, કારણ કે તે દહાડે વનંત પશ્ચિમમાં દેખાવ દે છે.

વનંત વિષે એક બાબદ અત્રે યાદ રાખવાની જરૂર છે. બુનદહેશના બીજા બાબમાં એને દક્ષિણનો સેતારો ગણ્યો છે અને તે મુજબ કેટલાકો પોતાની ગણત્રી કરે છે તે ભુલ ભરેલું છે. મોટી બુનદહેશમાં વનંતને પશ્ચિમ દીસાનો મવક્કલ સેતારો ગણવામાં આવ્યો છે તે સહી છે. એ વિષે જુઓ માનવંત શેઠ મનચેરજી પેસ્તનજી ખરેઘાટનો "સર જમશેદજી જીજીભાઇ મદ્રેસા જ્યુબીલી વોલ્યુમ"માં આવેલો વિદ્વતા ભરેલો રસાલો:—"The Identity of some Heavenly Bodies mentioned in the old Iranian writings"–pp. 116–58.

જુઓ દારાબ હોરમજ્યારની રવાયત (વાલમ ૧–પાનું ૩૬૪): એમાં કહે છે કે રોજ ૧ લો, માહ ૧ લાની રાતે અપવિસ્રુથ્રેમ ગાહમાં વનંત યજદનું આફ્રરંગાન કરવું.]

પ્રથમ બરેશ્નૂમવાલા મોબેદ ખુબ કરીને દરૂન ઇજવાને માટે બરેસ્મન બાંધે તે વખતે બરેસ્મનની સાથે લોહોડાંના હાથાની છરી ૧) પાવ કરી પોતાના હાથમાં રાખે. પછી શરેશ્તા મુજબ દરૂન માંડે અને તેની પાસે એક તરફ છરી મુકે. ત્યારપછી નવગરેહની લાકડી લાવી પોતાની પાસે મુકે. ડાબા હાથમાં બરેસ્મન પકડે અને જમણો હાથ અવાવ કરી તે હાથમાં નવ ગરેહની લાકડી પકડે. ત્યારપછીથી બાજમાં યાદ કરી, "બરેસ્મન" નો હા ભણવાનું શરૂ કરે અને રોજ માહ સુધી ભણે ત્યાંવેર બુઆંન ઉપર લાકડી થોકયા કરે. ત્યારપછી લાકડી થોકવાની બંધ કરે અને જ્યારે "બરેથેમ ય્યજહેમ"થી ભણે ત્યારે પાછી થોકવાની શરૂ કરે તે બાજ ધરણાના બીજા હામાં યાને "ઇમ હુમતાચ"માં રોજ, માહ ભણે ત્યાં સુધી થોકયા કરે. અહીં લાકડી થોકવાની બંધ કરી ફરી પાછું જ્યારે ક્ષ્નૂમન ભણવાની આવે ત્યાંથી થોકવાનું શરૂ કરે તે "યંઘ્રહે હાતાંમ" ભણી રહે ત્યાં સુધી થોકે. ત્રીજે હા યાને "ઇથા આઅત યજમઇદે" ભણતી વખતે લાકડી થોકવી બંધ કરે અને ચોથા હા યાને "દથ્વાઓંઘ્રહેમ"થી પાછી લાકડી થોકવાની શરૂ કરી રોજ, માહ, ભણે ત્યાં સુધી થોકે. ત્યારપછી વળી પાછી ક્ષ્નૂમન ભણે ત્યારે થોકે તે બાજ ધરણાનાં પાંચમા હા યાને "અપય દથાંમિ"માં રોજ, માહ, ભણે ત્યાં સુધી થોકે. વલી પાછું અહીંથી લાકડી થોકવાની બંધ કરે તે જ્યારે "અપય દથાંમિ બરેથેમ ય્યજહેમ"થી ભણે ત્યારથી થોકવાની શરૂ કરે. અને જ્યારે બાજમાં યાદ કરે ત્યારે લાકડી થોકવાની મોકુફ રાખે. વળી પાછું મગટ ભણતી વખતે શરૂ કરે તે જ્યારે બાજ ધરણાના છથા હા યાને અષેમ વોહૂ ૩; અપય દથાંમિ"માં "અએસ્મ બઓઇધી" ભણે ત્યાં સુધી થોકે. પછીથી લાકડી થોકવાની બંધ કરે અને નવગરેહ હાથમાંથી મુકી દે.

ત્યાર બાદ હાથ પાવ કરી 'ફ્રસસ્ત' લઈને આગલ લખ્યા મુજબ ક્રિયા કરે અને "અમેષ સ્પેન્તે"થી "૩) અષેમ વોહૂ" સુધી ભણી હાથમાંથી બરસ્મન કળશ્યામાં મુકી, જમણા હાથમાં છરી પકડી, નીચે પ્રમાણે ચાશ્ની કરે:[1]

૧) ગોશોદો મુકેલા નામવાલા પહેલા દરૂનને છરીથી અગ્નિ ખુણા તરફથી કાપી, ગોશોદો લઇ ચાશ્ની કરે.

૨) ડાબા હાથ તરફના આગલા ફ્રસસ્તને નૈરૃત્ય ખુણા તરફથી કાપી, ગોશોદો લઇ ચાશ્ની કરે.

૩) ત્યારપછી વળી પાછો પહેલોજ નામવાલો દરૂન લઇ તેને વાવ્ય ખુણા તરફથી કાપી, ગોશોદો અને આપે લઇ ચાશ્ની કરે.

૪) આજ પ્રમાણે આગલનાજ ફ્રસસ્તને ઇશાન ખુણેથી કાપી, ગોશોદો તથા આપે લઇ ચાશ્ની કરે[2]

૫) છેલ્લી ચાશ્ની ઉર્વર ને છરીએ કાપીને તેની સાથે ગોશોદો અને આપે લઈ કરે.

---

૧. વનોતની બાજનાં દરૂનની ચાશ્ની કરવાનો નકશો.




૨. દસ્તુર એરચજી જણાવે છે કે મરહુમ દસ્તુર એદલજી સંજાણાએ પોતાની "વજરકર્દ દીની"માં આ વનંત યજદના ૪) દરૂનની ૪) ચાસ્ની કરવા જણાવ્યું છે તે ખોટું છે.

ઉપર પ્રમાણે એકજ દરૂનની બે તથા એકજ ફ્રસસ્તની બે, એમ બે દરૂનની ચાર ચાશ્ની કરે. એટલે વનંત યજદની બાજ ઇજવાની ક્રિયા ખલાસ થઇ.[1]

## બાજ વનોત કાપવાની

(ઉપર પ્રમાણે બાજ ઇજી, બાજ મૂકી કુસ્તી કરી, તેજ પાવીમાં ઉભા રહી વનોત કાપવા માટે નીચે મુજબ બાજ લેવી.)

ક્ષનઑથ્ર અહુરહે મજ્દાઓ અષેમ વોહૂ ૧.

૫ નામે યજ્દાંન્ અહુરમજ્દ ખોદાએ અવજ્નૂની ગુરૂજે ખોરેહ અવઝાયાદ્ વનંત્ સતર યજદ્ અહુરમજ્દ દથ અષવ અષહે રદ્ બે-રસાદ્. અજ્ હમા ગુનાહ .. .........૫ પતેત્ હોમ૦ ક્ષનઑથ્ર અહુરહે મજ્દાઓ તરોઇદીતે.......સ્તઑમિ અષેમ્, અષેમ વોહૂ ૩; ફ્રવરાને મજ્દયસ્નો......ફ્રસસ્તયએચ.

અહુરહે મજ્દાઓ રએવતો ખરેનંધ્રઉહુતો અમેષનાંમ્ સ્પેન્તનાંમ્ વનંતો સ્તારો મજ્દધાતહે ક્ષનઑથ્ર ય. વ. ક્ષન. ફ્ર૦ યથા અહૂ વઇર્યો જઑતા ........ વીધ્વાઓ પ્રઑત્.

અહુરેમ્ મજ્દાંમ્ રએવન્તેમ ખરેનંધ્રઉહન્તેમ્ ય૦ અમેષા સ્પેન્તા હુક્ષથ્રા હુધાઑઘ્રહો ય૦ વનંતેમ સ્તારેમ્ મજ્દધાતેમ ય૦

(આટલું ભણી મુગે મોંઢે જે પાવીમાં બાજ ઇજી છે તે પાવીમાં જઇ બન્ને હાથો ચોખ્ખા કરી હાથમા છરી પકડી "યથા અહુ વઇર્યો ૧" ભણતાં છરીથી વનોતના દરૂન ઉપર એક આડો અને એક ઉભો એમ

---

[1]. દસ્તુર એરચજી શો. મેહેરજી રાણાએ, નવસારીના કેટાબખાનાને પોતે ભેટ આપેલા હસ્ત-લેખમાં આજ પ્રમાણે મુખ્ય ૪) ચાશ્ની કરવા માટે લખ્યું છે. મરહુમ દસ્તુરજીએ બધી દીશાઓ તથા ખુનાઓ બતાવી આ ૨) દરૂનની ચાશ્ની કેમ કરવી તેનો આ હસ્ત-લેખમાં એક નકશો પણ આપ્યો છે. વળી મરહુમ દસ્તુર એદલજી નવરોજી મેહેરજીરાણાએ પોતાની બાજ ધરણાંની ચોપડીમાં વંનંતના દરૂનની ૪) ચાશ્ની નીચે પ્રમાણે કરવા જણાવી છે:—

૧—નામવાલા દરૂનને જમણી તરફથી છુરીએ કાપીને ગોશોદો લઇને ચાશ્ની કરવી ૨—બીજી ચાશ્ની ફ્રરસસ્ત લઇને જમણી તરફથી છુરીએ કાપીને ગોશોદો લઇને ચાશ્ની કરવી. ૩—ત્રીજી ચાશ્ની ઉપર ચાશ્ની કીધેલા નામવાલા દરૂનને ડાબી તરફથી છુરીએ કાપીને ગોશોદો, આપે અને ઓરવર લઇ તે ચાશ્ની કરવી. ૪—ચોથી ચાશ્ની ઉપર ચાશ્ની કીધેલા ફ્રરસસ્તને ડાબી તરફથી છુરીએ કાપીને ગોશોદો, આપે અને ઓરવર લઇને ચાશ્ની કરવી.

બે કાપ મૂકી, હરૂનના ૪) ટુકડા બનાવે. એવીજ રીતે બાજમાં જેટલા હરૂન હોય તેટલા હરૂનો કાપી બહારની પાવીમાં આવી બાજ મૂકે:—

(બાજમાં પઢે) **અહુરમજ્દ ખોદાએ મરદૂમ.......અએફ્રન બાદ.**

(પ્રગટ પઢે) **યથા અહૂ વઈર્યો ૨; યસ્નૅમ્ચ વહમૅમ્ચ અઓજસ્ચ જવરૅચ આફ્રિનામી, અહુરહે મજદાઓ રએવતો ખરૅનંઘ્રઉહતો, અમૅષનાંમ સ્પૅન્તનાંમ, વનંતો સ્તારો મજ્દધાતહે, અષેમ વોહૂ ૧. અહમાઇ રએશ્ચ; હજંઘ્રૅમ; જસ મે અવંઘ્રહે મજ્દ; કેરફેહ મોજ્દ.**

---

## હફ્ત અમેષાસ્પંદની બાજની ક્નૂમન.[1]

[નોંધ:—આપણી દીની કેતાબો મુજબ અમૅષાસ્પંદો ૬ છે અને દાદાર અહુરમજ્દને સાથે ગણતાં ૭ (ફારસી હફ્ત=૭) અમૅષાસ્પંદ થાએ છે. નાની હફ્તન યશ્તમાં "સાત અમૅષાસ્પંદો" (હફ્ત અમૅષાઓ સ્પૅન્ત) એમ લખ્યું છે. દીનકર્દમાં આવેલી પહલવી "નામ-ઇ-સેતાયશ્ન"માં જણાવે છે કે દાદાર અહુરમજ્દે ૬) અમૅષાસ્પંદો પેદા કીધા. તેવીજ રીતે હોરમજ્દ યશ્તમાં દાદાર અહુરમજ્દ પયગમ્બર જરથોશ્ત સાહેબને કહે છે કે છ અમૅષાસ્પંદો મેં પેદા કીધા. ફક્ત ફારસીમાં જોડાયલી આબે-જર લેવાની નીરંગમાંજ "સી-ઓ-સે અમૅષાસ્પંદ"='૩૩ અમૅષાસ્પંદો' એવી રીતે લખવામાં આવ્યું છે. જેની મતલબ ૩૩ ફરેસ્તાઓ જણાવવાની છે.

**હફ્ત અમૅષાસ્પંદની** બાજ, **અહુરમજ્દ** રોજથી તે **અમર્દાદ** રોજ સુધીમાં ઇજવી હોય તો પાના ૧૩૬-૧૩૭માં **જણાવ્યા મુજબ** એની ક્નૂમન **અમર્દાદ** રોજ સુધી લખી છે ત્યાં વેર પઢી જે ગેહ હોય તે ભણવી અને ત્યાર પછી **બેહેરાંમ** રોજની ક્નૂમન ભણી **અનેરાંન, બરજો, હોમ,** તથા **દહમ** રોજની ક્નૂમન **'વીસ્પએષાંમ'** સુધી ભણવી.

**બેહરામ** રોજે આ બાજ ઇજવી હોય તો ઉપર જણાવ્યા પ્રમાણેજ ભણવું.

**અમર્દાદ** રોજથી **બેહેરાંમ** રોજ સુધીમાં **દએ-પ-આદર, દએ-પ-મેહેર, દએ-પ-દીન, મેહેર, સરોશ, અને ફ્રવર્દિન રોજે આ બાજ નહિ ઇંજી શકાય.** જો કોઇબી દહાડે બાજ ઇજવી હોય તો ગેહ ભણી રહ્યા પછી જે રોજે બાજ ઇજે તે રોજની ક્નૂમન ભણી ત્યાર પછીથી **બેહેરાંમ** રોજ તથા **અનેરાંન** રોજની ક્નૂમન **'વીસ્પએષાંમ્'** સુધી ભણવી.

ઉપર જણાવેલા **દએ-પ-આદર** રોજથી **ફ્રવર્દિન** રોજ સુધીનાં જણાવેલા દહાડા ઉપરાંત **રાંમ** રોજથી **અનેરાંન** રોજ સુધીનાં કોઇપણ રોજે આ બાજ ઇજી શકાય **નહિં.**

આ બાજ હાવન, રપિથ્વન અને ઉજીરન ગેહમાં ધરાય એમ કેટલાકો જણાવે છે. કામદીન શાપુરની રવાયતમાં કહે છે કે એ બાજ હાવન તથા રપીથ્વન-

---

૧. રોજ ૫) મો, માહ ૧૨) મો. આ દિવસને "જશને ગુરજીગરાંન" કહે છે.

બાજ ધરવી, ઉજીરનમાં છજવી નહી. નવસારીવાલા મરહુમ દસ્તુર એદલજી મેહરજી રાણા પોતાની "બાજ ધરણા"ની કેતાબમાં આ બાજ હાવન અને રપીથ્વનમાંજ ધરવી એમ જણાવે છે. કામદીન શાપુરની રવાયતમાં વધુમાં જણાવે છે કે જે દીવસોએ એ છજાય નહિ તે દીવસોએ "અહુરમજદ ખોદાય"ની બાજ છજવી.

દસ્તુર એરચજી સો. મેહરજીરાણાએ પાવમહેલની ક્રિયાઓ માટે કેટલીક નોંધો કીધી છે જેનો હસ્તલેખ નવસારીના મેહરજીરાણા કેતાબખાનામાં મોજુદ છે ત્યાં એને વીષે નીચે પ્રમાણે જણાવે છે:—

હફ્ત અમશાસ્પંદની બાજ, આફ્રરંગાન તેના ઠેડવેલા દીવસોએ કર્યે છીએ તેમ હફ્ત અમશાસ્પંદની છજશ્ને તેના ઠેડવેલા દીવસોએ કરે તો તેમાં કશો વાંધો નથી, પણ નવસારીવાલાઓ તેમ કરતા નથી.

કેટલાકો કહે છે કે હફ્ત અમશાસ્પંદની છજશ્ને રોજ ૫) મે અને માહ ૧૨) મે એકજ દહાડો થાય અને બીજે દહાડે નહી. પણ જે ખશનુમનથી બાજ છંજાય તે ખશનુમને તે દહાડે છજશ્ને કરવામાં વાંધાભરેલું નથી. જેઓ છજશ્ને કરવા ના કહે છે તેઓ તેનું કારણ એમ સમજે છે કે કેતાબોમાં એ છજશ્ને વાસ્તે લખેલું છે કે રોજ ૫) મે અને માહ ૧૨) મે હફ્ત અમશાસ્પંદની છજશ્ને કરવી. હવે એ દહાડો અસ્પંદાર મહીનો અને અસ્પંદાર રોજનાં જશનનો છે, તેને હફ્ત અમશાસ્પંદ સાથે કશો સંબંધ નથી, પણ એ દીને આપણે રેકરીનું પરબ કરી જાણયે છીએ, અને ઘરનાં દરવાજા ઉપર ખરફસ્તરોને દુર કરવાનાં કાગજો લખીને ચોંડયે છીએ, અને રેતીને પુજીને ઘરોમાં ખરફસ્તરને દુર કરવાને વાસ્તે છાંટયે છીએ, તેના સબબથી એ દીને હફ્ત અમશાસ્પંદની છજશ્નેબી અને બાજ આફ્રરંગાનબી કરવાનું લખેલું છે. તેથી જેઓ છજશ્ને કરવા ના કહે છે તેઓ ખોટો ખ્યાલ કરે છે કે એ દીને હફ્ત અમશાસ્પંદની છજશ્ને કરવાને લખેલું છે તેથી બીજે દીને થવાય નહી, પણ તે ભુલ ભરેલું છે; કારણ કે તે ખશનુમ કાંઇ એકજ દહાડો ભણવાની નથી પણ ઉપર જણાવેલા દહાડા ભણવાની છે.]

બાજમાં યાદ કરે:—**હફ્ત અમૅષાસ્પંદ વીસ્પએષા અર્દાફ્રવશ એ-રસાદ.**

નાની ક્ષ્નૂમન:—**ક્ષ્નૂમઇને અહુરહે મજદાઓ રએવતો ખરૅનંઘ્-ઉહતો, અમૅષનાંમ સપૅન્તનાંમ, વંઘ્હવે મનંઘ્હે, આક્તોઇશ હાંમ વઇનત્યાઓ તરધાતો અન્યાઇશ દામાંન, આસ્નહે ખ્રથ્વો મજદધાતહે, ગઓષો સ્રૂતહે ખ્રથ્વો મજદધાતહે.**

**અષહે વહિશ્તહે સ્રએશ્તહે, અઇર્યમનો ઇશ્યેહે સૂરહે મજદધાતહે, સઓકયાઓ વંઘ્હુયાઓ વાઉરૂ-દોઇથ્રયાઓ મજદધાતયાઓ અષ-ઓન્યાઓ.**

**ક્ષથ્રહે વઇર્યેહે અયઓક્ષુસ્તહે મરૅજદિકાઇ થ્રાયો-દ્રિગઓવે.**

સ્પેઁન્તયાઓ વંઘુહુયાઓ આર્મતોઇશ રાતયાઓ વંઘુહુયાઓ વાઉરૂ-દોઇથ્રયાઓ મજ઼્દધાતયાઓ અષઓન્યાઓ.

હુઉર્વતાતો રથ્વો યાઇર્યયાઓ હુષિતોઇશ સરૅત્અએઇબ્યો અષહે રતુબ્યો.

અમૅરતાતો રથ્વો ફ્રષઓનિબ્ય, વાંશ્યાબ્ય અસ્પિનિબ્ય યઓનિબ્ય ગઓકૅરૅનહે સુરહે મજ઼્દધાતહે.

(હાવન ગેહ હોય તો)[૧]. મિથ્રહે વાઉરૂ-ગઓયઓઇતોઇશ રામનસ્ચ ખાસ્ત્રહે.

(જો અમરદાદ રોજથી બેહરાંમ રોજ સુધીનાં કોઇ બીજા રોજે આજ ઇજે તો તેની ક્ષ્નૂમન અહીં ભણવી અને ત્યારપછીથી નીચે પ્રમાણે ભણવું).

અમહે હુતાશ્તહે હુરઓવહે, વૅરથ્રગ્નહે અહુરધાતહે, વનઇન્ત્યાઓસ્ચ ઉપરતાતો.

અનઘ્રનાંમ્ રઓચંઘહાંમ્ ખધાતનાંમ, રઓક્ષ્નહે ગરો-ન્માનહે, મિસ્વાનહે ગાત્વહે ખધાતહે, ચિન્વત્-પૅરતૂમ મજ઼્દધાતાંમ્.

બૅરૅજતો અહુરહે નફ્ધ્રો અપાંમ્ અપસ્ચ મજ઼્દધાતયાઓ.

હઓમહે અષવજંઘહો.

દહ્મયાઓ વંઘુહુયાઓ આફ્રિતોઇશ ઉગ્રાઇ દામોઇશ ઉપમનાઇ.

વીસ્પએષાંમ્ યજ઼તનાંમ (જાવત) ફ્રવષિનાંમ અ. ના. ય. ("અવંઘહાઓ ફ્રવષયો" ભણો).

વડી ક્ષ્નૂમન:—અ. બ. ય. અહુરૅમ્ મજ઼્દાંમ રએવન્તૅમ ખ્અરૅનંઘુઉહન્તૅમ ય૦ અમૅષા સ્પેઁન્તા હુક્ષથ્રા હુધાઓંઘહો ય૦

વોહુ મનો અમૅષૅમ્ સ્પેઁન્તૅમ ય૦ આક્તીમ હાંમ-વઇન્તીમ ય૦ તરધાતૅમ્ અન્યાઇશ દામાંન્. આસ્નૅમ ખ્રતૂમ મજ઼્દધાતૅમ ય૦ ગઓષો-સ્રૂતૅમ ખ્રતૂમ્ મજ઼્દધાતૅમ ય૦

અષૅમ્ વહિશ્તૅમ સ્રએશ્તૅમ અમૅષૅમ સ્પેઁન્તૅમ ય૦ અઇર્યમનૅમ ઇષીમ ય૦ સૂરૅમ મજ઼્દધાતૅમ ય૦ સઓકાંમ્ વંઘુઉહીમ વાઉરૂ-દોઇથ્રાંમ મજ઼્દધાતાંમ અષઓનીમ ય૦

ક્ષથ્રૅમ્ વઇરીમ્ અમૅષૅમ્ સ્પેઁન્તૅમ ય૦ અયોક્ષુસ્તૅમ ય૦ મરૅજ઼્દિકૅમ્ થ્રાયોદ્રિગૂમ ય૦

સ્પેઁન્તાંમ્ વંઘુઉહીમ્ આર્મઇતિમ ય૦ રાતાંમ્ વંઘુઉહીમ વાઉરૂ-દોઇથ્રાંમ્ મજ઼્દધાતાંમ્ અષઓનીમ ય૦

---

૧. ગેહ પઢવાના ખુલાસા બાબે જુઓ એ બાજનો ખુલાસો.

હુઉર્વતાતૅમ્ અમૅષૅમ્ સ્પૅન્તમ યઝ૦ યાઇર્યાંમ હુષિતીમ યઝ૦ સર્ૅધ અષવન અષહે રતવો યઝ૦

અમૅરૅતાતૅમ અમૅષૅમ સ્પૅન્તૅમ યઝ૦ ફ્રષઑનીમ્ વાંથ્વાંમ્ યઝ૦ અસ્પિનાચ પેવીનો યઝ૦ ગઑકૅરૅનૅમ્ સૂરૅમ્ મઝ્દધાતૅમ્ યઝ૦

(હાવન ગેહ હોય તો)[1] મિથ્રૅમ્ વાઉરૂ-ગઑયઑઇતિમ્ યઝ૦ રામ ખાસ્ત્રૅમ્ યઝ૦

(આગળ જણાવ્યા મુજબ કોઇ બીજા રોજે બાજ ઇજે તો તેની ક્ષ્નૂમન અહીં ભણવી).

અમૅમ્ હુતશ્તૅમ્ હુરઑધૅમ યઝ૦ વૅરૅથ્રઘ્નૅમ્ અહુરધાતૅમ્ યઝ૦ વનઇન્તીમ્ચ ઉપરતાતૅમ્ યઝ૦

અનઘ્ર રઑચાઑ ખ્વધાતાઑ યઝ૦ રઑક્ષ્નૅમ્ ગરો-ન્માનૅમ્ યઝ૦ મિસ્વાનૅમ્ ગાતૂમ ખધાતૅમ્ યઝ૦ ચિન્વત્-પૅરૅતૂમ મઝ્દધાતાંમ યઝ૦

બૅરૅજ઼ંતૅમ્ અહુરૅમ્ ક્ષથ્રીમ્ ક્ષએતૅમ્ અપાંમ નપાતૅમ્ અઉર્વત્-અસ્પૅમ્ યઝ૦ અપૅમ્ચ મઝ્દધાતાંમ્ અપઑનીમ્ યઝ૦

હઑમૅમ જાઇરીમ્ બૅરૅજ઼ંતૅમ્ યઝ૦ હઑમૅમ્ ફ્રાઙ્મીમ્ ફ્રાદત્-ગએથૅમ્ યઝ૦ હઑમૅમ્ દૂરઑષૅમ્ યઝ૦

દહ્માંમ્ વંઘ્વીમ્ આફ્રિતીમ્ યઝ૦ ઉગ્રૅમ્ તખ્મૅમ્ દામોઇશ ઉપમ-નૅમ્ યજ઼તૅમ્ યઝ૦

વીસ્પૅમ્ચ અષવનૅમ્ મઇન્યઑમ્ યજ઼તૅમ યઝ૦ વીસ્પૅમ્ચ અષવનૅમ્ ગએથીમ્ યજ઼તૅમ યઝ૦ અષઑનાંમ વંઘુહીશ સુરાઑ સ્પૅન્તાઑ ફ્રવષયો સ્તઑમિ જ઼્બયેમિ ઉફ્યૅમિ............

---

## સીરોજાની બાજ.

[નોંધ:—આ સીરોજાની બાજ ૭) તાએની બરસમ બાંધીને ઇજવાનો રવૈયો હતો. એ બાજ હાવન, રપીથ્વન અને ઉજીરન ગેહમાંજ ધરાય. જોતી હોય તેજ સીરોજાના દરૂન ઇજે અને રાથ્વી સરોશના દરૂન ઇજે. વળી સીરોજાની ઇજશને, બાજ તથા આફરીંગાન કોઇબી દહાડે કરી શકાય છે.

આ બાજ એક જરથોસ્તીના ગુજ઼ર પામવા પછીના ૩૦ મે દિવસે (માસીસો), ૧૮૦ મે દિવસે (છમસી), અને ૩૬૫ મે દિવસે (વરસી), ઇજવામાં આવે છે. વળી આ બાજ નાવર્યા પાસે પણ, (મીનો નાવરની ખુબ કીધા પછી ત્રીજે દિવસે) ઇજ-વવામાં આવે છે. સીરોજા એ ફ્રાસીઁ શબ્દ છે જેનો અર્થ (સી=૩૦; રોજ઼હા=

---

૧ જુઓ ગેહ પઢવા બાબે, આ બાજનો ખુલાસો.

દહાડાઓ) ત્રીશ દહાડા (યાને કે એક માસ) થાય છે. આ બાજમાં તેત્રીસે ફરેસ્તાઓની સામટી ક્ષ્નૂમનો ભણવામાં આવે છે, જે વેળા ૪) મોળા દરૂન ઉપરાંત રેવાયત પ્રમાણે વધારાના ૩૩ મીઠા દરૂન કરવાનું ફરમાન છે. જેની સાથે ૩૩ ઇંડાં, કેળાં પણ મૂકવામાં આવે છે.

સીરોઝાની બાજ કરાવતી વેળા કેટલીક બાજુએ ૩૩ ચપટાં, મીઠાઇ વિગેરે પણ કરાવવામાં આવે છે જે ધર્મની રૂએ નારવા છે. રેવાયતોમાં કે કેઠે પણ આવી રીતનું ફરમાન મળતું નથી. આ સઘળું દેખાદેખીને લીધે વધી જવા પામ્યું છે અને પૈસાદારોનું જોઇ ગરીબ વર્ગ પણ તેઓ પૂઠે ઘસડાય છે, અને મોટા અને ખોટા ખર્ચમાં ઉતરી પડે છે અને બાજે વેળા કરજ પણ કરવું પડે છે. આપણા લોકો ગુજરપામેલાંઓ પાછળ આવો નાહકનો ખર્ચ ખાધ ખોરાકીમાં વધારી મૂકી ક્રિયાકામ કરાવવાંમાં પછાત હઠે છે. જેટલા માટે ઘટતું ક્રિયા કામ કરાવી, બીજા નાહકના ખર્ચથી બાઝ રહેવું જોઇએ. ("જેવી શક્તિ તેવી ભકિત" એ બાબેનું લખાણ માટે પાછળ જુઓ.)——]

બાજમાં યાદ કરે :—સીરોઝા અમેંષાસ્પંદ વીસ્પએષા અર્દાક્રવશ બે-રસાદ.[1]

નાની ક્ષ્નુમન:—ક્ષ્નૂમઇને (૧) અહુરહે મઝ્દાઓ રએવતો ખરેનંઘ્હઉહતો અમેંષનાંમ્ સ્પેન્તનાંમ્.

(૨) વંઘ્હવે મનંઘ્હે આક્ષ્તોઇશ હાંમ્-વઇનત્યાઓ તરધાતો અન્યાઇશ દામાંન્ આસ્નહે ખ્રથ્વો મઝ્દધાતહે ગઓષો-સ્રુતહે ખ્રથ્વો મઝ્દધાતહે.

(૩) અષહે વહિશ્તહે સ્રએશ્તહે અઇર્યમનો ઇષ્યેહે સૂરહે મઝ્દધાતહે સઓકયાઓ વંઘ્હુયાઓ વઁઉરૂ-દોઇથ્રયાઓ મઝ્દધાતયાઓ અષઓન્યાઓ.

(૪) ક્ષથ્રહે વઇર્યેહે અયઓક્ષૂસ્તહે મરેંઝ્દિકાઇ થ્રાયો-દ્રિગઓવે.

(૫) સ્પેન્તયાઓ વંઘ્હુયાઓ આર્મતોઇશ રાતયાઓ વંઘ્હુયાઓ વઁઉરૂ-દોઇથ્રયાઓ મઝ્દધાતયાઓ અષઓન્યાઓ.

(૬) હઉર્વતાતો રથ્વો યાઇર્યયાઓ હુષિતોઇશ સરેધએઇબ્યો અષહે રતુબ્યો.

(૭) અમેંરેતાતો રથ્વો ફ્રુષઓનિબ્ય વાંથ્વાબ્ય અસ્પિનિબ્ય યઓનિબ્ય ગઓકરેંનહે સૂરહે મઝ્દધાતહે.

---

૧. દારાબ હોરમઝયાર પોતાની રવાયતમાં આ યાદ નીચે પ્રમાણે આપે છે:—ઇન ક્ષ્નૂમઇને સીરોઝે વીસ્પેશા અર્દાક્રવશ બેરસાદ,

[1](હાવન ગેહ અથવા બીજી હાવનમાં) મિથ્રહે વૌઉરૂ-ગઓયઓઇ-તોઇશ્ રામનસ્ચ ખાસ્ત્રહે.

(૮) દથુષો અહુરહે મજ઼દાઓ રએવતો ખરેનંઘ્રઉહતો અમેષ-નાંમ્ સ્પેન્તનાંમ્.

(૯) આથ્રો અહુરહે મજ઼દાઓ પુથ્ર, ખરેનંઘ્રહો સવંઘ્રહો મજ઼દધાતહે, અઇર્યનાંમ્ ખરેનો મજ઼દધાતનાંમ્, કાવયેહેચ ખરેનંઘ્રહો મજ઼દધાતહે, આથ્રો અહુરહે મજ઼દાઓ પુથ્ર, કવોઇશ હુસ્રવંઘ્રહે, વરોઇશ હુસ્રવંઘ્રહે, અરનવંતહે ગરોઇશ મજ઼દધાતહે, ચએચિસ્તહે વરોઇશ મજ઼દધાતહે, કાવયેહેચ ખરેનંઘ્રહો મજ઼દધાતહે, આથ્રો અહુરહે મજ઼દાઓ પુથ્ર, રએવંતહે ગરોઇશ મજ઼દધાતહે, કાવયેહેચ ખરેનંઘ્રહો મજ઼દધાતહે, આથ્રો અહુરહે મજ઼દાઓ પુથ્ર, આતર્શ સ્પેન્ત રથએશ્તાર, યજત પોઉરૂ-ખરેનંઘ્રહ, યજત પોઉરૂ-બએષજ, આથ્રો અહુરહે મજ઼દાઓ પુથ્ર, હત-વીસ્પએઇબ્યો આતેરેબ્યો ક્ષથ્રો-નફ્ધ્રો નઇર્યો-સંઘહે યજતહે.

(૧૦) અપાંમ્ વંઘ્રઉહિનાંમ મજ઼દધાતનાંમ્, અરેદુયાઓ આપો અનાહિતયાઓ અષઓન્યાઓ, વીસ્પનાંમ્ચ અપાંમ મજ઼દધાતનાંમ્, વીસ્પનાંમ્ચ ઉર્વરનાંમ્ મજ઼દધાતનાંમ.

(૧૧) હ્વરે-ક્ષએતહે અમેષહે રએવહે અઉર્વત-અસ્પહે.

(૧૨) માઓંઘહે ગઓ-ચિથ્રહે, ગેઉશ્ચ અએવો-દાતયાઓ, ગેઉશ્ચ પોઉરૂ-સરેધયાઓ.

(૧૩) તિશ્ત્રયેહે સ્તારો રએવતો ખરેનંઘ્રઉહતો, સતવએસહે ક્રાપહે સૂરહે મજ઼દધાતહે, સ્તારાંમ્ અફ્શ-ચિથ્રનાંમ્ જ઼ેમસ્-ચિથ્રનાંમ્ ઉર્વરો-ચિથ્રનાંમ્ મજ઼દધાતનાંમ્, વનંતો સ્તારો મજ઼દધાતહે અવે સ્તારો યોઇ હપ્તોઇરિંગ મજ઼દધાત, ખરેનંઘ્રઉહન્ત બએષજય.

(૧૪) ગેઉશ તશ્ને ગેઉશ ઉરૂને દ્રવાસ્પયાઓ સૂરયાઓ મજ઼દધા-તયાઓ અષઓન્યાઓ.

(૧૫) દથુષો અહુરહે મજ઼દાઓ રએવતો ખરેનંઘ્રઉહતો, અમે-ષનાંમ્ સ્પેન્તનાંમ્.

---

૧. સાંરોજની બાજ હાવન, રપિથ્વન તથા ઉજીરન ગેહમાં ધરવામાં આવે છે. જે ગેહ હોય તે પઢ.

(૧૯) મિથ્રહે વૉઉરૂ-ગઓયઓઇતોઇશ્ હજંઘ્રો-ગઓશહે બએ-એવરૅ-ચશ્મનો અઓખ્તો-નામનો યજતહે રામનો ખ્વાસ્ત્રહે.[1]

(૧૮) રશ્નઓશ રજિશ્તહે અર્શતાતસ્ચ ફ્રાદત્-ગએથયાઓ વરૅદત્-ગએથયાઓ, અરૅજ઼ાગહે વખ઼્શહો યત્ ફ્રાદત્-ગએથહે.[1]

(૨૦) અમહે હુતાશ્તહે હુરઓધહે, વૅરૅથ્રઘ્નહે અહુરધાતહે વન-ઇન્ત્યાઓસ્ચ ઉપરતાતો.

(૨૧) રામનો ખ્વાસ્ત્રહે વયઓશ ઉપરો-કઇર્યેહે તરધાતો અન્યા-ઇશ દામાંન્, અએતત્ તે વયો યત્ તે અસ્તિ સ્પૅન્તો-મઇન્યઓમ્, થ્વાષહે ખધાતહે જ઼ર્વાનહે અકરનહે જ઼ર્વાનહે દરેઘો-ખધાતહે.

(૨૨) વાતહે હુધાઓંઘ્હો અધરહે ઉપરહે ફ્રતરહે પરચાંઇશ્યેહે નઇર્યાઓ હાંમ્-વૅરૅતોઇશ.

(૨૩) દથુષો અહુરહે મજ઼્દાઓ (જાવત) સ્પૅન્તનાંમ્.

(૨૪) રજિશ્તયાઓ ચિસ્તયાઓ મજ઼્દધાતયાઓ અષઓન્યાઓ, દએનયાઓ વંઘ્હુયાઓ માજ઼્દયસ્નોઇશ.

(૨૫) અષોઇશ વંઘ્હુયાઓ, ચિસ્તોઇશ વંઘ્હુયાઓ, અરેથે વંઘ્હુયાઓ, રસાસ્તાતો વંઘ્હુયાઓ, ખરૅનંઘ્હો સવંઘ્હો મજ઼્દધાતહે, પારૅન્દયાઓ રઓથયાઓ, અઇર્યનમ્ ખરૅનો મજ઼્દધાતનાંમ્, કાવયેહેચ ખરૅનંઘ્હો મજ઼્દધાતહે, અખરેતહેચ ખરૅનંઘ્હો મજ઼્દધાતહે, જરથુશ્ત્ર-હેચ ખરૅનંઘ્હો મજ઼્દધાતહે.

(૨૬) અર્શતાતો ફ્રાદત્-ગએથહે, ગરોઇશ ઉષિ-દરનહે મજ઼્દધા-તહે અષ-ખાથ્રહે.

(૨૭) અશ્નો ઍરેજતો સૂરહે, વહિશ્તહે અંઘ્હેઉશ અષઓનાંમ્ રઓચંઘ્હો વીસ્પો-ખાથ્રો.

(૨૮) જ઼ૅમો હુધાઓંઘ્હો યજતહે, ઇમાઓ અસાઓ ઇમાઓ પોઇથ્રાઓ, ગરોઇશ ઉષિ-દરૅનહે મજ઼્દધાતહે અષ-ખાથ્રહે, વીસ્પએષાંચ ગઇરિનાંમ્ અષ-ખાથ્રનાંમ્ પૉઉરૂ-ખાથ્રનાંમ્ મજ઼્દધાતનાંમ્, કાવયેહેચ ખરૅનંઘ્હો મજ઼્દધાતહે, અખરૅતહેચ ખરૅનંઘ્હો મજ઼્દધાતહે.

(૨૯) માંથ્રહે સ્પૅન્તહે અષઓનો વૅરૅજયંઘ્હહે, દાતહે વીદએવ-વહે દાતહે જરથુશ્ત્રોઇશ, દરૅઘયાઓ ઉપયનયાઓ, દએનયાઓ વંઘ્હુ-યાઓ માજ઼્દયસ્નોઇશ, જ઼રજ઼્દાતોઇશ માંથ્રહે સ્પૅન્તહે, ઉષિ-દરૅથ્રેમ્ દએનયાઓ માજ઼્દયસ્નોઇશ, વએધીમ્ માંથ્રહે સ્પૅન્તહે, આસનહે ખ્રથ્વો મજ઼્દધાતહે, ગઓષો-સ્રૂતહે ખ્રથ્વો મજ઼્દધાતહે.

---

૧. ૧૭ મા રોજ સરોશની તથા ૧૯ માં રોજ ફ્રવર્દિનની ક્ષ્નૂમન ભણવામાં આવતી નથી.

(૩૦) અનગ્રનાંમ્ રએોચંઘહાંમ્ ખ્વધાતનાંમ્, રઍાક્નહે ગરૅા-ન્માનહે, મિસ્વાનહે ગાત્વહે ખ્વધાતહે, ચિન્વત્-પૅરૅતૂમ્ મજ઼્દધાતાંમ્.

(૩૧) બૅરૅજતો અહુરહે, નફ્દ્રો અપાંમ્, અપસ્ચ મજ઼્દધાતયાઓ.

(૩૨) હુઍામહે અષવજ઼ંઘ્રહે.

(૩૩) દહ્મયાઓ વંઘ્રહુયાઓ આફ્રિતોઇશ, ઉગ્રાઇ દામોઇશ ઉપમનાઇ.

વીસ્પએષાંમ્ યજ઼તનાંમ્ અષઍાનાંમ મઇન્યવનાંમ ગએથ્યનાંમ્, અષઍાનાંમ્ ફ્રવષિનાંમ ઉગ્રનાંમ અઇવિથૂરનાંમ પઍાઇર્યૅ-ત્કએષનાંમ ફ્રવષિનાંમ નબાનજ઼્દિશ્તનાંમ ફ્રવષિનાંમ્ અઍાખ્તો નામનો યજ઼તહે.

વડી ક્નૂમન:—અએસ્માંસ્ચ બઍાઇધીસ્ચ યજ઼મઇદે (૧). અહુરૅમ મજ઼્દાંમ્ રએવંતૅમ્ ખ્વરૅનંઘ્રઉહન્તૅમ્ યજ઼મઇદે; અમૅષા સ્પૅન્તા હુક્ષથ્રા હુધાઓંઘ્રહો યજ઼મઇદે.

(૨) વૅાહુ મનો અમૅષૅમ્ સ્પૅન્તૅમ્ ય૦ આક્ષ્તીમ્ હાંમ્-વઇન્તીમ ય૦ તરધાતૅમ અન્યાઇશ દામાંન્ આસ્નૅમ ખ્રતૂમ્ મજ઼્દધાતૅમ્ ય૦ ગઍાષો-સ્રૂતૅમ્ ખ્રતૂમ્ મજ઼્દધાતૅમ્ ય૦

(૩) અષૅમ વહિશ્તૅમ્ સ્રએશ્તૅમ્ અમૅષૅમ સ્પૅન્તૅમ ય૦ અઇર્યૅ-મનૅમ ઇષીમ્ ય૦ સૂરૅમ મજ઼્દધાતૅમ ય૦ સઍાકાંમ્ વંઘ્રઉહીમ વૅાઉરૂ-દોઇથ્રાંમ્ મજ઼્દધાતાંમ્ અષઍાનીમ્ ય૦

(૪) ક્ષથ્રૅમ વઇરીમ્ અમૅષૅમ સ્પૅન્તૅમ્ ય૦ અયોક્ષુસ્તૅમ ય૦ મરૅજ઼્દિકૅમ થ્રાયોદ્રિગૂમ્ ય૦

(૫) સ્પૅન્તાંમ્ વંઘ્રઉહીમ આર્મઇતીમ ય૦ રાતાંમ વંઘ્રઉહીમ્ વૅાઉરૂ-દોઇથ્રાંમ્ મજ઼્દધાતાંમ્ અષઍાનીમ્ ય૦

(૬) હુઉર્વતાતૅમ્ અમૅષમ્ સ્પૅન્તૅમ ય૦ યાઇર્યાંમ્ હુષિતીમ્ ય૦ સરૅધ અષવન અષહે રતવો ય૦

(૭) અમૅરૅતાતૅમ્ અમૅષમ્ સ્પૅન્તૅમ ય૦ ફ્શઍાનીમ્ વાંથ્વાંમ્ ય૦ અશ્પિનાચ યેવીનો ય૦ ગઍાકૅરૅનૅમ્ સૂરૅમ્ મજ઼્દધાતૅમ ય૦

(હાવન ગેહ અથવા બીજી ગેહમાં)[1] મિથ્રૅમ્ વૅાઉરૂ-ગઍાયઍાઇતીમ ય૦ રામ ખ્વાસ્ત્રૅમ ય૦

(૮) દથ્વાઓંઘ્રહેમ અહુરૅમ્ મજ઼્દાંમ્ રએવન્તૅમ્ ખ્વરૅનંઘ્રઉહન્તૅમ્ ય૦ અમૅષા સ્પૅન્તા હુક્ષથ્રા હુધાઓંઘ્રહો ય૦

(૯) આતરૅમ્ અહુરહે મજ઼્દાઓ પુથ્રૅમ ય૦ ખ્વરૅનો મજ઼્દધાતૅમ્ ય૦ સવો મજ઼્દધાતૅમ્ ય૦ અઇર્યનૅમ્ ખ્વરૅનો મજ઼્દધાતૅમ્ ય૦ ઉગ્રૅમ

---

૧ ગેહ બાબે જુઓ નોટ ઉપર.

ક્વએમ્ ખરૅનો મજ઼્દધાતૅમ્ ય૦ આતરૅમ અહુરહે મજ઼્દાઓ પુથ્રૅમ ય૦ ક્વએમ હુઑસ્રવંઘ્નહેમ ય૦ વઇરીમ્ હુઑસ્રવંઘ્નહેમ્ ય૦ અરેનવંતૅમ્ ગઇરીમ મજ઼્દધાતૅમ્ ય૦ ચએચિસ્તૅમ વઇરીમ મજ઼્દધાતૅમ ય૦ ઉગ્રૅમ ક્વએમ ખરૅનો મજ઼્દધાતૅમ ય૦ આતરૅમ અહુરહે મજ઼્દાઓ પુથ્રૅમ ય૦ રએવન્તૅમ્ ગઇરીમ્ મજ઼્દધાતૅમ્ ય૦ ઉગ્રૅમ્ ક્વએમ ખરૅનો મજ઼્દધાતૅમ ય૦ આતરૅમ અહુરહે મજ઼્દાઓ પુથ્રૅમ્ ય૦ આતર્શ સ્પૅન્ત રથએશ્તાર ય૦ યજ઼ત પૉઉરૂ-ખરૅનંઘહ ય૦ યજ઼ત પૉઉરૂ-બએષજ઼ ય૦ આતરૅમ્ અહુરહે મજ઼્દાઓ પુથ્રૅમ ય૦ વીસ્પે આતરો ય૦ ક્ષથ્રૅમ નફ્રૅમ્ નઇર્યો-સંઘ્નહેમ્ યજ઼તૅમ્ ય૦

(૧૦) આપો વંઘ્ઉહીશ મજ઼્દધાતાઓ અષઑનીશ ય૦ અરૅદ્વિમ્ સૂરાંમ્ અનાહિતાંમ અષઑનીમ્ ય૦ વીસ્પાઓ આપો મજ઼્દધાતાઓ અષઑનીશ ય૦ વીસ્પાઓ ઉર્વરાઓ મજ઼્દધાતાઓ અષઑનીશ ય૦

(૧૧) હ્વરૅ-ક્ષએતૅમ્ અમૅષમ્ રએમ્ અઉર્વત્-અસ્પૅમ ય૦

(૧૨) માઓંઘહેમ્ ગઓચિથ્રૅમ્ ય૦ ગઓમ્ અએવો-દાતહે ઉરૂનો ફ્રવષિમ્ ય૦ ગઓમ્ પૉઉરૂ-સરેધહે ઉરૂનો ફ્રવષિમ્ ય૦

(૧૩) તિશ્ત્રીમ સ્તારૅમ્ રએવન્તૅમ્ ખરૅનંઘ્ઉહન્તૅમ્ ય૦ સતવએસૅમ્ ફ્રાપૅમ સૂરૅમ્ મજ઼્દધાતૅમ્ ય૦ વીસ્પે સ્તારો અફ્ષ-ચિથ્ર ય૦ વીસ્પે સ્તારો જ઼ૅમસ્-ચિથ્ર ય૦ વીસ્પે સ્તારો ઉર્વરો-ચિથ્ર ય૦ વનંતૅમ્ સ્તારૅમ્ મજ઼્દધાતૅમ્ ય૦ અવે સ્ત્રેઉશ્ ય૦ યોઇ હુપ્ત હુપ્તોઇરિંગ મજ઼્દધાત ખરૅનંઘ્ઉહન્ત બએષજ઼્ય પઇતિશ્તાતેએ યાથ્વાંમ પઇરિકનાંમ્ચ.

(૧૪) ગેઉશ્ હુધાઓંઘહો ઉર્વાનૅમ્ ય૦ દ્રવાસ્પાંમ સૂરાંમ્ મજ઼્દધાતાંમ્ અષઑનીમ ય૦

(૧૫) દધ્વાઓંઘહેમ અહુરૅમ્ મજ઼્દાંમ (જાવત) હુધાઓંઘહો ય૦

(૧૬) મિથ્રૅમ્ વૉઉરૂ-ગઓયઓઇતીમ્ હજ઼ંઘ્ર-ગઓષૅમ્ બએવરૅ-ચષ્મનૅમ્ અઓખ્તો-નામનૅમ્ યજ઼તૅમ્ ય૦ રામ ખાસ્ત્રૅમ ય૦[1]

(૧૮) રશ્નૂમ્ રજ઼િશ્તૅમ્ ય૦ અર્શ્તાતૅમ્ચ ફ્રાદત્-ગએથાંમ્ વરૅદત્-ગએથાંમ્ ય૦ ઑરૅજ઼ૂખ્ધૅમ્ વાચિમ્ યત્ ફ્રાદત્-ગએથૅમ્ ય૦[1]

(૨૦) અમૅમ્ હુતશ્તૅમ્ હુરઓધૅમ્ ય૦ વૅરથ્રઘ્નૅમ્ અહુરધાતૅમ્ ય૦ વનઇન્તીમ્ચ ઉપરતાતૅમ ય૦

---

૧. ૧૭ મા રોજ સરોશ તથા ૧૯ મા રોજ ફ્રવર્દિનની ક્ષ્નૂમન ભણવામાં આવતી નથી.

(૨૧) રામ ખાસ્ત્રૅમ્ યઝ૦ વએમ્ અષવનૅમ્ યઝ૦ વએમ્ ઉપરો-કઇરીમ્ યઝ૦ તરધાતૅમ્ અન્યાઇશ દામાંન્, અએતત તે વયો યઝ૦ યત તે અસ્તિ સ્પૅન્તો-મઇન્યવ્યૅામ્, થ્વાષૅમ્ ખધાતૅમ્ યઝ૦ જરૂવાનૅમ અક-રૅનૅમ્ યઝ૦ જરૂવાનૅમ્ દરૅઘો ખધાતૅમ યઝ૦

(૨૨) વાતૅમ્ સ્પૅન્તૅમ્ હુધાઓંઘ્રેમ્ યઝ૦ અધરૅમ્ યઝ૦ ઉપરૅમ યઝ૦ ફ્રતરૅમ યઝ૦ પસ્યાંઇથીમ યઝ૦ નઇર્યાંમ્ હાંમ--વૅરૅતીમ્ યઝ૦

(૨૩) દ્‌ઘ્નાઓંઘ્રેમ અહુરૅમ મઝદાંમ્ (જાવત) હુધાઓંઘ્રો યઝ૦

(૨૪) રઝિશ્તાંમ ચિશ્તાંમ મઝદધાતાંમ્ અષઓનીમ્ યઝ૦ દએનાંમ્ વંઘુહીમ્ માઝદયસ્નીમ્ યઝ૦

(૨૫) અષીમ વંઘુઉહીમ્ યઝ૦ શ્રોઇથ્નીમ્ બૅરૅઝઇતીમ અમવઇ-તીમ હુરઓધાંમ ખાપરાંમ, ખરૅનો મઝદધાતૅમ યઝ૦ અયો મઝદધાતૅમ યઝ૦ પારૅન્દીમ રઓરથાંમ્ યઝ૦ અઇર્યનૅમ ખરૅનો મઝદધાતૅમ્ યઝ૦ ઉગ્રૅમ્ કવએમ્ ખરૅનો મઝદધાતૅમ યઝ૦ ઉગ્રૅમ્ અખરૅતૅમ્ ખરૅનો મઝદધાતૅમ્ યઝ૦ જરથુશ્ત્રહે ખરૅનો મઝદધાતૅમ યઝ૦

(૨૬) અર્શતાતૅમ ફ્રાદત-ગએથૅમ્ યઝ૦ ગઇરીમ ઉષિ-દરનૅમ્ મઝ-દધાતૅમ્ અષ-ખાથ્રૅમ યઝતૅમ્ યઝ૦

(૨૭) અસ્મનૅમ્ ખન્વન્તૅમ્ યઝ૦ વહિશ્તૅમ્ અહૂમ્ અષઓનાંમ યઝ૦ રઓચંઘુહુમ વીસ્પો-ખાથ્રૅમ્.

(૨૮) જાંમ્ હુધાઓંઘ્રેમ્ યઝતૅમ્ યઝ૦ ઇમાઓ અસાઓ ઇમાઓ ષોઇથ્રાઓ યઝ૦ ગઇરીમ્ ઉષિ-દરનૅમ્ મઝદધાતૅમ્ અષ-ખાથ્રૅમ્ યઝતેમ યઝ૦ વીસ્પાઓ ગરયો અષ-ખાથ્રાઓ પોઉરૂ-ખાથ્રાઓ મઝદધાત અષવન અષહે રતવો યઝ૦ ઉગ્રૅમ્ કવએમ ખરૅનો મઝદધાતૅમ્ યઝ૦ ઉગ્રૅમ્ અખ-રૅતૅમ ખરૅનો મઝદધાતૅમ્ યઝ૦

(૨૯) માંથ્રૅમ્ સ્પૅન્તૅમ અષ-ખરૅનંઘુહુમ્ યઝ૦ દાતૅમ્ વીદાયુમ યઝ૦ દાતૅમ્ જરથુશ્ત્રિ યઝ૦ દરૅઘાંમ્ ઉપયનાંમ યઝ૦ દએનાંમ વંઘુઉહીમ માઝદયસ્નીમ યઝ૦ જરઝદાઇતીમ્ માંથ્રૅમ્ સ્પૅન્તૅમ્ યઝ૦ ઉષિ-દરૅથ્રૅમ દએનાંમ્ માઝદયસ્નીમ્ યઝ૦ વએધાંમ માંથ્રૅમ સ્પૅન્તૅમ યઝ૦ આસ્નૅમ્ ખ્રતૂમ મઝદધાતૅમ્ યઝ૦ ગઓષો-સૂતૅમ્ ખ્રતૂમ મઝદધાતૅમ યઝ૦

(૩૦) અનઘ્ર રઓચાઓ ખધાતાઓ યઝ૦ રઓક્ષ્નૅમ્ ગરો-નમાનૅમ્ યઝ૦ મિસ્વાનૅમ્ ગાતૂમ ખધાતૅમ યઝ૦ ચિન્વત-પૅરૅતૂમ મઝદધા-તાંમ્ યઝ૦

(૩૧) બૅરૅઝંતૅમ અહુરૅમ્ ક્ષથ્રીમ ક્ષએતૅમ્ અપાંમ્ નપાતૅમ્ અઉર્વત-અસ્પૅમ્ યઝ૦ અપૅમ્ચ મઝદધાતાંમ અષઓનીમ યઝ૦

(૩૨) હ્વૉમૅમ જાઇરીમ્ વૅરૅજ઼ંતૅમ યં૦ હ્વૉમૅમ ફ્રાષ્મીમ ફ્રાદત્-ગએથૅમ ય૦ હ્વૉમૅમ દૂરઑષૅમ ય૦

(૩૩) દહ્માંમ્ વંઘૂહીમ્ આફ્રિતીમ્ ય૦ ઉગ્રૅમ્ તખ્મૅમ્-હામો-ઇશ્ ઉપમનૅમ્ યજ઼તૅમ ય૦

વીસ્પૅમ્ચ અષવનૅમ્ મઇન્યઑમ્ યજ઼તૅમ ય૦ વીસ્પૅમ્ચ અષવનૅમ ગએથીમ્ યજ઼તૅમ્ ય૦ અષઑનાંમ વંઘૂહીશ્ સુરાઑ સ્પૅન્તાઑ ફ્રવષયો સ્તઑમી જ઼્બયેમિ ઉફ્યેમિ....

---

## બાજ જરથોસ્તના દીશાની.

રોજ ૧૧ મો ખોરશેદ માહ ૧૦ મો દએ. આ દિવસે અર્દા ફ્રવશની બાજ ઇજવી અને નામગરણમાં જરથોસ્ત સાહેબનું નામ લેવું. (આ એવણ સાહેબનો ગુજ઼ર પામવાનો દિવસ છે.)

---

## બાજ રોજ ૧૯, માહ ૯ ને દીને ઇજવાની.

(અશો ફ્રોહરનું જશન).

આ દિવસે અર્દાફ્રવશની બાજ હુમા અશો ફ્રોહરની નેયતે ઇજવી.

---

## બાજ રોજ ૧૯, માહ ૧૨ ને દીને ઇજવાની.

(અશો ફ્રોહરનું જશન).

આ દિવસે અર્દાફ્રવશની બાજ હુમા અશો ફ્રોહરની નેયતે ઇજવી.

---

## વરધેની લગ્નની બાજ.

આ બાજ લગ્નની એક દિવસ આગમજ વરધને દિવસે, અઇવિસ્રૂથ્રૅમ ગેહમાં ઇજવામાં આવે છે. આ બાજ મોટી ખુબવાલા મોબેદ સાહેબજ ઇજી શકે છે. જે ઇજતી વેળા મીનો રામની ક્ષ્નૂમનથી જેમ જીંદેહ રવાનની બાજ ચેહારમની લખી છે તે પ્રમાણે ઇજવી.

---

## બાજ અગ્રેરસની.

[ **નોંધ:**—અગ્રેરસ એ તુરાની પાદશાહ અફ્રાસીઆબ જે ઇરાનીઓનો કટ્ટો વેરી હતો, તેનો સગો ભાઇ થતો હતો. તેમજ કરસવજ જેણે અફ્રાસીઆબને ભંભેરીને સ્યાવક્ષને દગાથી કતલ કરાવ્યો હતો તેનો પણ અગ્રેરસ ભાઇ થતો હતો. અગ્રેરસ એક ઘણોજ પાક, અશો, પરહેજગાર મર્દ હતો. શાહનામેહ મુજબ જયારે ઇરાનના શાહ મીનોચેહેરને, તેનાં લશ્કર સાથે પતશખારગરના કીલ્લામાં અફ્રાસીઆબે કેદ પૂર્યાં હતા તે વખતે અગ્રેરસે, જો કે પોતે તુરાની હોવાં છતાં, ઇરાનીઓને છુપી રીતે મદદ કરી છુટકારો કીધો હતો. જયારે અફ્રાસીઆબને આ વાતની ખબર પડી ત્યારે અગ્રેરસને કતલ કરાવવામાં આવ્યો હતો.

અગ્રેરસની આવી ઉદાર જીગરની મદદથી ઇરાનનો શાહ અને લશ્કર બચવા પામ્યાં હતાં, જ્યારે તે પોતે માર્યો ગયો હતો. એને ફ્રવર્દિન યશ્તમાં અશો નરોનાં નામોની સાથે યાદ કરવામાં આવ્યો છે, તેમજ આફ્રીનગાંનની ક્રિયામાં એના નામની યાદ "અગ્રેરસ નર અશો." એવી રીતે થાય છે. એનું નામ અવસ્તામાં 'અઘ્રએરથ', પુનદહેશનમાં 'અઘ્રએરાદ' અને ફારસીમાં '**અગ્રેરસ**' એમ મળે છે. ]

આ બાજ અર્દાફ્રવશની ઇજની અને તેમાં નામગરણુમાં નામ યાદ કરતી વખતે "**અનુશાહ રવાંન રવાંનીં અગ્રેરસ નર અશો અએદર યાદ બાદ**" એમ બોલવું અને ફ્રશાયશ્નેમાં જે શખ્સ બાજ ઇજાવે તેનું નામ લેવું.

---

## બાજ હોમાજીની.

[ **નોંધ:**—આસરે ૧૫૩ વર્ષ અગાઉ, તા. ૨૧ મી જુલાઇ ૧૭૮૩ (ઇસ્વી સન)ના સાલમાં ભરૂચમાં એક પારસી બાઇનું ખુન કરવાના આરોપ માટે **હોમાજી જમશેદજી** નામના એક બેહદીન પારસી જરથોસ્તીને બ્રીટીશ સરકાર તરફથી કહે છે કે સંજોગીક જુબાની ઉપરથી ફાંસી દેવામાં આવી હતી. આ વખતે કબીસા બાબેની તકરાર મુંબઇ, ભરૂચ, સુરત, નવસારી વિગેરે શહેરોમાં ઘણીજ જોશભેર ચાલતી હતી, અને આ કબીસાની બાબદની તકરાર ઉપરથી કહે છે કે કોઇ તરફથી તે બાઇનું ખુન કરવામાં આવ્યું હતું. તે વેળાના પારસી જરથોસ્તીઓ હોમાજીને ઘણાજ ધર્મી, દીનસુરત અને નિર્દોષ ધારતા હતા, અને જેવી રીતે અગ્રેરસની બાજ ઇજવામાં આવતી હતી તેવી રીતે એવણની નેયતે રોજ ૨૨ મો, માહ ૧૦ મો (૧૧૫૨ ય. જ.) એ દીને અર્દાફ્રવશની બાજ ઇજવાનું શરૂ કીધું, જે બાજ હાલમાં પણ ઇજવામાં આવે છે અને આફ્રિનગાન, જશન વિગેરેની ક્રિયામાં પણ એવણનું નામ લેવામાં આવે છે. હાલમાં ઘણાક જરથોસ્તીઓ પોતાની મુરાદનું ફળ મેળવતાં એવણની નેયતે બાજ આફ્રિનગાંન વિગેરે કરાવે છે. ]

(વધુ માટે જુઓ બમનજી બેહરામજી પટેલનું પારસી પ્રકાશ, દફતર ૧ પા. ૬૨)

**રોજ ૨૨ મો ગોવાદ, માહ ૧૦ મો દએ, આ દિવસે બહેદીન હોમા બહેદીન જમશેદની નેયતે અર્દાફ્રવશની બાજ ઇજી નામગરણુમાં એવણનું નામ લેવું.**

---

## બાજ કામા હોમાની.

[**નોંધઃ**—કામા હોમા નામના ભરૂચ શહેરના એક પારસીને રોજ અમરદાદ, માહ અદીબેહેશ્ત સને ૧૦૭૨ યજદજરદીને દીને ફાંસી દેવામાં આવી હતી. કહેછે કે કામા હોમા એક વણકરનો ધંધો કરતા હતા અને એવણને કોઇ મુસલમીન સાથે લેવડ દેવડની બાબદમાં કજ્યો થવાથી કામા હોમાએ પેલા મુસલમીનને કાફર કહ્યો તે ઉપરથી તે વખતના ભરૂચના નવાબની કોર્ટમાં એવણની તપાસ ચાલી અને કાજીએ ચુકાદો આપ્યો કે કામા હોમાએ પોતાનો ધર્મ છોડી મુસ્લીમ થવું, યાતો ફાંસીને લાકડે જવું. કામા હોમા એક ચુસ્ત જરથોસ્તી હોવાથી દીનને ખાતર પોતાનો જાન ખોહયો. કહેછે કે ભરૂચની જરથોસ્તી અંજુમને બેહદીન કામા હોમાનું નામ ભણતર ક્રિયામાં લેવાના ઇરાદાથી તેવણની મરણતીથી બાજ, આફરંગાન વગેરે ક્રિયાઓથી જાળવી રાખી હતી. (જુઓ પારસી પ્રકાશ) ]

---

## બાજ વરીઆવમાં માર્યાં ગયલાંઓની.

[ **નોંધ**—કહેછે કે કામરેજ તાલુકાના વરીઆવ કસબામાં જ્યાં ભીલ લોકોની મોટી વસ્તી હતી ત્યાં નવસારીના કેટલાક મલેસરવાસીઓ આવી વસ્યા હતા. ભીલ લોકો સાથેની લડાઇમાં ઘણા પારસીઓ માર્યા ગયા તેની તારીખ ઇ. સ. ૧૪૦૦ ને આસરે ય૦ ઝ૦ રોજ ૨૫ મો માહ ૧ લો શહેનશાહી ગણવામાં આવ્યો છે, પણ જંગે વરીઆવના દીવસની ખરી તારીખ વીષે કેટલાકો શક નાખે છે (જુઓ "તવારીખે નવસારી' પા. ૬૫૪–૫૫.) વળી જુઓ બેહદીન દાદાભાઇ કાવસજીની "વસ્તાએ ઇઅશતે વાજહા" (પા. ૧૨૦) જ્યાં કહેછે કે એ દીવસે મોહમદ બેગડાની લડાઇમાં આપણા કેટલાક જરથોસ્તીઓ માર્યા ગયા હતા, તેથી આ બાજ દર સાલ એ દીવસે કરવામાં આવે છે.

વધુ માટે જુઓઃ—Journal of the K. R. Cama Oriental Institute: Vol. I, pp. 17–20 અને Vol. II, pp. 122–124. ]

**રોજ ૨૫ મો અશિશવંઘ્, માહ ૧ લો ફરવરદીન એ રોજે બાજ અર્દાફ્રવશની ઇજી નામગરણમાં "હમા અશો ફરોહર" એવી રીતે ભણવું.**

---

## બાજ જામાસ્પ હકીમની.

[ **નોંધઃ**—જામાસ્પ, એ પાદશાહ ગુસ્તાસ્પનો વડો વજીર હતો. અવસ્તા તથા પહલવીમાં પણ એનું નામ "જામાસ્પ" તરીકેજ મળે છે. એના બાપનું અથવા ખાનદાનનું નામ "હબુબ" હતું, જેને અવસ્તામાં "હ્વોવ" (ગાથામાં "હ્વોગ્વ") કહેલું છે.

જરથોસ્તી દીન જે પયગમબર સાહેબ અશો જરથોશ્તે ફેલાવી તેનો પહેલો સ્વિકાર કરનાર એજ પુરૂષ હતો. એ ઘણોજ દાના, પરહેજગાર અને વિદ્વાન શખ્સ થઇ ગયો છે. ગાથામાં પણ એને "હકીમ જામાસ્પ" (દ. જામાસ્પ) કહયો છે. ફારસી પુસ્તકો એને "ઇનસાન જાતમાં સર્વથી દાના" તરીકે જણાવે છે, કારણ કે તેણે પયગમબર સાહેબ તરફથી પૂરતું શિક્ષણ મેળવ્યું હતું. સર્વે લખનારાઓએ એને "હકીમ"નો સર્વથી ચઢતો એલકાબ આપ્યો છે. ભવિષ્ય કહેનાર અને સેતારાઓની ગણત્રી કરનાર એના જેવો બીજો કોઇ થયો નથી. "જામાસ્પી" નામની આગાહી કરનારી કેતાબ જે ફારસી ભાષામાં રચાયલી છે તે એની બનાવેલી છે. એની બાહોશીને લીધેજ એણે જરથોશ્તી દીન ફેલાવવામાં મોટી મદદ કીધી હતી. એ ગુસ્તાસ્પ પાદશાહનો સાચો સલાહકાર હતો, અને જેટલો એ દાના હતો તેટલોજ બહાદુર પણ હતો, અને ઘણીક લડાઇઓ બહાદુરીથી કરી હતી, જે વાતને અવસ્તાની આવાં યશ્તમાંથી પણ ટેકો મળે છે.

પાક જરથોશ્ત પયગમબરે જે ચાર ચીજો ઇજી હતી, તેમાનું ક્રિયા કીધેલું ફુલ જામાસ્પને સુંઘાડવાથી એ "આગાહમંદ" થયો હતો, અને સર્વે બનનાર બનાવોની આગમજથી આગાહી કરતો હતો. (જુઓ કુતાર બેરાદરોનું શાહનામું, (વૉ. ૬ થું).

આપણાં પાદશાહ પહેલવાનોનાં નામોની યાદ કરતી વખતે, આ દાના પુરૂષનું પણ નામ યાદ કરવામાં આવે છે, અને "જામાસ્પ હક્રુમ" અથવા "જામાસ્પ હકીમ" એ રીતે દરેક ક્રિયા કામમાં એની ચાલુ યાદ થાય છે. તેમજ હાલમાં પણ કેટલાક જરથોશ્તીઓ, જામાસ્પ હકીમની નૈયતે દરૂન બાજ કરાવે છે.]

**આ બાજ અગ્રેરસની બાજની માફક ઇજી તેમાં "અનુશેહ રવાંન્ રવાંની જામાસ્પ હકીમ અએદર યાદ્ બાદ્" એવી રીતે નામ લેવું.**

---

## બાજ અવર્દાદ સાલગાહના જશનની.

[ **નોંધ**:—ફારસી રવાયતોમાં આ દિવસ યાને રોજ ખોરદાદ, માહ અસ્પંદામર્દને ખોરદાદ સાલ–ગાહ અથવા નવરૂજે જાવુલી અથવા નવરૂજે દર્યાઇ કહયો છે. હીન્દુસ્તાનની ઘણીક બાજ ધરણાંની કેતાબોમાં એને વળી 'સોડી નવરોજ' પણ કહયો છે.

"પારસી પંચાંગની તપાસ કરવા નેમાયલી કમિટીનો રીપોર્ટ" (મુંબઇ ૧૯૩૫) ઉપરથી આ તહેવાર વિષે કેટલીક નોંધો નીચે આપી છે:—

આ દહાડો કદીમીઓનાં નવાં વરસનો છે. ઇરાનમાં તેમજ હીન્દુસ્થાનનાં કદીમીઓમાં આવા જશનનું બ્યાન થયું નથી. કદીમીઓનું નવું વરસ શહેનશાહીઓ પણ પાલતા હતા, કારણ કે કબીસો જેવું કંઇ હતું નહિ. પણ જ્યારે શેહેનશાહીઓએ એક માસનો કબીસો કીધો ત્યારે જે કદીમી પંચાંગ બધાઓ વાપરતા હતા તેનાં નવાં વરસનાં દહાડાની યાદમાં આ જશન સ્થાપવામાં આવ્યું. દસ્તુર મુલ્લાં ફીરોજે કબીસાની તકરાર વખતે કહ્યું છે કે શેહેનશાહીઓએ એક માસનો કબીસો કીધા પછી આ જશન હીન્દુસ્થાનનાં જરથોસ્તીઓએ સ્થાપ્યું હતું.

આ પંચાંગ કમિટીના રીપોર્ટમાં કહેછે કે ઇ. સ. ૧૧૨૫ અને ૧૨૫૦ ની વચમાં પંચાંગમાં ફેરફાર થયલો હોવો જોઇએ. વળી હયાં કહેછે કે ઇ. સ. ૧૦૭૯ માં જલાલી પંચાંગ સ્થાપવામાં આવ્યું તેની આગમજ જુનું ઇરાની પંચાંગ બધાઓ વાપડતા હતા. ત્યારપછી આ અસલ પંચાંગનું નામ **કદીમ** એટલે જુનું પડયું, કારણ કે તેને નવાં પંચાંગથી જુદું રાખવાનું હતું.

વધારે ખુલાસા માટે જુઓ "મોદી મેમોરીઅલ વૉલ્યુમ"માં આપેલો "The Daryâi Nôrôz" (દર્યાઇ નોરોજ) વિષેનો માનવંત શેઠ મંચેરજી પેસ્તનજી ખરેઘાટનો વિદ્વતાભરેલો રેસાલો (પા. ૧૧૮-૩૦). આ રેસાલા ઉપરથી માલમ પડે છે કે આ દિવસને દર્યાઇ નોરોજ કહેવાનું કારણ આ કે દર્યાવરદીનાં તમામ લોકો જેઓ સાથે હીન્દુસ્થાનનાં જરથોશ્તીઓ સંબંધમાં હતા તેઓ આ કદીમી નવાં વરસનાં પહેલા દિવસથી પોતાની દર્યાઇ ગણત્રી શરૂ કરે છે. એટલે આ જશન વરસના અસલ નવા દહાડાની યાદમાં સ્થાપવામાં આવ્યું અને એ દહાડા માટેની ક્ષ્નૂમન હીંદના દસ્તુર મોબેદોએ લખી છે.

આ દિવસને "નવરૂજે જાવુલી" અને વળી "સોડી નોરોજ" (=છોડેલો નવરોજ) પણ કહે છે તે વિષેની સમજન માટે જુઓ ઉપલોજ રેસાલો.

આ "સોડી નોરોજ"ની સમજણ એર્વદ શે. દા. ભરૂચા નવી રીતે આપે છે તેને માટે જુઓ "Collected Sanskrit Writings of the Parsis" —I—p. XVIII.

વધુ ખોલાસા માટે જુઓ મોબેદ મેહેરવાનજી ખુરશેદજી બેહરામ કામદીન દસ્તુરનાંની "પાવ મેહેલને લગતી ક્રિયાઓ" સફા ૧૮૦-૧૮૭, જયાં કર્તા કહેછે કે ગઇ સદીમાં કબીસો કરવાની તકરારમાં કબીસાવાદી દસ્તુર એદલજી દારાબજી સંજાણાએ કબીસાની સાબેતીમાં "ખોરેહવહીઝક" કેતાબ બનાવી તેમાં પહેલવી નીરંગસ્તાનની શેહાદત સાથે આ ક્ષ્નૂમન ઉપજાવી છે. ]

**આ બાજ રોજ ૬ થો ખોર્દાદ, અને માહ ૧૨ મો અસ્ફંદાર્મદ એ દીને ઇજવી. આ બાજમાં ત્રણ યાદ કરવી, અને "અવંઘ્રહાઓ ફ્રવષયો તથા સ્તુમનો કર્દો"** ભણવાનું યાદ રાખવું.

બાજમાં યાદ કરે:—**ઇન્ ક્ષ્નૂમઇને અવર્દાદ્-સાલ-ગાહ વીસ્પએષા અર્દાફ્રવશ્ બે-રસાદ.**

નાની ક્ષ્નૂમન:—**ક્ષ્નૂમઇને અહુરહે મઝ્દાઓ રએવતો ખરેનંઘ્રઉહતો અમેષનાંમ્ સ્પેન્તનાંમ્, હઉર્વતાતો રથ્વો યાઇર્યાઓ હુષિતોઇશ્ સરેધ-એઇબ્યો અષહે રતૂબ્યો, અયરનાંચ્ અસ્નયનાંચ્ માહ્યનાંચ્ યાઇર્યનાંચ્ સરેધનાંચ્ ગાથાબ્યો સ્પેન્તાબ્યો રતુ-ક્ષથ્રાબ્યો અષઓનિબ્યો, અહુનવઇત્યાઓ ગાથયાઓ, ઉશ્તવઇત્યાઓ ગાથયાઓ, સ્પેન્તામઇન્યુશ્ ગાથયાઓ, વોહૂક્ષથ્રયાઓ ગાથયાઓ, વહિશ્તોઇશ્તોઇશ્ ગાથયાઓ.**

વીસ્પએષાંમ યજતનાંમ્, (જાવત) ફ્રવષિનાંમ્, અઑખ્તો નામનો યજતહે.

વડી ક્ષ્નૂમન :—અએસ્માંસ્ચ બઑઇધીમ્ચ યજમઇદે.

અહુરૅમ મઝ્દાંમ્ (જાવત) હુધાઑંઘ્હો યજમઇદે.

હઉર્વતાતૅમ અમૅષૅમ સ્પૅન્તૅમ ય૦ ચાઇર્યાંમ હુપિતીમ્ ય૦ સરૅધ અષવન અષહે રતવો ય૦

અયર અષવન અષહે રથ્વો રતુફ્રિતોઇશ ય૦

અસ્નય અષવન અષહે રથ્વો રતુફ્રિતોઇશ ય૦

માહ્ય અષવન અષહે રથ્વો રતુફ્રિતોઇશ ય૦

યાઇર્યે અષવન અષહે રથ્વો રતુફ્રિતોઇશ ય૦

સરૅધ અષવન અષહે રથ્વો રતુફ્રિતોઇશ ય૦

ગાથાઑ સ્પૅન્તાઑ રતુ-ક્ષથ્રાઑ અષઑનીશ્ ય૦

અહુનવઇતિમ્ ગાથાંમ અષઑનીમ્ અષહે રતૂમ ય૦

ઉશતવઇતિમ ગાથાંમ્ અષઑનીમ્ અષહે રતૂમ ય૦

સ્પૅન્તામઇન્યુમ્ ગાથાંમ અષઑનીમ અષહે રતૂમ ય૦

વૉહૂક્ષથ્રાંમ ગાથાંમ અષઑનીમ્ અષહે રતૂમ ય૦

વહિશ્તોઇશ્તીમ ગાથાંમ્ અષઑનીમ્ અષહે રતૂમ ય૦

વીસ્પૅમ્ચ અષવનૅમ (જાવત) ફ્રવષયો સ્તઑમિ જ્બયેમિ ઉફ્યેમિ......

---

## દીન-બેહ મીનો મારેસ્પંદ યજદની બાજની ક્ષ્નૂમન.

[**નોંધ:**—આ બાજને "દીન-માંથ્ર"ની બાજ તરીકે ફારસી રવાયતમાં ઓળખાવી છે તેનું કારણ એ કે માંથ્રવાણી યાને અવસ્તા અશો જરથોસ્તે અસ્પંદારમદ માસના દીન રોજે ગુસ્તાસ્પ પાદશાહને જાહેર કીધા હતા. પહલવી તેમજ ફારસી કેટાબો પ્રમાણે એ દિવસે ૪) અમશાસ્પંદો ગુસ્તાસ્પની દરબારમાં આવ્યા હતા. આ બાજ ઇજવા માટે નીચલી ૪) ચીજો અવશ્ય ઇજવા મુકવી એમ આપણા બુજોર્ગોનો કાયદો છે: જેમકે દુધ, મય યાને દારૂ, ફુલ અને અનાર યાને દાડમ. ફારસી "જરથોશ્ત નામા"ના બનાવનાર જરથોશ્ત બેહરાંમ કહે છે કે અશો જરથોશ્તે ગુશ્તાસ્પ પાદશાહની દરબારમાં દરૂન-બાજ ઇજીને ગુસ્તાસ્પને ૪) મોજેજા બતાવ્યા હતા તે આ કે બાજમાં ઇજેલો દારૂ ગુસ્તાસ્પે પીવાથી આ પાદશાહે જીવતાં જીવત બેહેસ્ત જોયું. ઇજેલું દુધ ગુશ્તાસ્પના દીકરા પેશોતનને પીવાડવાથી તે અમર રહ્યો અને આજ દીન સુધી તનદરોસ્તી ભણતી વખતે આપણે "દસ્તુર પેશોતન રા"

ભણીને તેને તનદરોસ્તી ચાહીએ છીએ. જામાસ્પ હકીમને ઇજેલું ફુલ સુંગાડવાથી તે તમામ જેહાનમાં બનેલા તેમજ ભવીષ્યના બનાવો વીશે માહીતગાર થયો અને એટલા માટે એને જામાસ્પ હકીમ આપણે કહીએ છીએ. ઇજેલા દાડમનો એક દાનો ગુશ્તાસ્પના દીકરા અસ્ફંદયારને ખવાડવાથી તે તાંબાના શરીરનો બન્યો યાને કોઇપણ જાતનું હથ્યાર એના શરીર ઉપર કારી જખમ કરી શકતું નહી. એટલા માટે એને "રૂઇન-તન" પણ કહે છે.]

(આ બાજ રોજ ૨૯ મો મારેસ્પંદ, માહ ૧૨ મો અસ્ફંદામર્દ; એ દીને ઇજવામાં આવે છે.)

બાજમાં યાદ કરેઃ—દીન્-એહ્ મીનો મારેસ્પંદ્ બે-રસાદ્.[1]

નાની ક્ષ્નૂમનઃ—ક્ષ્નૂમઇને અહુરહે મજ્દાઓ રએવતો ખરેનંઘ્રઉહ્તો અમેષનાંમ્ સ્પેન્તનાંમ્, રજિશ્તયાઓ ચિસ્તયાઓ મજ્દધાતયાઓ અષઓન્યાઓ, દએનયાઓ વંઘ્હુયાઓ માજ્દયસ્નોઇશ.

માંથ્રહે સ્પેન્તહે અષઓનો વેરેજયંઘ્રહે, દાતહે વીદએવહે, દાતહે જરથુશ્ત્રોઇશ, દરેઘયાઓ ઉપયનયાઓ, દએનયાઓ વંઘ્હુયાઓ માજ્દયસ્નોઇશ, જરજ્દાતોઇશ માંથ્રહે સ્પેન્તહે, ઉષિ-દરેથ્રેમ્ દએનયાઓ માજ્દયસ્નોઇશ, વએધીમ માંથ્રહે સ્પેન્તહે, આસ્નહે-ખ્રથ્વો મજ્દધાતહે, ગઓષો-સ્રૂતહે ખ્રથ્વો મજ્દધાતહે, અઓખ્તો નામનો યજતહે.

વડી ક્ષ્નૂમનઃ—અએસ્માંસ્ચ બઓઇધીમ્ચ યજમઇદે.

અહુરેમ્ મજ્દાંમ્ રએવન્તેમ ખરેનંઘ્રઉહન્તેમ યજમઇદે. અમેષા સ્પેન્તા હુક્ષથ્રા હુધાઓંઘ્હો યજમઇદે.

રજિશ્તાંમ્ ચિશ્તાંમ્ મજ્દધાતાંમ્ અષઓનીમ્ યજમઇદે. દએનાંમ્ વંઘ્ઉહીમ્ માજ્દયસ્નીમ્ યજમઇદે.

માંથ્રેમ્ સ્પેન્તેમ્ અશ્-ખરેનંઘ્રહેમ યજમઇદે. દાતેમ વીદોયુમ યજમઇદે. દાતેમ જરથુશ્ત્રિ યજમઇદે. દરેઘાંમ્ ઉપયનાંમ યજમઇદે. દએનાંમ્ વંઘ્ઉહીમ્ માજ્દયસ્નીમ્ યજમઇદે. જરજ્દાઇતીમ્ માંથ્રેમ્ સ્પેન્તેમ યજમઇદે. ઉષિ-દરેથ્રેમ દએનાંમ માજ્દયસ્નીમ્ યજમઇદે. વએધીમ માંથ્રેમ સ્પેન્તેમ યજમઇદે. આસ્નેમ ખ્રતૂમ મજ્દધાતેમ્ યજમઇદે. ગઓષો-સ્રૂતેમ ખ્રતૂમ મજ્દધાતેમ યજમઇદે. અષઓનાંમ્ વંઘ્ઉહીશ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો યજમઇદે.

---

૧. દસ્તુર દારાબ હોરમજયારે પોતાની રેવાયતમાં આ યાદ નીચે પ્રમાણે આપી છેઃ—"દાન્ ક્ષ્નૂમઇને મીનો મારેસ્પંદ દીને માજ્દયસ્ની બે-રસાદ્." (જુવો વૉ. ૧. પાનું ૩૫૪.)

# ફ્રવર્દેગાનનાં દિવસોમાં ભણવામાં આવતી બાજોની ક્ષ્નૂમનો.

## શરૂ થતા ફ્રવર્દેગાનના દિવસોની બાજ.

[ **નોંધ:**—આ ફ્રવરદેગાંન શબ્દ અવસ્તાના **ફ્રવષી** નામ ઉપરથી નીકળ્યો છે. હાલમાં આપણે ડોસલાં અથવા મુકતાદને નામે આ ફ્રવર્દેગાંનનાં અવસરને ઓળખ્યે છીએ જે ભૂલભરેલું છે. મુકતાદ અને ડોસલાંની ઉત્પત્તી ગુજરાતી ભાષામાં થયલી છે. મુકતાદ એટલે મુકત યાને છુટકારો પામેલો આત્મા એમ થાય છે. પણ ફ્રવર્દેગાંનનો અર્થ "ફ્રોહરની યાદના હીંગામો" યાને કે ફ્રોહરોની આરાધનાના દિવસો એમ થાય છે. આ એક ઘણો મોટો અવસર છે અને આપણા વડીલોએ વાર્ષીક પાંચ ફરજોમાંની એક ખાસ ફરજ ઠેરવેલી છે, જે દીની હુકમ મુજબ ઘટતી રીતે અને બર વકતે ખાસખુસ અદા કરવી જોઇએ. અને આ પવિત્ર હીંગામને મુકતાદના હીંગામ યા ડોસલાં તરીકે ઓળખવાને બદલે, **ફ્રવર્દેગાંન**નાં હીંગામ તરીકેજ ઓળખવું એ આપણી ફરજ છે. ]

રોજ ૨૬ મો આસ્તાદ માહ ૧૨ મો અસ્ફંદાર્મદ એ દિવસોથી ફ્રવર્દેગાનના દહાડાઓ શરૂ થાય છે. આ દહાડાઓ ઉપર અર્દાફ્રવશની બાજ ઇજવી. મુકતાદનાં પહેલા પાંચ દિવસ માટે દસ્તુર એદલજી નવરોજી મેહેરજીરાણા, પોતાની બાજ ધરણાની ચોપડીમાં જણાવે છે કે આ પાંચ દિવસ, યાને રોજ આસ્તાદથી રોજ અનેરાંન સુધી ૫) હમકારે ખુબ કરીને અર્દાફ્રવશની બાજ ધરવી.

---

## ગાથાનાં દિવસમાં પાંચ તાએની ખુબ કરવાની વિગત.

ગાથાનાં પાંચ દિવસ, નાની ખુબ નીચે પ્રમાણે કરવી.

પ્રથમમાં જેમ આગળ જણાવ્યું છે તેમ, કળશ્યો પાવ કરી, બર્-સ્મન બાંધી, દરૂન ચાર, તથા ગોશોદો, આપે, અએસ્મ, બોય વિગેરે સર્વે ચીજ સરેશ્તા મુજબ ગોથવી બાજમાં યાદ કરે.

(બાજમાં પઢે). હુમત હૂખ્ત હ્વરશ્ત હુ-મનશ્ને હુ-ગવશ્ને હુ-કુનશ્ને ઇન્ ક્ષ્નૂમઇને ગેહ્ ગાથાબ્યો, ગેહ્ અહુનવદ્, ગેહ્ ઉશ્તવદ્, ગેહ્ સ્પેન્તોમદ્, ગેહ્ વોહુક્ષથ્ર ગેહ્ વહિશ્તોઇશ્ત, ગેહ્ ગાથાબ્યો વીસ્પએષા અર્દાફ્રવશ્ બે-રસાદ્.

નીરંગ્ પીરોજગર્ બાદ્..........ઑજ્ હમા ગુનાહ્ પતિત્

પરીમાન્-હોમ ૫-પતિન્ હૉમ્. ગાઉશ-હુધાઑ આપ ઉર્વર્ અએસ્મ બઑઇધ ક્ષ્નૂમઇને.

(પ્રગટ પઢે) ક્ષ્નઑથ્ર અહુરહે મજ઼્દાઑ અષેમ વૉહૂ ૩; ખર્રેમન દથુષો અહુરહે મજ઼્દાઑ................અષઑનાંમ્ અષઑનિનાંમ્ચ અષહે રથ્વાંમ્.

☞ ખ્રરથેમ ખ્યજ઼્દેમ્ આયેસે યેશ્તિ હઉર્વતત અમેરેતાત ગાઉશ-હુધાઑ આપ ઉર્વર્ અએસ્મ બઑઇધિ ક્ષ્નૂમઇને, અહુરહે મજ઼્દાઑ રએવતો ખ્રરેનંઘ્રઉહતો, અમેષનાંમ્ સ્પેન્તનાંમ, ગાથાબ્યો સ્પેન્તાબ્યો રતુક્ષથ્રાબ્યો અષઑનિબ્યો, અહુનવઇત્યાઑ ગાથયાઑ, ઉશ્તવઇત્યાઑ ગાથયાઑ, સ્પેન્તામઇન્યેઉશ ગાથયાઑ, વોહૂ-ક્ષથ્રયાઑ ગાથયાઑ, વહિશ્તોઇશ્તોઇશ ગાથયાઑ, વીસ્પએષાંમ યજ઼તનાંમ્ અષઑનાંમ્..............અઑખ્તો-નામનો યજ઼તહે (બે વાર પઢે) ☜

આયેસે યેશ્તિ અવંઘ્રહાઑ ફ્રવષયો.........નબાનજ઼્દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ્

આયેસે યેશ્તિ વીસ્પએઇબ્યો વંઘ્રહુધાબ્યો યજ઼તએઇબ્યો.........
વહિશ્તાત ફ્રવરાને (જે ગેહ હોય તે પઢે)..... ફ્રઑત.

ઇમ હુમતાચ હૂખ્તાચ.........અષઑનાંમ્ અષઑનિનાંમ્ચ અષહે રથ્વાંમ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.

આઅત દીશ આવએધયમહિ (ક્ષ્નૂમન) અહુરહે મજ઼્દાઑ રએવતો ખ્રરેનંઘ્રઉહતો અમેષનાંમ્ સ્પેન્તનાંમ્ ગાથાબ્યો સ્પેન્તાબ્યો......
....વહિશ્તોઇશ્તોઇશ ગાથયાઑ, વીસ્પએષાંમ્.......નબાન જ઼્દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ્ ક્ષ્નઑથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ આઅત દીશ આવએધયમહિ અષઑનાંમ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ્.........નબાનજ઼્દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ્ ય૦ વ૦ ક્ષ્ન૦ ફ્ર૦

આઅત દીશ આવએધયમહિ વીસ્પએઇબ્યો વંઘ્રહુધાબ્યો યજ઼તએઇબ્યો.........વહિશ્તાત, અમેષા સ્પેન્તા......યંઘ્રહે હાતાંમ્.......તાંસ્ચા તાઑસ્ચા યજ઼મઇદે.

ઇથા આઅત યજ઼મઇદે અહુરેમ્ મજ઼્દાંમ્.........યજ઼મઇદે.

ક્વ્યાઁઘ્રહેમ્ અહુરેમ મજ઼્દાંમ યજ઼મઇદે........ .....યિમ્ અહુરેમ મજ઼્દાંમ્, હઉર્વત્ અમેરેતાત યજ઼મઇદે..........અએસ્માંસ્ચ બઑઇધિમચ યજ઼મઇદે.

(વડી ક્ષ્નૂમન) અહુરેમ્ મજ઼્દાંમ્.........યજ઼મઇદે.

ગાથાઑ સ્પેંતાઑ રતુ-ક્ષથ્રાઑ અષઑનીશ યજ઼મઇદે.

અહુનવઇતીમ્ ગાથાંમ્ અષઑનીમ અષહે રતૂમ્ યજમઇદે.
ઉશતવઇતીમ ગાથાંમ અષઑનીમ અષહે રતૂમ્ યજમઇદે.
સ્પેન્તા-મઇન્યૂમ્ ગાથાંમ્ અષઑનીમ્ અષહે રતૂમ યજમઇદે.
વૉહુ-ક્ષથ્રાંમ્ ગાથાંમ અષઑનીમ્ અષહે રતૂમ યજમઇદે.
વહિશ્તોઇશ્તીમ્ ગાથાંમ અષઑનીમ અષહે રતૂમ યજમઇદે.

વીસ્પેમચ અષવનેમ મઇન્યૂમ્........યજમઇદે અષઑનાંમ્ વંઘ્રુઉ-હીશ સુરાઑ સ્પેન્તાઑ ફ્રવષયો સ્તઑમિ જ઼બયેમિ ઉફ્યેમિ.........આ સઓચ્યંતાત વેરેથ્રઘ્નત.

(બાજમાં યાદ કરે) હુમત હુખ્ત હુવર્શત......ઇન્ ક્ષ્નૂમઇને ગેહ ગાથાબ્યો ગેહ અહુનવદ........વીસ્પએષા અર્દાફ્રવશ બે-રસાદ........ગાઉશ-હુધાઑ આપે ઉર્વર અએસ્મ બઑઇધિ ક્ષ્નૂમઇને.

(પ્રગટ પઢે) વીસ્પાઑ ફ્રવષયો અષઑનાંમ્ યજમઇદે. અષઑ-નાંમ્ વંઘ્રુઉહીશ સૂરાઑ સ્પેન્તાઑ ફ્રવષયો યજમઇદે (જે ગેહ હોય તે પઢે) પઇતિ રતૂમ યૅઘ્નહે હાતાંમ્......યજમઇદે.

અષેમ્ વૉહૂ ૩; અષય દધાંમિ...... ...અષઑનાંમ્ અષઑ-નિનાંમચ અષહે રથ્વાંમ્.

☞ અષય દધાંમિ ખરેથેમ મ્યજ઼દેમ હુઉર્વત અમેરતાત્ ગાઉશ હુધાઑ આપે ઉર્વર અએસ્મ બઑઇધિ ક્ષ્નૂમઇને અહુરહે મજ઼દાઑ રએવતો ખરેનંઘ્રુઉહતો, અમેષનાંમ સ્પેન્તનાંમ, ગાથાબ્યો સ્પેન્તાબ્યો રતૂક્ષથ્રાબ્યો અષઑનિબ્યો, અહુનવઇત્યાઑ ગાથયાઑ, ઉશતવઇત્યાઑ ગાથયાઑ, સ્પેન્તામઇન્યેઉશ ગાથયાઑ, વૉહૂ-ક્ષથ્રયાઑ ગાથયાઑ, વહિશ્તોઇશ્તોઇશ ગાથયાઑ, વીસ્પએષાંમ્ યજતનાંમ્......અઑખ્તો નામનો યજતહે ☜ (બે વાર પઢે).

અષય દધાંમિ અવંઘ્રુહાઑ ફ્રવષયો.......નબાનજ઼દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ.

અષય દધાંમિ વીસ્પએઇબ્યો વંઘ્રુહુધાબ્યો યજતએઇબ્યો.........વહિશ્તાત, અષય-નો પઇતિ-જમ્યાત............. વીસ્પાઇ યવે.

(બાજમાં યાદ કરે) હુમત હુખ્ત હુવરશ્ત......અએસ્મ બઑઇધિ ક્ષ્નૂમઇને.

(પ્રગત પઢે) યથા અહૂ વઇર્યો ૨; અહુનેમ્ વઇરીમ.............તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.

અષેમ વૉહૂ ૩; અષય દધાંમિ..............ફ્રસસ્તિ અહુરહે મજ઼દાઑ....(ફ્રસસ્ત ઉંચકી ક્રિયા કરે) ......અમેષ સ્પેન્ત......યાતુ-મનહે જસઇતિ, અષેમ્ વૉહૂ ૩;

હયાં આશ્ની કરી બાજ મૂકે, અને બાજ મૂકતાં ગાથાની ક્ષ્નૂમન ભણવી યાદ રાખે.

ગાથાનાં પાંચ દિવસ, નાની પાંચ તાએની ખુબ કરવાની ક્રિયા હયાં ખલાસ થઈ.

---

## ગાથાની બાજ ઈજવાની ક્ષ્નૂમન.

[ **નોંધ:**—આ બાજમાં ત્રણુ યાદ કરી તથા **"અવંઘ્રહાઑ ફ્રવષયો"** અને **"સ્તઑમિ જ્ઞ્બયેમિ"**નો કરદો તેની જગ્યા ઉપર ભણવા યાદ રાખવું. **"વીરૂપએષાંમ્"** ભણવું નહિ. તેમજ પાંચ તાએની ખુબ કરતી વેળા, (પા. ૬૩-૬૪, ૭૫-૭૬, ૮૪, અને ૯૩-૯૪) રોજ, માહનાં મંડાણમાં, ગાથાનાં દિવસોનું મંડાણ આપ્યું છે તે જે દિવસે, જે ગાથો હોય તે રોજ, માહની જગ્યાએ ભણવો. ગાથાનાં ૫) દિવસોની કોઇપણુ ગેહમાં આ બાજ ધરવામાં આવે છે. ]

(બાજમાં યાદ કરે):—ગેહ્ ગાથાબ્યો ગેહ્ અહુનવદ્, ગેહ્ ઉશ્તવદ્, ગેહ્ સ્પેન્તોમદ્, ગેહ્ વોહુક્ષથ્ર, ગેહ્ વહિશ્તોઇશ્ત્, ગેહ્ ગાથાબ્યો અર્દાફ્રવશ્ બે-રસાદ્.

(નાની ક્ષ્નૂમન):—ક્ષ્નૂમઇને અહુરહે મજ્દાઑ......સ્પેન્તનાંમ્.

ગાથાબ્યો સ્પેન્તાબ્યો રતુ-ક્ષથ્રાબ્યો અષઑનિબ્યો, અહુનવઇત્યાઑ ગાથયાઑ, ઉશ્તવઇત્યાઑ ગાથયાઑ, સ્પેન્તામઇન્યેઉશ્ ગાથયાઑ, વોહૂ-ક્ષથ્રયાઑ ગાથયાઑ, વહિશ્તોઇશ્તોઈશ્ ગાથયાઑ, અષઑનાંમ્ ફ્રવષિનાંમ્..........નબાનજ્દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ્, અઑખ્તો નામનો યજતહે, આયેસે યેશ્તિ અવંઘ્રહાઑ ફ્રવષયો.........

વડી ક્ષ્નૂમન:—અએસ્માંસ્ચ બઑઇધિમ્ચ યજમઇદે. અહુરેમ મજ્દાંમ્......હુધાઑંઘ્રહો યજમઇદે.

ગાથાઑ સ્પેન્તાઑ રતુ-ક્ષથ્રાઑ અષઑનીશ્ યજમઇદે.

અહુનવઇતીમ્ ગાથાંમ્ અષઑનીમ્ અષહે રતૂમ્ યજમઇદે.

ઉશ્તવઇતીમ્ ગાથાંમ્ અષઑનીમ્ અષહે રતૂમ્ યજમઇદે.

સ્પેન્તા-મઇન્યૂમ્ ગાથાંમ્ અષઑનીમ્ અષહે રતૂમ્ યજમઇદે.

વોહૂ-ક્ષથ્રાંમ્ ગાથાંમ્ અષઑનીમ્ અષહે રતૂમ્ યજમઇદે.

વહિશ્તોઇશ્તીમ્ ગાથાંમ્ અષઑનીમ્ અષહે રતૂમ્ યજમઇદે.

અષઑનાંમ્ વંઘ્રઉહીશ્ સૂરાઑ સ્પેન્તાઑ ફ્રવષયો સ્તઑમિ જ્ઞ્બયેમિ ઉફ્યેમિ........

---

## ગાહમ્બારનાં દિવસોમાં ઇજવાની બાજની ક્ષ્નૂમન.

[**નોંધ**:—આ બાજ ઇરાનમાં પણ "અહુરમજદ ખોદાએ"ની ક્ષ્નૂમનથી ઇજાય છે, પણ ગાહમ્બારની ઇજશને તથા આફ્રરંગાનમાં **રથ્વો બેરેજતો**....ની ક્ષ્નૂમન ભણવામાં આવે છે. ફારસી રવાયતમાં કહે છે કે ગાહમ્બારની બાજ દીવસની કોઇપણ ગેહમાં ઇજાય પણ રાતના નહી (જુવો એરવદ માનેકજી રૂ. ઉનવાલાએ પ્રગટ કીધેલી દારાબ હમજીઆરની ફારસી રવાયત-વોલ્યુમ ૧ લું પા. ૪૨૯:—એ રવાયતનું લખાન દસ્તુર બરજો કામદીન ઉપર ઇરાનથી આવ્યું હતું.)

હીંદુસ્તાનના બુજોર્ગોનો કાયદો એ વિષે કેવો છે તે મરહુમ દસ્તુર એરચજી સો. મેહરજીરાણાંના નીચલાં લખાણ ઉપરથી માલમ પડે છે:—"મોબેદોએ રપીથ્વન ઇજી હોય યા નહીં ઇજી હોય તો પણ રપીથ્વન ગેહમાં ગાહમ્બારના દરૂન ઇજાય નહી અને પાવી પણ બેસાય નહી. ગાહમ્બારની ક્રિયાનો અમલ હાવન, ઉજીરન અને ઉશહેન એ ત્રણ ગેહમાંજ થવાય."

મોબેદ સાહેબ મેહરવાનજી બેહરામ કામદીન દસ્તુરનાએ પ્રગટ કીધેલી "પાવ મહેલને લગતી ક્રીયાઓ"ની કેતાબમાં ગાહમ્બારની બાજને માટે **રથ્વો બેરેજતો**... ની ક્ષ્નૂમન આપી છે (જુઓ પા. ૧૯૨)]

(આ બાજ ઇજતી વેળા જે ગાહમ્બાર હોય તેનું નામ લઇ નીચે લખ્યા પ્રમાણે દાદાર અહુરમજ્દની ક્ષ્નૂમન ભણવી.)

બાજમાં યાદ કરે:—મઝ્દયો **રથ્વો બૅરૅજત્ બુલંદ ગેહ ગાહમ્બાર** (જે ગાહમ્બાર હોય તેનું નામ લે. દાખલા તરીકે **હમસ્પથમએદએમ હમ કૅરફે હમા વેહાને હફ્ત-કેશ્વર જ્મીન્ બે-રસાદ**.)

નાની ક્ષ્નૂનમ:—**ક્ષ્નૂમઇને અહુરહે મઝ્દાઓ રએવતો ખરેનંઘુહતો, અમેશનાં સ્પેન્તનાં યજતહે.**

વડી ક્ષ્નૂમન:—**અએસ્માંસ્ચ બઓઇધિશ્ચ યજ્મઇદે.**

**અહુરૅમ મઝ્દામ રએવન્તૅમ્ ખરૅનંઘુહન્તૅમ યજમઇદે. અમશઆનાંમ્ વંઘુહીશ્ સૂરાઓ સ્પૅન્તાઓ ફ્રવષયો યજમઇદે.**

---

## ગાહમ્બારની પાવી બેસવાની વીગત.

પહેલાં જે મોબેદને ખુબ હોય તે ગાહમ્બારની બાજ ધરે. ત્યારપછી ઇજેલા દરૂન, ફ્રૂટ, મેવો, કઠોળ વગેરે જે ચાશની હોય તે લાવીને મુકવા અને સાથે એક પાણીનું ભરેલું વાસન પણ મુકે. આ પાણીનું વાસન, જેમ પાણી પાવ કરતાં મોઢાં સુધી ભરીએ છીએ તેમ મોઢાં સુધી ભરેલું જોઇએ. પછી જે મોબેદે ગાહમ્બારની બાજ ઇજી હોય તે બાજ સાથે બેસીને પેલાં પાણીનાં વાસન ઉપર હાથનું પેવંદ લગાડે અને બીજા સર્વે મોબેદો અકેક સાથે પેવંદ કરીને બાજ ધરનારા મોબેદ સાથે પેવંદ

કરે. પછી બધાઓ વડી બાજ લે.[1] આ ગાહમ્બારની પાવીમાં ત્રણ ચાહ કરવામાં આવે છે તે નીચે પ્રમાણેઃ—પહેલી ગાહમ્બારની ચાહ; બીજી જે રોજે ગાહમ્બાર ઇજયો તે રોજના હમકારાની ચાહ; તથા ત્રીજી સરોશની ચાહ. આ ચાહ કરતાં બધાઓ હાથમાં શરાબ અથવા દુધ રાખે. બાજનો ધરનાર જે બાજે દરૂન ઇજયા છે તે બાજે બાજમાં આફ્રીન પઢે, અને જયાં "અએદુન બાદ" આવે ત્યાં સર્વે સાથે બેઠેલાઓબી બાજમાં "અએદુન બાદ" પઢે. આ પ્રમાણે પઢીને તમામ આફ્રીન પુરી કરે.

પેલો બાજનો ધરનાર જેણે પાણીના વાસન સાથે હાથનું પેવંદ લગાડેલું છે તે ચાહ તમામ કરીને હાથ ઉઠાવે, અને દરૂન, મેવો જે હોય તેની સર્વે જન ચાશની કરીને, કુસ્તી કરે અને પછી તંદરૂસ્તી પઢે.

---

## રોજ ૧ લો હોરમજદ અને માહ ૧ લો ફ્રવર્દીન એ દીને વનંતની બાજ ઇજવાની વિગત.

(આ બાજ માટે જુઓ પાનું ૧૩૧).

---

## રપિથ્વનની બાજની ક્નૂમન.

[**નોંધ**—દસ્તુર એરચજી સો. મેહરજીરાણા પોતાના એક હસ્તલેખમાં રપીથ્વન વિષે નીચે મુજબ ઘણો જાણવાજોગ ખુલાસો કરે છે:—

કોઇબી મોબેદોએ રપીથ્વન નહી ઇજી હોય અને તે મોબેદો હાવન ગેહમાં કોઇબી રીતની ઇજસ્ને બેઠા હોય યા ખુબ કરવા બેઠા હોય અને રપીથ્વન ગેહમાં જોર મેલવે તો કશી અડચન નથી, કારણ કે ઇજશ્ને **વીસ્પે સેતાયશ** કર્યા વગર પુરી થયલી ગણાય નહી. તેથી જો રપીથ્વન નહી ઇજી હોય તે શખસ રપીથ્વનમાં કુસ્તી પાદયાબ કરીને કંઇ પાવ મેહલનો અમલ કરવા માંગે તો તેનાથી થવાય નહીં, પણ ઇજસ્નેનો જોર મેલવે તો તેની કશી અડચન નથી, કારણ કે શું ઇજશ્ને કે વંદીદાદ કે દરૂન જે ગેહમાં ઇજવા બેસે તેજ ગેહમાં તેના અરધા ભાગની ઉપર પઢવાનું પુરૂં કરીને આગલ ચાલે તેને ત્યાર પછી ગેહ બદલાય તો કશી અડચન નથી. બલકે દરૂન ઇજવા હાવન ગેહમાં બેઠેલો હોય અને તે અરધા ભાગની ઉપર અવસ્તા પઢી ગયો હોય અને પછી રપીથ્વન ગેહ થાય તો તે ચાશની કરે તેમાંબી કાંઇ વાંધો નથી.

આતશ બેહરાંમમાં બોય દેનાર મોબેદ ફ્રરવરદીન મહીનો ને હોરમજદ રોજે રપીથ્વન ઇજે છે અને આતશ બેહરાંમમાં બોએ દે છે તે બણીથી આતશ બેહરાંમની બોય સીવાય જ્યાં સુધી અરદીબેહસ્ત રોજે બીજાઓ રપીથ્વન ઇજીને રપીથ્વનની

---

1. જુવો પાછળ "બાજ જમવાની વડી."

બાજ અંજુમનની ઇજે ત્યાં સુધી પેલા બોય દેનારાથી આતશ બેહરાંમની બોય દેવા સીવાય બીજો કશો અમલ રપીથ્વન ગેહમાં થવાય નહી. આલાતબી છોરાય નહી અને બાજબી ઇજાય નહી, અને કોઇ ચાહે કે અરદીબેહેસ્ત રોજે તેને બોલાવીને રપીથ્વન ગેહમાં રપીથ્વનની ઇજશ્નેનું પરગણું કરાવ્યે તે પણ તેનેથી થાય નહી, કારણ કે અંજુમનની બાજ ઇજાય યાને રપીથ્વનની બાજ ઇજ્યા પછી તે સઘલો અમલ કરી શકે એ કાયદો છે.

નવસારીમાં ફ્રવરદીન મહીનો ને અરદીબેહેસ્ત રોજે અંજુમનનો વારાદાર ઇજશ્ને રપીથ્વનની બેસે છે અને તે વારાદારજ બાજબી એક જન રપીથ્વનની ઇજે છે, અને બીજા રપીથ્વન બેઠેલા મોબેદો બાજ ઇજતા નથી તે એક મુખ્ય કાયદો રાખેલો છે કે અંજુમનની બાજ ઇજાઇ તેમાં સઘળાઓ સામેલ થઇ ચુકા, તેથી બીજાઓને ઇજવાની મનાઇ કીધેલી છે, પણ આપણા નવસારીના પંથકવાલાઓ મુંબઇમાં માનેકજી શેઠની અગ્યારીમાં જેટલા રપીથ્વનની ઇજશ્ને બેઠેલા હોય તે સઘલા રપીથ્વનની બાજ ઇજે છે.

મોબેદોએ રપીથ્વન ઇજી હોય યા નહી ઇજી હોય તોપણુ રપીથ્વન ગેહમાં ગાહમ્બારના દરૂન ઇજાય નહી અને પાવી પણ બેસાય નહી. ગાહમ્બારની ક્રિયાનો અમલ હાવન, ઉજીરન અને ઉશહેન એ ત્રણ ગેહમાંજ થવાય.

જે ધણીએ રપીથ્વન ઇજી નહી હોય તે ધણીથી રપીથ્વનના અમલમાં કંઇબી અમલ થવાય નહી, તેમજ કોઇના ઇચોરા ઉપર જવાય નહી.

નવસારીમાં ફ્રવરદીન મહીનો અને અરદીબેહેસ્ત રોજ પછી સાત મહીના સુધી જેઓ રપીથ્વનની ઇજશને બેસે છે તેઓ રપીથ્વનની ખશનુમનથી બાજ ઇજતા નથી, પણ અર્દીબેહેસ્ત રોજની બાજ ઇજે છે, તે પણ એક કાયદો રાખેલો છે. બાકી ખરી રીતે જોતાં જે ખશનુમનથી ઇજશ્ને બેસે તે ખશનુમનથી બાજ ઇજવામાં કશો વાંધો નથી.

દસ્તુર શાપુરજી સોરાબજી મેહરજીરાણાને હાથની લખેલી એક કેટાબ ઉપરથી દસ્તુર એરચજી સો. મેહરજીરાણાએ પોતાના એક હસ્તલેખમાં "રપીથ્વન ગેહમાં આતશબેહરામમાં બોય દેવા વીશે" નીચે પ્રમાણે લખે છે:—

અગર જો ગાથા ગાહમ્બારના દીન ઉપર વરસ્યો હક થાય તે વખતે નવો વરસ્યો બનાવતાં રપીથ્વન ગેહ બેસે તો દહાડામાં રપીથ્વન ગેહમાં આતશબેહરાંમની બોય દેવી જોઇએ તેનો રસ્તો એ છે કે જેટલા દહાડા વરસ્યો નવો નહી બને તેટલા દહાડા રપીથ્વન ગેહમાં બાજ એક "અરદીબેહેસ્ત અમશાસ્પંદ વીસ્પેશાં અરદાફ્રવશ બે રસાદ"ની ઇજીને રપીથ્વન ગેહમાં આતશબેહરાંમની બોએ દીએ અને રોજ ૩) માહ ૧) સે રપીથ્વનની ઇજશ્ને ઇજવાની નહી બને તો એજ રીતે રપીથ્વન ગેહમાં અરદી-બેહસ્તની બાજ એક ઇજીને, રપીથ્વન ગેહમાં રપીથ્વનનું જશન કરે.]

**બાજમાં યાદ કરે:—ઇન ક્ષ્નૂમઇને અર્દીબેહેશ્ત્ અમેષાસ્પંદ્ વીસ્પએષા અર્દાફ્રવશ બે-રસાદ્.**

**નાની ક્ષ્નૂમન :—ઇન્ ક્ષ્નૂમઇને અહુરહે મજ્દાઓ (જાવત) સ્પેન્ત-નાંમ્, અષહે વહિશ્તહે આથ્રસ્ચ અહુરહે મજ્દાઓ પુથ્ર, વીસ્પએષાંમ (જાવત) ફ્રવષિનાંમ અર્ઓખ્તો નામનો યજતહે, આયેસે યેશ્તિ અવંઘ્ર-હાઓ ફ્રવષયો.**

**વડી ક્ષ્નૂમન :—અએસ્માંસ્ચ બઓઇધિમ્ચ યજમઇદે, અહુરેમ મજ્દાંમ (જાવત) હુધાઓંઘ્રહો યજમઇદે, અષેમ વહિશ્તેમ્ આતરેમ્ચ અહુરહે મજ્દાઓ પુથ્રેમ યજમઇદે, વીસ્પેમ્ચ અષવનેમ (જાવત) યજતેમ યજમઇદે, અષઓનાંમ્ વઘ્રુઉહીશ્ સૂરઓ સ્પેન્તાઓ ફ્રવષયો સ્તઓમિ જ્બયેમિ ઉફ્યેમિ...**

**નોટ :—**આ બાજ ફક્ત રપિથ્વન ગેહમાં રોજ ૩, માહ ૧ ને દીને ઇજવામાં આવે છે, માટે ગેહ પઢતી વેળા રપિથ્વન ગેહ ભણવી યાદ રાખે. તેમજ બીજી **"વીસ્પએષાંમ"** વાળી બાજે ઇજવામાં આવે છે તે પ્રમાણે ઇજે.

---

## રોજ ૫ માહ ૧ ને દીને બાજ ઈજવાની વિગત.

અસ્ફંદાર્મદ રોજ અને ફ્રવર્દીન મહીનામાં ઉષહિન ગેહમાં અર્દાફ્રવષની બાજ ઇજવી.

---

## ખોર્દાદ સાલની બાજની ક્ષ્નૂમન.

[**નોંધ**—ખોરદાદ સાલના રોજને ફારસીમાં જુદે જુદે નામે ઓળખાવ્યો છે, જેમકે ૧) સાલ ખોદા, ૨) નવરોજ ખોદાએ, ૩) નવરોજે ખોરદાદી, ૪) નવરોજે સુલતાની ૫) રોજે બરાત, અને એ દીવસની બાજને "દરૂને સાલ" પણ કહે છે (જુઓ Collected Sanskrit Writings of the Parsis, Part I, by Ervad S. D. Bharucha, p. XV અને એરવદ મા. રૂ. ઉનવાલાએ પ્રગટ કીધેલી દારાબ હમજીઆરની રવાયત, વોલમ ૧ લું પાનું ૩૨૦ (કામદીન શાપુરની રવાયત)

કેટલાકો કહે છે કે આ બાજ હાવન ગેહમાંજ ધરાય, પણ એમ કરવાનું કાંઇ ખાસ કારણ નથી. દારાબ હમજીઆરની ફારસી રવાયત (પા. ૩૬૫) માં કહે છે કે આ બાજ હાવન, રપીથ્વન તથા ઉજીરન ગેહમાં ઇજાય. મરહુમ દસ્તુર એદલજી મેહરજીરાણા પણ પોતાની બાજધરણાંની કેટાબમાં આ ત્રણે ગેહ લખે છે. મોબેદ મે. ખુ. બેહરામ કામદીનની "પાવ મેહલને લગ્તી ક્રીયાઓ" માં કદમી મોબેદો માટે પણ આ ત્રણ ગેહો લખી છે (જુઓ પા. ૧૭૮)

આપણે "ખોરદાદ સાલ" કરીને બોલ્યે છીએ તે ખરી રીતે જોતાં "ખોરદાદ સાલ-ખોદાએ"નું ટુંકું રૂપ છે. આ ખોરદાદ રોજને 'સાલ-ખોદાએ' (એટલે સાલ યાને વરસનો સરદાર) કહે છે તે એ રોજની ક્ષ્નૂમન ઉપરથી માલમ પડે છે. વળી

સરખાવો, સ્પીથ્વનની આફ્રીન :—હમાઝોર ખોરદાદ અમશાસ્પંદ, રદે સાલાંન વ માહાંન વ રોજાંન વ જમાનાંન." ]

બાજમાં યાદ કરે :—ખુર્દાદ સાલ–ખોદાએ વીસ્પએષા અર્દાફ્રવશ બે–રસાદ.[1]

નાની ક્ષ્નૂમન :—ક્ષ્નૂમઇને અહુરહે મજ્દાઓ (જાવત) અમેષનાંમ સ્પેન્તનાંમ, મિથ્રેહ વૉઉરૂ-ગઓયઓઇતોઇશ રામનસ્ચ ખાસ્ત્રહે, હુઉર્વતાતો રથ્વો યાઇર્યાઓ હુષિતોઇશ સરેધએઇબ્યો અષહે રતુબ્યો, અયરનાંમ્ચ અસ્ન્યનાંમ્ચ માહ્યનાંમ્ચ યાઇર્યનાંમ્ચ સરેધનામ્ચ વીસ્પએષાંમ (જાવત) અઓખ્તો નામનો યજતહે, આયેસે યેશ્તિ અવંઘ્રહાઓ ફ્રવષયો...

વડી ક્ષ્નૂમન :—અએસ્માંસ્ચ બઓઇધિમ્ચ યજમઇદે.

અહુરેમ મજ્દાંમ (જાવત) હુધાઓંઘ્રહો યજમઇદે.

મિથ્રેમ વૉઉરૂ-ગઓયઓઇતીમ યજમઇદે, રામ ખાસ્ત્રેમ યજમઇદે.

હુઉર્વતાતેમ અમેષમ સ્પેન્તેમ ય૦ યાઇર્યાંમ હુષિતીમ યજમઇદે, સરેધ અષવન અષહે રતવો યજમઇદે.

અયર અષહે રતવો રતુફ્રિતીશ યજમઇદે.

| | | | | |
|---|---|---|---|---|
| અસ્ન્ય | " | " | " | " |
| માહ્ય | " | " | " | " |
| યાઇર્ય | " | " | " | " |
| સરેધ | " | " | " | " |

વીસ્પેમ્ચ અષવનેમ (જાવત) યજતેમ યજમઇદે, અષઓનાંમ વંઘુઉહીશ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો સ્તઓમિ જ્બયેમિ ઉફ્યેમિ...

---

## જશનોની બાજની ક્ષ્નૂમન.

રોજ ૧૯ મો ફ્રવર્દીન, માહ ૧ લો ફ્રવર્દીન (ફ્રવરદીઆનનું જશન).

આ રોજે અર્દાફ્રવશની બાજ ઉજવી.

---

૧. નોટ :—દસ્તુર દારાબ હમજીઆર પોતાની રવાયતમાં આ યાદ નીચે પ્રમાણે આપે છે :—ઇન ક્ષ્નૂમઇને અવરદાદ સાલ–ખોદાએ વીસ્પેશા અરદાફ્રવશ એ રસાદ (જુઓ વોલમ ૧—પાનું ૩૫૫).

વળી જુઓ એરવદ રૂ. જા. મેહેરજીરાણાની "રીવાયતે દસ્તુર દારાબ હમજીઆર પા. ૫૫૩; ત્યાં લખે છે કે "ફરવરદીન મહીનો અને ખોરદાદ રોજને દીને જમશેદે .........એક જસન મેહેમાંની કીધી......અને તે રોજનું નામ **અવરદાદ સાલ ખોદાએ** ધરેલ."

**રોજ ૩ જો અર્દિબેહેશ્ત, માહ ૨ જો અર્દિબેહેશ્ત.**

આ રોજે અર્દિબેહશ્ત રોજની બાજ ૧૧૬ મે પાણું પર લખવા પ્રમાણે ઇજવી.

---

**રોજ ૬ ઠો ખુર્દાદ, માહ ૩ જો ખુર્દાદ.**

આ દીને ખુર્દાદ રોજની બાજ ૧૧૭ મે પાણું પર લખવા પ્રમાણે ઇજવી.

---

**રોજ ૧૩ મો તીર, માહ ૪ થો તીર (તીરંગાનનું જશન)**

આ દીને તીર રોજની બાજ પાણું ૧૨૧ પર લખી છે તે પ્રમાણે ઇજવી.

## તીરંગાન વિષે ખુલાસો.

[**નોંધ**:—આ જશનની ઉજવણીની શરૂઆત કેમ થઇ તેને માટે કહે છે કે જ્યારે અફ્રાસ્યાબે ઇરાનની ગાદી પચાવી પાડી ત્યારે ૮) વરસો સુધી વરસાદ વરસ્યો નહી. દાનાવોને એનું કારણ પુછતાં જવાબ મળ્યો કે તને ફ્રેદુને તુરકસ્તાન આપ્યું હતું અને તેં વળી તે ઉપરાંત ઇરાન પચાવી પાડીને વચનનો ભંગ કીધો માટે વરસાદ વરસતો નથી. અફ્રાસ્યાબે આ સચ્ચાઇની તેહકીક કરવા ઝવ તહમાસ્પને કહયું. ઝવે કહ્યું કે હું એક તીર અહીંથી યાને ઇરાનમાંથી નાખું અને તે જ્યાં પડે તે આપણા બેહુ દેશોની હદ તરીકે ગણવી. ઝવ તહમાસ્પે દાદારનું નામ લઇને તીર મહીનાના તીર રોજે એક તીર ફેંકયો તે તુરકસ્તાનમાં જઇ પડયો. અફ્રાસ્યાબની આથી ખાતરી થઇ અને તે તુરાન ચાલી ગયો. તીર મહીનાના ગોવાદ રોજે આ બનાવની ખબર ઇરાનમાં મળી અને તે દીવસે વરસાદ ધોધમાર પડયો, માટે જે દીવસે તીર ફેંકયો તે દીવસે આ તીરંગાનનું જશન કરવામાં આવ્યું. (જુઓ ધાભરની Persian Rivayats of Hormazyar Framarz and Others પાનાં ૩૪૨-૪૩)

ઇરાનમાં આ પ્રમાણે વરસો સુધી વરસાદ નહીં પડયો તેને માટેનું લખાણ પહલવી કેતાબો દીનકર્દ તેમજ ઇરાની બુનદહેશમાં પણ મળે છે.]

---

**રોજ ૭ મો અમર્દાદ, માહ ૫ મો અમર્દાદ.**

આ રોજે અમર્દાદ રોજની બાજ પાણું ૧૧૭ માં પર લખી છે તેમ ઇજવી.

---

**રોજ ૪ થો શેહરેવર, માહ ૬ ઠો શેહરેવર.**

આ દિવસે શેહરેવર રોજની બાજ ૧૧૭ માં પાણું પર લખવા પ્રમાણે ઇજવી.

---

રોજ ૧૬ મો મેહેર, માહ ૭ મો મેહેર. (મેહેરંગાનનું જશન).

આ દિવસે મેહેર રોજની બાજ ૧૨૨ માં પાણાં પર લખવા પ્રમાણે છજવી.

---

રોજ ૧૦ મો આવાં, માહ ૮ મો આવાં (આવાંગાનનું જશન).

આ રોજે બાજ ધરે તો પાણું ૧૨૦ માં પર આવાં રોજની બાજ લખી છે તે છજવી.

---

રોજ ૯ મો આદર, માહ ૯ મો આદર (આદરાંનનું જશન).

આદર રોજની બાજ પાણાં ૧૧૯ માં પર લખી છે તે છજવી.

---

રોજ ૨ જો બેહમન, માહ ૧૧ મો બેહમન. (બહમન્યાંનનું જશન).

બેહમન રોજની બાજ પાણાં ૧૧૬ પર લખી છે તે છજવી.[1]

---

રોજ ૫ મો અસ્ફંદાર્મદ, માહ ૧૨ મો અસ્ફંદાર્મદ.

આ રોજે અસ્ફંદાર્મદ રોજની બાજ પાણાં ૧૧૭ પર લખી છે તે છજવી.[2]

---

## મેહેરંગાનનાં જશનની બાજની કનૂમન.

[નોંધ:—કેટલીક ચોપડીઓમાં મેહેરંગાનના જશનને દહાડે ઉપર જણાવેલી બાજ છજવા લખ્યું છે. જયારે અસલની ચોપડીઓમાં નીચે પ્રમાણે બાજ છજવા માટે લખ્યું છે. મેહેર યજદ રાસ્તીની ઉપર મુવક્કલ છે, અને તેની સાથે ઇનસાફ આપવાનાં કામમાં રશ્ને યજદ મદદ કરે છે. માટે મેહેર યજદની સાથે રશ્ને યજદને પણ યાદ કરવામાં આવે છે, જેની બાજ નીચે લખવામાં આવી છે.]

બાજમાં યાદ કરે:—મેહેર યજદ મેહેર ફ્રાગયોઇ રશ્ને રાસ્ત યજદ વીસ્પએષા અર્દાફ્રવશ બે-રસાદ.

---

૧. બહમન્યાંન અથવા બહમનગાંનના પરબને માટે કામદીન શાપુરની રવાયતમાં લખાણ કરે છે કે દસ્તુર અરદેશર વેલાએતીએ લખ્યું છે કે એ દીવસે "વીસ્પએષાંમ" પઢવું. બાજ પણ "વીસ્પએષાંમ"ની ધરવી, પણ રાતે "વીસ્પએષાંમ" નહીં પઢવું. (જુઓ એરવદ બમનજી ન. ધાભરની Persian Rivayats of Hormazyar Framarz and Others, પા. ૩૪૩).

૨ આ દિવસને જશને બુરઝીગરાંન કહે છે. વધુ માટે જુઓ "હફ્ત અમેષાસ્પંદની બાજ, આફ્રીનગાંન તથા યજશ્ને માટે વધુ ખુલાસો." પા. ૧૩૫.

નાની ક્ષ્નૂમન :—ક્ષ્નૂમઇને મિથ્રહે વૉઉરૂ-ગઑયઑઇતોઇશ હજ-ઘ્રરો-ગઑષહે બએવર્-ચશ્મનો અઑખ્તો-નામનો યજતહે, રામનો ખાસ્ત્રહે.

રશ્નઑશ રજિશ્તહે અર્શ્તાતસ્ચ ફ્રાદત-ગએથયાઑ વરેદત-ગએથયાઑ ઑરેજ્ઞૂખ્થહે વચંઘ્રહો યત ફ્રાદત-ગએથહે.

વીસ્પએષાંમ્ યજતનાંમ્, (જાવત) ફ્રવષિનાંમ, અઑખ્તો નામનો યજતહે, આયેસે યેશ્તિ અવંઘ્રહાઑ ફ્રવષયો...

વડી ક્ષ્નૂમન :—અએસ્માંસ્ચ બઑઇધિમ્ચ યજમઇદે.

મિથ્રેમ્ વૉઉરૂ-ગઑયઑઇતીમ હજંઘ્રર-ગઑષેમ્ બએવરે ચશ્મનેમ્ અઑખ્તો-નામનેમ્ યજતેમ યજમઇદે, રામ ખાસ્ત્રેમ્ યજમઇદે.

રશ્નૂમ રજિશ્તેમ્ યજમઇદે, આર્શ્તાતેમ્ચ ફ્રાદત-ગએથાંમ વરેદત-ગએથાંમ યજમઇદે, ઑરેજ્ઞૂખ્થેમ્ વાચિમ્ યત ફ્રાદત-ગએથેમ્ યજમઇદે.

વીસ્પેમ્ચ (જાવત) યજતેમ યજમઇદે. અષઑનાંમ્ વંઘ્રહીશ સુરાઑ સ્પેન્તાઑ ફ્રવષયો સ્તઑમિ જબયેમિ ઉફ્યેમિ...

(આ બાજ ઇરાનની રીત પ્રમાણે લખી છે, જે કેટલીક બાજુએ ઇજવામાં આવતી નથી. ભગર સાથ મોબેદો આ બાજ ઇજતા નથી)

કામદીન શાપુરની રવાયતમાં જણાવ્યા મુજબ દસ્તુર અરદેશર વેલાએતીએ આ બાજની ક્ષ્નૂમન ઉપર લખવા મુજબ આપી છે (જુઓ એરવદ બમનજી ન. ધાભરની Persian Rivayats of Hormazyar Framarz and Others, પા. ૩૪૪)

---

## ચેહારૂમની પાછલી રાતે રવાંનની બાજ ઇજવાની વિગત.

રવાંનનાં રેહેલત પામવા પછીનાં ત્રીજા દિવસે પાછલી રાતના ઉષહિન ગેહમાં નીચલી ચાર બાજો અનુક્રમે એક પછી એક ઇજવી.

૧લી બાજ રશ્ન-આશ્તાદની ક્ષ્નૂમનથી ઇજવી.
૨જી „ મીનારાંમની „ „ (રાંમરોજ અધુરો ભણવો.)
૩જી „ સરોશ યજદની „ „ અને
૪થી „ અર્દાફ્રવશની „ „

અર્દાફ્રવશની બાજ ઇજતી વખતે સાથે સિયાવ તથા જે વાસણો ઇજવાનાં હોય તે મૂકવાં.

જો ખુબ નહી હોય તો ખુબ કરીને આ ચાર બાજ ધરવી.

## ચેહારૂમની ચાર બાજે ઇજવાનો ખુલાસો.

[ **નોંધ:**—રીસ્તિસ્તાન (પા. ૪૧૫) માં એ બાજે વિષે નીચલો ખુલાસો મળે છે કે "ચાહરમની બામદાદ શરૂ થવાની આગમજ જે ઉશહેન ગેહ આવે છે તે ગેહમાં કેટલીએક કેતાબોમાં ત્રણ અને કેટલીએકમાં ચાર બાજે ઇજવાનું લખે છે. તે બાજે આ પ્રમાણે છે:—

| ત્રણ બાજે. | ચાર બાજે. |
|---|---|
| ૧. **રશ્ને–આશ્તાદની** | ૧. **રશ્ને–આસ્તાદની.** |
| ૨. **'વાએ વેહુ'** (ફાયદેમંદ હુવા અથવા રામ યજદ) ની | ૨. **'વાએ વેહુ'ની.** |
| | ૩. **સરોશ યજદની.** |
| ૩. **અર્દાફ્રવશની** | ૪. **અર્દાફ્રવશની.** |

એ બાજે ધરવાની મતલબ કેટલીએક કેતાબોમાં આ પ્રમાણે જણાવેલી છે. **રશ્ને–આસ્તાદની** બાજ ધરવાની મતલબ એ કે **રશ્ને**–ને **આસ્તાદ** તે રવાનનાં આ જેહાંનનાં કામોનો હિસાબ લે છે.

**"વાએ–વેહુ"** નામનાં ફરેસ્તાની આરાધના કરવાનું કારણ એ કે **"વાએ–વતર"** (અથવા **"નાએ વતર"**) એટલે નુકસાનકારક હુવા જે રવાનને ઇજા પોહોંચાડે છે તેનો તે અટકાવ કરે છે.

**સરોશ યજદની** આરાધના કરવાનુ કારણ એ કે......**સરોશ યજદ** છેક રવાનનો ઇનસાફ પૂરો થઇને તેને છેલ્લી જગા મલે ત્યાં સુધી તેને સહાય કરીને તેની બરદાશ્ત લે છે. અને જો તેનાં કર્તુકોતું તોલ કરતાં, પુન કરતાં પાપ સેહેજેક જણાય કે જેની સજા પુલ પરજ થઇ શકે એવું હોય તો તે વિષે રવાનની તરફથી દાદાર અહુરમજદ પાસેથી માંગી લઇને તેજ જગે તે સજા ગુજારીને તે રવાનને દોજખનો ભયંકાર દેખાવ જોવાથી બચાવી લે છે.

અને અશો ફરોહરની (**અર્દાફ્રવશની**) આરાધના એટલા વાસ્તે કે તેઓથીબી રવાનને મદદ મલે છે.]

---

## રશ્ન–આશ્તાદની પહેલી બાજ ઇજવાની ક્ષ્નૂમન.

**બાજમાં યાદ કરે:—રશ્ન આશ્તાદ યજદ બે–રસાદ.**

**નાની ક્ષ્નૂમન:—ક્ષ્નૂમઇને અહુરહે મજદાઓ (જાવત) રપૅન્તનાંમ,**

**રજ્નઑશ્ રજિશ્તહે, અર્શતાતસ્ચ ફ્રાદત્‌–ગએથયાઑ વરૅદત્‌–ગએથયાઑ, ઍરૅજૂખ્ધહે વચંઘ્રહે યત્‌ ફ્રાદત્‌–ગએથહે.**

**અર્શતાતો ફ્રાદત્‌–ગએથહે, ગરોઇશ ઉપિ–દરૅનહે મજદધાતહે અષ–ખાથ્રહે, અઑખ્તો નામનો યજતહે.**

**વડી ક્ષ્નૂમન:—અએસ્માંસ્ચ બઑઇધિસ્ચ યજમઇદે, અહુરૅમ મજદાંમ (જાવત) હુધાઑંઘ્રહે યજમઇદે.**

રઝ્નૂમ્ રજિશ્તૅમ્ યજમઇદે, અર્શતાતૅમ્ચ ફ્રાદત-ગએથાંમ્ વર્દત-ગએથાંમ્ યજમઇદે, ઍરજ્ઞૂખ્યૅમ વાચિમ્ યત ફ્રાદત-ગએથૅમ્ યજમઇદે.

અર્શતાતૅમ્ ફ્રાદત-ગએથૅમ યજમઇદે, ગઇરીમ ઉષિ-દરનૅમ મઝદધાતૅમ્ અષ-ખ્રાથ્રૅમ્ યજતૅમ યજમઇદે, અષઑનાંમ વંઘ્વહીશ સૂરાઑ સ્પેન્તાઑ ફ્રવષયો યજમઇદે.

## મીનોરાંમની બીજી બાજ ઇજવાની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરે:—મીનોરાંમ્ બે-રસાદ.

નાની ક્ષ્નૂમન:—ક્ષ્નૂમઇને અહુરહે મઝદાઓ (જાવત) સ્પેન્તનાંમ,

વયઑશ ઉપરો-કઇર્યેહે તરધાતો અન્યાઇશ દામાંન્ અએતત તે વયો યત તે અસ્તિ સ્પેન્તો-મઇન્યઑમ, અઓખ્તો નામનો યજતહે.

વડી ક્ષ્નૂમન:—અએસ્માંસ્ચ બઑઇધિમ્ચ યજમઇદે.

અહુરૅમ મઝદાંમ (જાવત) હુધાઓઘ્રાંહો યજમઇદે.

વએમ્ અષવનેમ યજમઇદે, વએમ્ ઉપરો-કઇરીમ યજમઇદે તરધાતૅમ્ અન્યાઇશ દામાંન, અએતત તે વયો યજમઇદે યત તે અસ્તિ સ્પેન્તો-મઇન્યઑમ્, અષઑનાંમ્ વંઘ્વહીશ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો યજમઇદે.[1]

## ત્રીજી બાજ સરોશ યજદની.

આ બાજ જેમ આગળ સરોશની બાજ પાના ૧૦૯ થી ૧૧૨માં પાના સુધી લખી છે તે પ્રમાણે ઇજવી.

## ચોથી બાજ અર્દાફ્રવશની.

આ બાજની ક્ષ્નૂમન પાના ૧૧૧માં પર લખી છે તે પ્રમાણે ઇજવી. બાજ ઇજતી વેળા બીજી લંગડી આ ખુમચીમાં સિવાય ખુલ્લો કરી મૂકવો તેમજ જે વાસણો ઇજવાં હોય તે મૂકવાં.[2]

---

૧. આ મીનોરામની બાજમાં રામરોજ અધુરો પઢવામાં આવે છે તે યાદ રાખવું. મીનોરામની બાજને "રામશ્ને ખારૅામ"ની બાજ અથવા "વાએ વેહ"ની બાજ તરીકે પણ રવાયતોમાં ઓળખાવી છે.

૨. દસ્તુર એરચજી સો. મેહરજીરાણા કહે છે કે: ગુજરનારની નઇઅતે વખતે વખત સરોશ બાજ ઇજતાં અને ત્રીજી રાતે હોશાન ગેહમાં ચાર બાજ ઇજીને તેની

## ચેહારૂમની પાછલી રાતે જીંદેહરવાંનની બાજ ઇજવાની વિગત

(જો ગુજ઼ર પામનાર જ઼રથોસ્તીની નેયતે જોડાંનું ક્રિયાકામ થતું હોય, અને ગુજ઼ર પામનારનાં ધણી, અથવા ધણીયાણી જીવતાં હોય તો, પહેલાં ગુજ઼ર પામનારની નેયતે આગલ જણાવેલી ચાર બાજો ઇજી, ત્યાર પછીથી હેયાત ધણી યા ધણીયાણીની નૈયતે બીજી ચાર બાજ નીચે જણાવ્યા પ્રમાણે ઇજવી.[1]

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧લી | બાજ | **મીનોરાંમની** | ક્ષ્નૂમનથી ઇજવી. (ક્ષ્નૂમન આખી ભણવી.) | | |
| ૨જી | ,, | રશ્ન આશ્તાદની | ,, | ,, | |
| ૩જી | ,, | સરોશ યજ઼દની | ,, | ,, | અને |
| ૪થી | ,, | અર્દાફ્રવશની | ,, | ,, | |

અર્દાફ્રવશની બાજ ઇજતી વેળા સિયાવ, તથા વાસણો જે ઇજવાં હોય તે મૂકવાં. બીજી, ત્રીજી તથા ચોથી બાજ આગલ ચેહારૂમની બાજ રવાનની નૈયતે ધરવા લખી છે તેજ પ્રમાણે ઇજવી. ફક્ત મીનોરામની બાજ નીચે જણાવ્યા પ્રમાણે ઇજવી.

### જીંદેહ રવાંનની, મીનોરાંમની બાજ ઇજવાની ક્ષ્નૂમન.

બાજમાં યાદ કરે :—મીનો રાંમ્ બે-રસાદ્.

નાની ક્ષ્નૂમન :—ક્ષ્નૂમઇને અહુરહે મજ઼દાઓ (જાવત) રૅપીન્તનાંમ,

રામનો ખ્વાસ્ત્રહે, વયઑશ્ ઉપરો-કઇર્યેહે તરધાતો અન્યાઇશ દામાંન્, અએતત્ તે વયો યત્ તે અસ્તિ રૅપીન્તો મઇન્યવઑમ્, થ્વાષહે ખ્વધાતહે, જ઼રવાનહે અકરૂનહે, જ઼રવાનહે દરેઘો ખ્વધાતહે, અઑખ્તો નામનો યજ઼તહે.

વડી ક્ષ્નૂમન:—અએરમાંરચ બઑઇધિમ્ચ યજ઼મઇદે.

અહુરૅમ મજ઼દાંમ્ (જાવત) હુધાઑઙ્હો યજ઼મઇદે.

રામ ખ્વાસ્ત્રૅમ યજ઼મઇદે, વએમ અષવનમ્ યજ઼મઇદે, વએમ્ ઉપરો-કઇરીમ્ યજમઇદે તરધાતૅમ અન્યાઇશ દામાંન, અએતત્ તે વયો

---

બાજ મુકતાં "અહ્માઇ રએશ્ચ-હુજ઼ંઘ્રેમ-જસમે-કેરદે મુજ઼દ" તમામ બરોબર પઢવું. તેમાં "હુજ઼ંઘ્રેમ"થી બાજ મુકાય નહી. બાજ ઇજતી વખતે તથા દરૂન ઇજીને બાજ મુકતી વખતે એકબી પદ અવારનવાર ભુલથી પઢાય તો તે બાજ ફરીથી નવેસરથી માંડીને ઇજવી જોઇએ, નહી તો બરશ્નૂમ અવાવ થાય.

૧. જોકે રવાએતના કોઇપણ લખાણમાં જોડાંની ક્રિયા માટે કાંઇજ લખાણ મલતું નથી, છતાં જેની ગુંજાશ હોય તેઓ એ ક્રિયા કરાવે તેમાં વાંધો નથી.

**યજ્‌મઇદે યત્ તે અસ્તિ કૅપન્તોમઇન્યૉમ્, થ્વાષૅમ્ ખ્ધાતૅમ યજ્‌મઇદે, જ઼રવાનૅમ્ અકરનૅમ યજ઼મઇદે, જ઼રવાનૅમ દરૅઘો ખ્ધાતૅમ યજ઼મઇદે.**

**અષઑનાંમ વંઘુહિદીશ્ (જાવત) ફ્રવષયો યજમઇદે.**

---

## સિયાવ વિષે ખુલાસો.

આપણામાં અસલથી રવાનની નૈયતે ચેહારૂમને દિવસે તેમજ દસ્મું, છમસી, તથા વરસી જેવા પ્રસંગે તેમજ દર વર્ષની બાજની વેળાએ સિયાવ મૂકવાનો કાયદો છે. સિયાવ વિષે બુનદહેશનમાં લખાન મળે છે જ્યાં જણાવવામાં આવ્યું છે કે "જેને (ખોદાની) આરાધના નહીં કીધી હશે અને ગેતી-ખરીદ કરવાને ન ફર્માવ્યું હશે, અને પોષાકની અશોદાદ નહીં આપી હશે, તો ત્યાં (એટલે પેલી જેહાનમાં) તે રવાન નાગું (રહેશે). જો તે ઓહરમજ઼દની આરાધના (યશ્ત) કરે તો ગાથાની મીનો પોષાકનું કામ કરે (એટલે ગરજ સારે)." ઉપલી કેતાબની નોટમાં તેનાં લખનાર આ મુજબ ખુલાસો કરે છે:—એટલે "તે ગાથાઓ અમારા રવાનને માટે બેઉ ખોરાક અને વસ્ત્ર માફક છે. એ હામાં ગાથાને (મઇન્યુશ) મીનોઇ રીતે ખોરાક અને વસ્ત્રની ગરજ સારતા જણાવ્યા છે. ત્યારે એ વર્ણન અલંકારીક છે. કહેવાની મતલબ એ છે કે આ જેહાનમાં ખોદાની બંદગી કરતા રહેવું, ગેતી ખરીદ કરતા રહેવું એટલે ભલાં કામોથી દુનીઆને ખરીદી રવાનને ગુનાહથી સ્વચ્છ રાખતા રહેવું, લાયક ભલા અશો માણુસોને **જામે-અશોદાદ** (સીયાવ)ની એટલે વસ્ત્રની ભેટ આપી વસ્ત્રદાન કરતા રહેવું. એમ કરે તેનું રવાન મરણ બાદ તેનો ભલો બદલો પામે. નહી તો તેનું રવાન જાણે નાગું હોય તેમ રહે........"

**નોટ**:—આ બાબદનું લખાન આપણને રીસ્તિસ્તાન નામની કેતાબમાંથી મળે છે. ત્યાં લખે છે કે "આ પૂરાતન વખતથી ચાલતી આવેલી વાતમાં એક ઘણો ઉંડો ભેદ છે જેનો ખોલાસો કરવાથી આપણને એક ઉમદા ધડો મલે છે. તે એ કે કોઇ માણુસ અશો જરથોસ્તનાં પાંચ ગાથાપર રચાયલી માજ઼દયસ્ની જરથોશ્તી દીનની પુરતી વાકેફગારી મેલવીને તેનાં હોકમો પ્રમાણે આ જેહાનમાં ચાલશે તો તે પેલી જેહાંનમાં પોતાનાં કર્તુકોનો હીસાબ મનમાનતી રીતે આપીને તે સાચ્ચા ઇન્સાફની મેહેરદાવરની કચેરીમાં મીનોઇ ગરોથમાંન બહેસ્તમાં સોખ઼ રૂઇનો શરપાવ પામશે, અને તેમજ જે કોઇ એ ગાથા વાણીના ધર્મથી નાવાકેફ રહીને અધર્મી તથા પાપી જીંદગી ગુજારશે તેને અંતે તે સાચ્ચા ન્યાયાધીશની હજુરમાં જેમ કોઇ નગન શરીરનું માણુસ બીજાઓથી મોહ છુપાવે અને શરમથી માથું નીચું નાંખે તેની માફક ફજેત અને રૂસીહા થઇને નીચું જોવું પડશે. એ બોધની જાહેર નીશાન તરીકે ચાહરમની બામદાદે પોશાકની જોડી ઇજાવવાનું કહ્યું છે. કેમકે પૂર્વ તરફનાં દેશોમાં મોહોટું માન અથવા દરજ્જો આપવાની નીશાન તરીકે કપડાંનો શરપાવ હંમેશ ગણાતો આવેલો છે. અને જેમ સરપાવનાં કપડાંથી શરીર સાથનાં માણુસોને શોભા મલે છે તેમ ગાથા રૂપી પોશાકથી રવાન એટલે આત્માને અંતે શોભા મલશે તેની નીશાન તરીકે આ જેહાનમાં ચેહારમનો સીયાવ ઇજાવવાનું ઠરાવ્યું છે."

વળી ફ્રવરદીન યશ્ત, તેમજ અર્દાવિરાફનાં આફ્રીનગાંનમાં પણ કહેવામાં આવ્યું છે કે ફરોહરો હમસ્પથમએદએમના વખત ઉપર આ દુનીઆમાં આવે છે, પોતાના લાગતાં વળગતાંઓનાં ઘરમાં વાસો કરે છે, અને ખાહેશ રાખે છે કે તેઓની ખોરાક, મયજદ, બરસમ અને વસ્ત્રથી આરાધના કરવામાં આવે અને તેઓની સેતાયશ કરવામાં આવે. તેમજ કામાં વોરાની રેવાયતમાં લખ્યું છે કે જ્યારે રવાન આ ફાની જેહાનથી ગુજર પામે છે, અને મીનોઇ જેહાન તરફ કુચ કરે છે તે વખતે જો તે નાગું હોય તો તેને ઘણીજ શરમીંદગી લાગે છે અને ત્યાં જતાં અચકાય છે. માટે ચોથાની રાતે કપડાં ઇજાવવાં, જે પેલાં નાગાં રવાનને ઇજાવેલાં કપડાં મીનો ગેહાંન ગાથા પહેરાવે છે. વળી અહીં બારીકમાં બારીક કપડાં, તેમજ અબરેશમ (રેશમી) નાં કપડાંનાં સીયાવ ઇજાવવા લખ્યું છે ત્યારે કાઉશ કામદીનની રેવાયતમાં ફક્ત રૂનાં સફેદ કપડાંનાજ સીયાવ ઇજાવવા લખ્યું છે. કારણ કે રૂ જમીનમાંથી ઉગે છે જ્યારે રેશમ સેતાનનાં કીડામાંથી થાય છે એટલા માટે રેશમી કપડાં ઇજાવવા રવા નથી એવું ફરમાન મળે છે. તેમજ સુરતીઆ અંધીઆરૂઓએ કેરમાનના દસ્તુરો પાસે જવાબો મંગાવ્યા હતા ત્યાં પણ કહ્યું છે કે "રવાનને કાજ કપડાં વાર તરણ કરવાં વાજેબ છે." પહેલી વખત ચેહારૂમની બામદાદે, બીજી વખત સીરોજાની બહારવગે અને ત્રીજી વાર વરસીને ટાંકણે અર્દાવિરાફનાં દરૂનની સાથે ઇજાવવાં જોઇએ.[1] સીયાવ વિષેનાં આવીજ રીતના લખાણો આપણને છંહોતેર સવાલની રેવાયત, બરજોર કામદીનની રેવાયત વિગેરે કેતાબોમાંથી મળે છે. આ કેતાબોમાં સીયાવને માટે "જામ-એ-અશોદાદ" (અશોને આપવાના કપડાં) શબ્દ મળે છે. બરજોર કામદીની રેવાયતમાં લખ્યું છે કે "કપડાં અને બીજી અશોને આપવાની ચીજ તે (અરદાવિરાફની) બાજ સાથે ઇજવાં, અને કપડાં નવાં હોવાં જોઇએ, અને તે બધાં જોઇએ, પાઘડી, સુદ્રેહ, કુસ્તી, જામો, સુરવાલ, પદાંન, મોજાં સુધાં."

---

## નાવર્યાંને બાજ ઇજાવવાની વિગત.

નાવર્યાંને જે દહાડે મીનો નાવરની યજશ્ને કરવામાં આવે છે તે દહાડાથી ચાર દિવસ સુધી, યજશ્ને કરી રહ્યા પછી સાંજે અથવા સવારે બાજ ઇજાવવામાં આવે છે.

પહેલે દિવસે મીનો નાવરની યજશ્ને કરી રહ્યા પછી ઉજીરન ગેહમાં પાણાં ૧૭૦-૧૭૪ પર મીનો નાવરની કનૂમનથી જે બાજ લખી છે તે ઇજાવે. તે વખતે એક મોબેદ, જે ગેવરાની ખુબનો ધણી હોય તે ખુઆંન પાવ કરે અને ખજુરીની પાંદડીની "અઇવ્યાઅઁઘન" વણી ૭ તાએની બરસ્મન બાંધે; દરૂન, ફ્રસસ્ત, અએસ્મ, બોએ વિગેરે માંડીને નાવર્યાનો ડાબો હાથ પાવ કરાવી તેને હીંધોલાપર બેસાડી તેનીજ પાસે બરસ્મન પકડાવે.

---

1. જુઓ દસ્તુર દારબ હમજીયારની રેવાયત.

અને બાજ ઇજાવે, ગેવરાનો ધણી સામી બાજ લઇ "ખરત નરો" પઢી નાવર્યાને ચાશની કરાવે.

બીજે દિવસે સરોશ યજદની ક્નૂમનથી યજશ્ને કરે અને ત્યારપછી હાવન ગેહમાંજ સાત તાએની બરૅસ્મન "અઇવ્યાઑંઘન્"થી બાંધી સરોશની ક્નૂમનથી પાણું ૧૦૯ પર લખ્યા મુજબ બાજ ઇજે. દરૂન ત્રણ તથા ફ્રસસ્ત ત્રણ માંડે. ગેવરાનો ધણી સામી બાજ લઇ "ખરત નરો" પઢી નાવર્યાને ચાશ્ની કરાવે.

ત્રીજે દિવસે સીરોઝાની ક્નૂમનથી યજશ્ને કરવામાં આવે છે, ત્યાર પછી હાવન ગેહમાજ, સાત તાએની બરૅસ્મન "અઇવ્યાઑંઘન્"થી બાંધી નાવર્યા પાસે ડાબા હાથમાં પકડાવી, પાણું ૧૩૮ પર લખ્યા મુજબ બાજ ઇજાવવી. ગેવરાનો ધણી સામી બાજ લઇ, "ખરત નરો" પઢે.

ચોઠે દહાડે વીસ્પરદની યજશ્નેની ક્રિયા કરવામાં આવે છે. ત્યારપછી હાવન ગેહમાંજ સાત તાએની બરૅસ્મન "અઇવ્યાઑંઘન્"થી બાંધી, તેને નાવર્યા પાસે ડાબા હાથમાં પકડાવી પાણું ૧૧૫-૧૬ પર લખ્યા પ્રમાણે દાદાર અહુરમજદની ક્નૂમનથી બાજ ઇજાવવી. ગેવરાનો ધણી સામી બાજ લઇ "ખરત નરો" પઢે.

ત્યારે ઉપર જણાવ્યા પ્રમાણે,

પહેલે દહાડે:--નાવર્યાને મીનો નાવરની મોટી ખુબ કરાવી, ઉજીરન ગેહમાં મીનો નાવરની બાજ ઇજાવી, "હુધાઑંઘહેમ" (યજશ્નેનો ૧૬ મો હા)નું આફ્રીનગાંન કરાવવામાં આવે છે.

બીજે દહાડે:—સરોશનીજ ક્નૂમનથી, યજશ્ને, બાજ, તથા આફ્રીનગાંન[1] કરાવવામાં આવે છે. આ દીને બાજ હાવન ગેહમાં ઇજવી, અને આફ્રીનગાંન ઉજીરન ગેહમાં કરવું

ત્રીજે દહાડે:—સીરોઝાનીજ ક્નૂમનથી, યજશ્ને, બાજ, તથા આફ્રીનગાંન કરવામાં આવે છે. બાજ હાવન ગેહમાં ઇજી, આફ્રીનગાંન ઉજીરન ગેહમાં કરવું.

ચોઠે દિવસે:-- વીસ્પરદની યજશ્ને ઇજવી અને દાદાર અહુરમજદની ક્નૂમનથી બાજ તથા આફ્રીનગાંન હાવન ગેહમાં કરવું. અહીં નાવર કરવાની ક્રિયા સંપૂર્ણ થઇ; ત્યારપછી હેરબદ થનાર ઘરે જાય.

નોટ:—નાવર્યા જો યજશ્ને કરવા બેઠો હોય, અને તેની પાસેનાં હીંધોલા ઉપર બીજા મોબેદો યજશ્ને કરવા બેઠા હોય, તો તેઓથી પેલા નાવર્યાની હીંધો-

---

૧. આફ્રીનગાંન—"ચો વનનો કયથહે......ભણવા વિષે જુઓ (પા. ૧૭૦) "નાવર્યાની બાજનો અગત્યનો ખુલાસો."

લાની પાવીમાંથી આવજાવ થઇ શકતી નથી. અને તેવીજ રીતે નાવર્યોથી પણ આવજાવ થઇ શકતી નથી. તેમજ બાજુનાં હીંધોલા ઉપર મોબેદો યજશ્ને કરતા હોય અને નાવર્યો પણ તેમની પાસેના હીંધોલા ઉપર યજશ્ને કરવા બેઠો હોય, અને તેના હીંધોલા ઉપરનો પાણીનો કતરો પાસેના મોબેદોના હીંધોલા ઉપર જઇ પડે છે તો તે હીંધોલા અવાવ થાય છે યાને કે રદ થાય છે.

---

## નાવરને પહેલે દિવસે બાજ ઇજવાની ક્નૂમન.

### (ભગર સાથ તરીકા મુજબ.)

[**નોંધ**:—નાવરના ૪) દીવસોની ઇજશ્ને, બાજ આફ્રગાંન વીશે નીચલો ખુલાસો કરવો અગત્યનો છે.

મીનો નાવરનાં "હુધાઓધ્રહેમ"નાં આફ્રગાનમાં કેટલાકો "ઇન ક્નૂમન મીનો નાવર વીસ્પેશા...." ભણે છે અને એજ રીતે દસ્તુર દારાબ હોરમજ્યારની રવાયત (વોલમ ૧ લું, પાનું ૩૭૫)માં આપવામાં આવ્યું છે તે એક ભુલ છે. એ યાદ "મીનો નાવર બે-રસાદ" એમ થવી જોઇએ. દસ્તુર દારાબ હોરમજ્યારે પોતે આફ્રગાનના દીબાચામાં થતી "યાદો" પોતાની રવાયતમાં આપી છે ત્યાં મીનો નાવરનાં આફ્રગાનની યાદ, ખરી રીતે "ઇન ક્નૂમન મીનો નાવર બે-રસાદ" કરીને આપી છે. (જુઓ રવાયત-વોલમ ૧ લું, પાનું ૩૫૫).

દસ્તુર એદલજી નવરોજી મેહરજીરાણાએ પોતાનાં બાજ ધરણાંની ચોપડીમાં "મીનો નાવર વીસ્પેશા—"આપ્યું છે તે પણ એક ભુલ છે.

બીજે દીને સરોશનું આફ્રગાંન કરવામાં આવે છે તે સરોશના ત્રણ કરદાવાલું આફ્રગાન કરવાનો હાલમાં કેટલાક મોબેદ સાહેબોએ રીવાજ પાડયો છે, પણ ખરી રીતે તપાસતાં એમ નથી. દસ્તુર દારાબ હોરમજ્યારની ઉપલી રવાયત (પાનું ૩૭૫, ૩૮૮)માં જણાવે છે તેમ સરોશનું આફ્રગાંન અઇવિસ્રુથ્રેમ ગેહમાં "યો વનનો કયધહે" સાથનું કરવું. દસ્તુર એદલજી નવરોજીની ઉપલી બાજ ધરણાંની ચોપડીમાં "યો વનનો કયધહે"નો કરદો ભણવા લખ્યું છે તે સહી છે. વળી દસ્તુર નેરીઓસંગ ધવલે ખોરદેહ અવસ્તાનો સંસ્કૃતમાં જે તરજુમો આપ્યો છે ત્યાં નાવરનાં દીવસોનાં ભણતરની હકીકત આપી છે ત્યાં આ મહાન દસ્તુર પણ કહે છે કે સરોશનું આફ્રગાંન "યો વનનો કયધહે"ના કરદા સાથે કરવું. (જુઓ એરવદ શે. દા. ભરૂચાની Collected Sanskrit Writings of the Parsis, Part I, પાનું ૫૫ મું.)

ત્રીજે અને ચોથે દીવસે આપણામાં "દહમાન"નું આફરંગાન કરવાનો કાયદો છે તેને વીશે પણ નીચે પ્રમાણે જુદાં જુદાં મતો છે :—

દસ્તુર બરઝો કામદીનની રવાયતમાં (જુઓ દારાબ હોરમજ્યારનો રવાયતોનો સંગ્રહ-વોલમ ૨ જું-પાનું ૩૪) કહે છે કે નાવરને ત્રીજે દીવસે સીરોજાની યજશ્ને,

સીરોઝાની બાજ તથા દહમાનનું આફરંગાન કરવું. દસ્તુર નેરીઓસંગ પણ ઉપલી ચોપડીમાં એમજ જણાવે છે, અને એ આપણા કાયદા પ્રમાણે છે, પણ નવસારીવાલા દસ્તુર એરચજી સોરાબજી મેહરજીરાણાએ પોતાના એક હસ્તલેખમાં દસ્તુર તેહમુલજી હોજદારની એક કેટાબમાંથી કેટલોક ઉતારો કર્યો છે ત્યાં લખે છે કે ત્રીજે દીવસે સીરોઝાની યજશ્ને, દરૂન અને સીરોઝાનુંજ આફ્રગાંન કરવાને લખેલું છે.

ચોઠે દીવસે આપણા હાલનાં કાયદા પ્રમાણે વીસ્પરદની યજશ્ને કરીને હોરમજદ રોજની બાજ મુજીએ છીએ અને આફરંગાન દાદાર હોરમજદનું કરાવ્યે છીએ તેને મારે પણ જુદાં મતો છે. દસ્તુર બરઝોની રવાયતમાં કહે છે કે ચોથે દીવસે વીસ્પરદની યજશ્ને મીનો નાવરની ક્ષ્નૂમનથી કરવી અને બાજ પણ મીનો નાવરની ક્ષ્નૂમનથી ધંજવી. વળી દસ્તુર એરચજી પોતાની ઉપર જણાવેલી કેટાબમાં કહે છે કે ચોથે દહાડે દાદાર હોરમજદનુંજ આફ્રગાંન લખેલું છે અને કહે છે કે એ લખવાનું કારણ આ કે કેટલીક જગાએ નાવરને ત્રીજે અને ચોઠે દીવસે દહમાનનું આફ્રગાંન કરવા લખેલું છે, પણ તે દુરસ્ત નથી.

દસ્તુર નરીઓસંગ ધવલે ત્રીજે તેમજ ચોઠે દીવસે દહમાનનું આફ્રગાંન કરવા લખેલું છે. (જુઓ સંસ્કૃત ખોરદેહ અવસ્તાની ઉપલી ચોપડી, પાનું ૫૫) ]

પ્રથમ જે મોબેદને ગેવરાની ખુબનો અમલ હોય, તેઓએ સાત તાએની બરસ્મન, અઇવ્યાઑંઘન્ વણીને બાંધવી. નાવર્યાને હીંધોલા ઉપર બેસાડી, ખુઆંન પાવ કરી, બાજનો સાજ તૈયાર કરવો, યાને કે ફ્રસસ્ત તથા દરૂન, ગોશોદો, આપે, ઉર્વર, અએસ્મ-બોએ વિગેરે સઘળું બરોબર ગોથવે. નાવર્યાને પદાંન કરાવી, તેનો ડાબો હાથ પાવ કરાવીને તે હાથમાં બાંધેલી બરસ્મ આપે, અને નાવર્યો બાજમાં નિચે પ્રમાણે યાદ કરે.

(બાજમાં યાદ કરે) **હુમત હુખ્ત હુવરશ્ત હુ-મનશ્ને હુ-ગવશ્ને હુ-કુનશ્ને ઇન્ ક્ષ્નૂમઇને મીનો નાવર્ બે-રસાદ્, નીરંગ્-પીરોજગર્ બાદ્** (જાવત) **ગાઉશ્-હુધાઓ આપે ઉર્વર્ અએસ્મ બઓઇધિ ક્ષ્નૂમઇને.**

(પ્રગટ પઢે) **ક્ષ્નઑથ્ર અહુરહે મઝ્દાઓ અષેમ્ વોહૂ ૩; બરસ્મન દથુષો અહુરહે મઝ્દાઓ...**(જાવત)**...આયેસે યેશ્તિ અસ્નયએઇબ્યો અષહે રતુબ્યો** (હ્યાં પહેલા ઉજીરન ગેહ પઢીઆ પછી હાવન, રપિથ્વન, અઇવિસ્રૂથ્રેમ અને ઉષહિન પઢવી.) **ઉઝયેઇરિનાઇ અષઑને અષહે રથ્વે, આયેસે યેશ્તિ ફ્રાદત્-વીરાઇ દખ્યુમાઇચ અષઑને અષહે રથ્વે, આયેસે યેશ્તિ બેરજતો અહુરહે નફ્ધ્રો અપાંમ્ અપસ્ચ મઝ્દધાતયાઓ.**

**આયેસે યેશ્તિ હાવનેએ અષઑને........રામનો ખાસ્ત્રહે.**

**આયેસે યેશ્તિ રપિથ્વિનાઇ અષઑને.........અહુરહે મઝ્દાઓ.**

**આયેસે યેશ્તિ અઇવિસ્રૂથ્રેમાઇ અઇબિગયાઇ.........ઉપરતાતો.**

**આયેસે યેશ્તિ ઉષહિનાઇ અષઑને........વરેદત્-ગએથયાઓ.**

આયેસે યેશ્તિ (જે રોજ માહ હોય તે પઢવા.)

આયેસે યેશ્તિ તવ આથ્રો..............અષઑનિનાંમ્ચ અષહે રથ્વાંમ્.

☞ ખ્રઍથ્મ મ્યજૅઈમ્......અએરમ બઑઇધિ ક્ષ્નૂમઇને અહુરહે મજ઼્દાઓ રએવતો ખ્રરેનંઘ્રઉહતો અમૅષનામ્ સ્પૅન્તનાંમ્, અઑખ્તો નામનો યજતહે. ☜ (બે વાર પઢે.)

આયેસે યેશ્તિ અવંઘ્રહાઑ ફ્રવષયો......અ્રઍત્વ.

ઇમ હુમતાચ હૂખ્તાચ હુવર્શ્તાચ......(ગેહ પઢતી વેલા, પહેલાં ઉજીરન, પછી હાવન, રપિથ્વન, અઇવિસ્રૂથ્રમ અને ઉષહિન ગેહ પઢવી યાદ રાખવી, અને રોજ માહ જે હોય તે પઢે.)........અષઑનાંમ્ અષઑનિનાંમ્ચ અષહે રથ્વાંમ્ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.

આઅત્ દીશ્ આવએધયમહિ અહુરહે મજ઼્દાઓ રએવતો ખ્રરેનંઘ્રઉહતો અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ ક્ષ્નઑથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.

આઅત્ દીશ્ આવએધયમહિ અષઑનાંમ્......ઞાસ્ચા તાઑસ્ચા યજમઇદે.

ઇથા આઅત્ યજમઇદે અહુરૅમ મજ઼્દાંમ........યજમઇદે.

દ્દ્વાઑઘ્રહૅમ અહુરૅમ્ મજ઼્દાંમ્ યજ઼્મઇદે............(ઉપર મુજબ ગેહો અનુક્રમે ભણી, રોજ માહ પઢવા)...........યિમ્ અહુરૅમ મજ઼્દાંમ.

હઉર્વ્તત અમૅરૅતાત યજ઼્મઇદે...........અએરમાંન્ચ બઑઇધિમચ યજમઇદે.

(વડી ક્ષ્નૂમન) અહુરૅમ્ મજ઼્દાંમ્ રએવન્તૅમ્ ખ્રરૅન્ઘ્રઉહન્તૅમ યજમઇદે, અમૅષા સ્પૅન્તા હુક્ષથ્રા હુધાઑઘ્રહો યજમઇદે, અષઑનાંમ વંઘ્રઉહીશ્ સૂરાઑ સ્પૅંતાઓ ફ્રવષયો.

સ્તઑમિ જ઼્બયેમિ ઉફ્યૅમિ......વૅરૅથ્રઘ્નત્.

(બાજમાં યાદ કરે) હુમત હૂખ્ત હુવર્શ્ત......અએરમ બઑઇધિ ક્ષ્નૂમઇને.

(મગટ પઢે) વીસ્પાઑ ફ્રવષયો અષઑનાંમ યજમઇદે. અષઑનાંમ્ વંઘ્રઉહીશ્ સૂરાઑ સ્પૅંતાઑ ફ્રવષયો યજમઇદે. ઉજયેઇરિનૅમ્ પઇતિ રતૂમ, ફ્રાદત્-વીરૅમ દખ્યુમૅમચ પઇતિ રતૂમ, યૅંઘ્રહે હાતાંમ......
.........યજમઇદે.

☞ રાથવી બહાર જઈ બીજી પાવીમાં બાજ લે.

હુમત હુખ્ત હુવરૂશ્ત હુ-મનશ્ને હુ-ગવશ્ને હુ-કુનશ્ને ઇન્ ક્ષ્નૂમઇને મીનો નાવર બે-રસાદ્, અષહિઆ પનાહ્ બાદ્ અષૅમ વૅાહૂ ૧.

(પછીથી રાથવી પાછો પાવીમાં આવી પઢે).

યથા અહૂ વઇર્યો યો જઓતા ફ્રા મે મ્રુતે.

(નાવર્યો જે બાજ ધરવા બેઠો છે તે પઢે).

અથા રતૂશ્ અષાત્-ચિત્ હચ ફ્રા અષવ વિધ્વાઓ મ્રઓતૂ (જોતી તથા રાઠવી બન્ને સાથે પઢે) અષૅમ વૅાહૂ ૩. અષય દધાંમિ ખરૅથૅમ મ્યજ્દૅમ્.........(ગેહ ઉપર પ્રમાણે અનુક્રમે પઢે)...................
અષઓનાંમ્ અષઓનિનાંમ્ચ અષાહે રથ્વાંમ.

☞ અષય દધાંમિ ખરૅથૅમ્ મ્યજ્દૅમ્ હુઉર્વ઼ત અમૅરૅતાત ગાઉશ્ હુધાઓ આપે ઉર્વ઼ર અએસ્મ બઓઇધિ ક્ષ્નૂમઇને,

(ક્ષ્નૂમન પઢે) અહુરહે મજ્દાઓ રએવતો ખરૅનંઘ્રઉહતો, અમૅષ-નાંમ્ સ્પૅન્તનાંમ, અઓખ્તો નામનો યજતહે. ☜ (બે વાર પઢે).

અષય દધાંમિ અવંઘ્રહાઓ ફ્રવષયો..............યત્ વહિશ્તાત્, અષય-નો પઇતિ-જમ્યાત્..............વીસ્પાઇ યવે.

(બાજમાં યાદ કરે) હુમત હુખ્ત હુવરૂશ્ત..............અએસ્મ બઓઇધિ ક્ષ્નૂમઇને.

(પ્રગટ પઢે) યથા અહૂ વઇર્યો ૨; (આ બે યથા ભણતાં અએસ્મ-બોએ બે, આતશ ઉપર મૂકે) અહૂનૅમ્ વઇરીમ્..............તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.

(રાઠવી પઢે) યથા અહૂ વઇર્યો યો જઓતા ફ્રા મે મ્રુતે.

(જોતી પઢે) અથા રતૂશ્ અષાત્-ચિત્ હચ ફ્રા અષવ વિધ્વાઓ મ્રઓતૂ.

અષૅમ્ વૅાહૂ ૩; અષય દધાંમિ ખરૅથૅમ મ્યજ્દૅમ...........
.........ફ્રસસ્તિ અહુરહે મજ્દાઓ......(ફ્રસસ્ત ઉંચકી ક્રિયા કરે)......
અષય-નો પઇતિ-જમ્યાત્.

(રાઠવી એક અએસ્મ બોય આતશ ઉપર મૂકી એકલો પઢે).

ખરત નરો અએતૅમ્ મ્યજ્દૅમ્ યોઇ હિમ્ હંધાને અષાચ ફ્રેરેતિચ.

(જોતી યાને નાવર્યો પઢે) અમૅષ સ્પૅન્ત દએન માજ્દયસ્ન......
.........યાતુમનહે જસઇતિ; અષૅમ વૅાહૂ ૩.

બરૅસ્મન કળશ્યામાં મૂકી નાવર્યાને દરૂનની ચાશ્ની કરાવે, ત્યારપછી તેને જમાડી, મોહું સારૂં કરાવી, જે ક્ષ્નૂમને બાજ ઇજી છે તે ક્ષ્નૂમને બાજ મૂકાવે.

**નોટ**:—ભગર સાથ પંથના મોબેદ સાહેબો, આજ પ્રમાણે ઉપલી ક્ષ્નૂમનથી બાજ ઇંજે છે. તેમજ ઉદવાડયા મોબેદ સાહેબો પણ એજ રવેસે "**મીનો નાવર બે-રસાદ**"ની ક્ષ્નૂમનથી બાજ ઇંજે છે.

---

## નાવરને પહેલે દિવસે બાજ ઇજવાની ક્ષ્નૂમન.

(બીજા પંથના મોબેદ સાહેબોનાં તરિકા પ્રમાણે).

બાજમાં યાદ કરે:—**મીનો નાવર્ વીસ્પએષા અદ્‌ફ્રવશ્ બે-રસાદ્‌.**

નાની ક્ષ્નૂમન—**ક્ષ્નૂમઇને અહુરહે મજ્‌દાઓ રએવતો ખરેનંઘ્‌ઉહતો, અમેષનાંમ્ સ્પેન્તનાંમ, બેરજતો અહુરહે નફેધ્રો અપાંમ્ અપસ્ચ મજ્‌દ-ધાતયાઓ, હવરે ક્ષએતહે અમેષહે રએવહે અઉર્વત્-અસ્પહે. વયઓશ્ ઉપરો કઇર્યેહે તરધાતો અન્યાઇશ્ દામાંન્, અએતત્ તે વયો યત્ તે અસ્તિ સ્પેન્તો મઇન્યઓમ, રજિશ્તયાઓ ચિસ્તયાઓ મજ્‌દધાતયાઓ અષઓન્યાઓ, દએનયાઓ વંઘુહુયાઓ માજ્‌દયસ્નોઇશ્, માંથ્રહે સ્પેન્તહે અષઓનો વેરેજ્‌યંઘ્રહે, દાતહે વીદએવહે, દાતહે જરથુશ્ત્રોઇશ્, દરેઘયાઓ ઉપયનયાઓ, દએનયાઓ વંઘુહુયાઓ માજ્‌દયસ્નોઇશ્, જરજ્‌દાતોઇશ્ માંથ્રહે સ્પેન્તહે, ઉષિ-દરેથ્રેમ્ દએનયાઓ માજ્‌દયસ્નોઇશ્, વએધીમ્ માંથ્રહે સ્પેન્તહે, આસ્નહે ખ્રથ્વો મજ્‌દધાતહે, ગઓષો-સ્રૂતહે ખ્રથ્વો મજ્‌દધાતહે. આથ્રો અહુરહે મજ્‌દાઓ પુથ્ર, તવ આતર્શ પુથ્ર અહુરહે મજ્‌દાઓ, મત્ વીસ્પએઇબ્યો આતેરેબ્યો, ગરોઇશ્ ઉષિ-દરેનહે મજ્‌દધાતહે અષ-ખ્રાથ્રહે.**

**વીસ્પએષાંમ્ યજતનાંમ્** (જાવત) **ફ્રવષિનાંમ, અઓખ્તો નામનો યજતહે, આયેસે યેશ્તિ અવંઘ્રહાઓ ફ્રવષયો...**

વડી ક્ષ્નૂમન:—**અએસ્માંસ્ચ બઓઇધિમ્ચ યજમઇદે.**

**અહુરેમ્ મજ્‌દાંમ** (જાવત) **હુધાઓંઘ્રહો યજમઇદે.**

**બેરજન્તેમ અહુરેમ્ ક્ષથ્રીમ્ ક્ષએતેમ અપાંમ્ નપાતેમ્ અઉર્વત્-અસ્પેમ યજમઇદે, અપેમ્ચ મજ્‌દધાતાંમ્ અષઓનીમ યજમઇદે.**

**હવરે ક્ષએતેમ અમેષેમ્ રએમ અઉર્વત્-અસ્પેમ યજમઇદે.**

**વએમ્ અષવનેમ્ યજમઇદે, વએમ્ ઉપરો-કઇરીમ યજમઇદે તરધાતેમ અન્યાઇશ્ દામાંન્, અએતત્ તે વયો યજમઇદે યત્ તે અસ્તિ સ્પેન્તો મઇન્યઓમ.**

**રજિશ્તાંમ્ ચિસ્તાંમ્ મજ્‌દધાતાંમ અષઓનીમ્ યજમઇદે, દએનાંમ્ વંઘુહીમ માજ્‌દયસ્નીમ્ યજમઇદે.**

માથ્રેમ સ્પેન્તેમ્ અશ્ ખરેનંઘ્રહેમ્ યજમઇદે, હાતેમ્ વીદાયુમ યજ-મઇદે, હાતેમ જરથુશ્ત્ર યજમઇદે, દરેઘાંમ ઉપયનાંમ યજમઇદે, દએનાંમ વંઘ્રુહીમ્ માજદયસ્નીમ્ યજમઇદે, જરજદાતેમ માંથ્રેમ્ સ્પેન્તેમ યજ-મઇદે, ઉપિ-દરેથ્રેમ દએનાંમ માજદયસ્નીમ્ યજમઇદે, વએધીમ માંથ્રેમ સ્પેન્તેમ યજમઇદે, આસ્નેમ ખતૂમ મજદધાતેમ યજમઇદે, ગઓશો સ્રૂતેમ્ ખતૂમ મજદધાતેમ યજમઇદે.

આતરેમ અહુરહે મજદાઓ પુથ્રેમ્ યજમઇદે, થ્વાંમ્ આતરેમ અહુરહે મજદાઓ પુથ્રેમ અષવનેમ્ અષહે રતૂમ યજમઇદે, વીસ્પે આતરો યજમઇદે,

ગઇરીમ ઉષિ-દરેનેમ મજદધાતેમ્ અષ-ખાથ્રેમ યજતેમ યજમઇદે.

વીસ્પેમ્ચ અષવનેમ (જાવત) યજતેમ યજમઇદે, અષઓનાંમ વંઘ્રુહીશ્ સૂરાઓ સ્પેન્તાઓ ફ્રવષયો સ્તઓમિ જ્બયેમિ ઉફ્યેમિ...

નોટ:—આ બાજ ભગરપંથના મોબેદો, ઉપલી ક્ષ્નૂમનથી ભણતા નથી. પણ આગળ પહેલી બાજ લખી છે તેજ મુજબ ભણે છે. પણ બીજા પંથના, જેવા કે કદીમીઓ આ ક્ષ્નૂમનથી બાજ ધરે છે. (જુઓ "પાવમેહેલને લગતી ક્રિયાઓ" પા. ૧૮૭. મોબેદ મેહેરવાનજી ખુ. એ. કામદીન દસ્તુરના કૃત.)

---

## બાજ ઉપરની લેવાની.

[નોંધ:—વધતામાં વધતા ૮) જન સાથે બાજ ઉપર લે યાને જોતી સાથે બધા મળી ૯) જન હોવા જોઇએ, અને ઓછામાં ઓછા જે હોય તે ચાલે. બાજ ઉપર લેવા વિષે દસ્તુરજી એરચજી સો. મેહરજીરાણા પોતાના ઉપર જણાવેલા હસ્તલેખમાં નીચે મુજબનો જાણવાજોગ ખુલાસો કરે છે: —

કોઇ દરૂન ઇંજવા બેસે તેની ઉપર એકથી વધારે જણ બાજ લે છે એ આપણો કાયદો છે, પણ ખરી રીતે જોતાં બાજ માંડનાર ધણી સાત હા ભણે છે અને ચાર દરૂનની ચાશની કરે છે અને ઉપર બાજ લેનાર એકજ હા પઢે છે અને પછવાડેથી 'યથા આદ યજમઇદે' પઢે છે તેથી બાજ માંડનારનો અને બાજ લેનારનો અમલ એક સરખી રીતનો ગણાઇ શકતો નથી, કારણ કે બાજ માંડનારને અને બાજ લેનારને મોટી ખુબ હોય અને તેમાંથી બાજ માંડનાર ૭) હા ભણીને ૪) દરૂનની ચાશની કરે અને બાજ લેનાર એક હા ભણીને એક દરૂનની ચાશની કરે ત્યારે બેહુ ખુબવાલાનો એક સરખો અમલ કેમ ગણાય? પણ ઉપર બાજ લેવાનો આપણા બુજોરગોનો કાયદો છે.

એક જણ દરૂન ઇજવા બેઠો હોય અને બીજો એક જણ તેની ઉપર બાજ લે યા એકથી વધારે જણ બાજ લે તો તેમાંના એક ચોકસ જણે જેમ ઇજશ્નેમાં ચાશની કરવા આગમજ આતરવક્ષી ૨) યથા પઢતાં અને "અષયનો પઇતિ જમ્યાત્" પઢતાં જેમ એસમ-બોય મેલવે છે તેમ પેલા ઉપર બાજ લેનારેબી ખરી રીતે

જોતાં એસમ-બોય મેલવવી જોઇએ; અને ઇજશ્નેમાં "ખરત નરે" આતરવકી પઢે છે તેમ ઉપર બાજ લેનારથી તે જગોએ 'ખરત નરે' પઢાય નહી, કારણ કે તેબી ચાશની કરવાનો છે તેથી બીજા સખુનો તે બાજ લેનારથી પઢાય નહી, તેથી તે પઢતો નથી. જેમ નાવરની ઉપર દરૂન ઇંજતી વખતે મોબેદ બાજ લે છે અને 'ખરત નરે' પઢે છે તે એટલાજ કારણુસર કે તે બાજ લેનાર મોબેદ ચાશની કરતો નથી અને તેનાથી ચાશની થવાયબી નહી. તે નાવરની ઉપર બાજ લેનાર એસમ-બોય મેલવે છે તેમ બીજા ઉપર બાજ લેનાર મોબેદબી એસમ-બોય મેલવવી જોઇએ.

એક શખસ દરૂન ઇંજવા બેઠો હોય અને તેની ઉપર જે એકજ શખસે ઉપર બાજ લીધી હોય અને તે ઉપરવારો શખસ કાંઇ પઢતાં ચુકે ને બહાર નીકળે તો તે બાજ માંડનારને ફરીથી બરસમ બાંધીને બાજ મોરવી જોઇએ; કારણ કે તે ઉપર બાજ લેનાર શખસે પહેલાં એક વખત તેને બાજ આપી છે યાને "યો જઓતા" પઢયો છે અને ફરીથી બાજ નહીં આપે ત્યારે માંડનારની બાજ કેમ સાબેત રહે?

(અગરજો એકથી વધારે શખસોએ ઉપર બાજ લીધી હોય અને તેમાંનો એકબી શખસ ચુકે તો ઉપર પ્રમાણેજ સમજવું).

અથોરનાનો દરૂન ઇંજવા બેસે છે તે દરૂનની સામને બીજી બાજો મુકે છે તે "યથા આઅત યજમઇદે" પઢવાની આગમજ મુકે છે ત્યારે તે દરૂન ઇંજાયલા રવા છે, તે દરૂન ઇંજનાર ઉપર બીજો મોબેદ બાજ લે છે તે શખસ "અષય દદાંમી" આગળ બાજ લે છે, તેથી તેની બાજ ધરેલી સાબેત કહેવાય.

કેટલાકો સવાલ કરે છે કે પેલો મોબેદ ઉપર બાજ લે છે તેની બાજ "અષય દદાંમી" આગળથી પઢવાથી સાબેત થાય છે તેથી "અષય દદાંમી" આગળ બાજ સાંમને મુકયે તે પણ ઇંજેલી કહેવાય. પણ એનો જવાબ એ કે "યથા આઅત યજમઇદે" પઢવા સીવાય બાજ ઇંજેલી કહેવાય નહી. તેના સબબથી પેલો ઉપલો બાજ લેનાર શખસ છેવ્લે "યથા આઅત્ યજમઇદે" પઢે છે તેથીજ તેની બાજ સાબેત થાય છે, એટલા સારૂ તે "અષય દદાંમી" આગળથી બાજ લે છે. વાસ્તે સામને બાજ મુકવી હોય તો "યથા આઅત યજમઇદે" આગમચજ મુકવી રવા છે.]

**કોઇ વખત એકજ બાજ એકથી વધુ મોબેદોએ ઇજવી હોય, દાખલા તરીકે ગાહમ્બારની પાવી ઇજવા જોતી રાટવી મળી એક બાજ ઇજવી હોય, અને બન્ને મોબેદો જો મોટી ખુબના ધણી હોય, તો પહેલા એક મોબેદ બાજ ઇજવા બેસે.[1] કળશ્યો પાવ કરી, બરસ્મન બાંધી બાજમાં ચાદ કરવા માંડે.**

---

૧. કામદીન શાપુરની રેવાયતમાં એક કાંણો મોબેદ ઉપર બાજ લઇ શકે કે નહિ તેનૂં વિષેના ખોલાસામાં લખ્યું છે કે "તે દરૂન ઇંજે, જે આંખે કાંણો છે તે દરૂન ઇંજે, તેની બાજ બીજા દસ્તુરને નહિ લેવાય. અને જો બીજો દસ્તુર બાજ ધરવા બેઠા હોએ, તેની બાજે પેલો એક આંખે કાંણો છે તે લીએ તો લેવા ઘટે, માટે એમાં ખુબે પરીછવું (જાણવું)."

અહીં ખાસ જણાવવાની જરૂર છે કે :

(૧) જે બાજમાં 'વીસ્પએથાંમ્' ભણવામાં નહિ આવે તેવી બાજ ધરે તો તે ઉપર બાજ લેવાય, તેમજ

(૨) નાવર તથા ગેતી ખરીદના ગેવરાની ખુબ હોય તેનાથી કોઇ બીજી ખુબવાલા અથવા ગેવરાવાલા પોતાના સાથી સાથે 'હમ-કલાંમ' થયા સિવાય એ રીતે ઉપર બાજ ઇજી શકાય નહિ. તેવીજ રીતે

(૩) પાંચ તાએની નાની ખુબવાલાઓથી પણ આ રીતે ઉપરની બાજ લઇ શકાય નહિ.

ત્યારપછીથી બાજ ધરણાંનો પહેલો, બીજો, ત્રીજો તથા ચોઠો હા આખો (યજશ્નેનો ૬ થો હા). "દ્ધ્વાઑઘ્રહ્મૅમ અહુરૅમ મજ્દાંમ્"થી "તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે" સુધી જોતી એખલોજ ભણી જાય. અર્દાફ્રવશની બાજ માંડી હોય તો બાજમાં નીરંગ યાદ કરી, "વીસ્પાઑ ફ્રવષયો"થી યેંઘ્રહે હાતાંમ (જાવત) યજમઇદે" સુધી ભણે. બાજ માંડનાર જોતી મોબેદ અહીં સુધી ભણી મૂગો રહે.

ત્યાર પછી જેઓ ઉપર બાજ લેવાના હોય, તેઓ એકમેક સાથે 'પએવન્દ' કરી, બહારની બીજી પાવીમાં આવી ઉભા રહી નીચે પ્રમાણે મોઢેથી બાજ લે:--

"અષૅમ્ વૉહૂ ૧. હુમત હુખ્ત હુવર્શ્ત હુ-મનશ્ને હુ-ગવશ્ને હુ-કુનશ્ને ઇન્ ક્ષ્નૂઅઇને (અહીં જે બાજ ઇજતા હોય તેની ક્ષ્નૂમન ભણવી, દાખલા તરીકે અર્દાફ્રવશની બાજ ઇજતા હોય તો) અર્દાફ્રવશ્ બે-રસાદ અષહુયા પનાહ બાદ અષઑને અષૅમ્ વૉહૂ. ૧."

ત્યારપછીથી જેટલા રાદવી મોબેદ સાહેબો હોય એટલા જ્યાં જોતી બેઠો છે તે પાવીમાં જઇ નીચે પ્રમાણે ભણે:—

"યથા અહૂ વઇર્યો યો જઑતા ફ્રા મે મ્રૂતે." બાજ માંડનાર જોતી ભણે:—

"અથા રતુશ્ અષાત્-ચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઑ મ્રઑતૂ."

ત્યારપછી બધા જણા "અષૅમ્ વૉહૂ ૩; અષય દધાંમિ"થી સાથે ભણે. બાજમાં યાદ કરે અને બધા જણા જેની નૈયતે બાજ ઇજાતી હોય તેનું નામ યાદ કરે. ત્યારપછી બધા મોબેદો પોતાનો જમણો હાથ પાવ કરે અને "યથા અહુ વઇર્યો ૨" ભણતાં એક મોબેદ બે અએસ્મ બોએ આતશ ઉપર મૂકે. "અહુનૅમ્ વઇરીમ્ યજમઇદે"થી "તાંસ્ચા તાઑસ્ચા યજમઇદે" સુધી બધા ભણી જોતી મૂગો રહે. રાદવી મોબેદ "યથા અહૂ વઇર્યો યો જઑતા ફ્રા મે મ્રૂતે" ભણે અને જોતી "અથા રતુશ્ અષાત્-ચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઑ મ્રઑતૂ" ભણે. ત્યાર-

પછીથી જોતી તથા રાદ્દવી મોબેદો "અષેમ્ વોહૂ ૩"થી "અષય નો પઇતિ-જશ્યાત" સુધી ભણી મૂગા રહે. એક મોબેદ બાકી રહેલી એક અએસ્મ બોએ આતશ ઉપર મૂકે. બાજ માંડનાર "ફ્રસસ્ત" નું પદ ભણતાં, 'ફ્રસસ્ત' ઉંચકી ક્રિયા કરે, અને નીચે લખેલા અવસ્તા પોતે એખલોજ ભણે:—

"અએષે સ્પેન્ત (જાવત) જસઇતિ, અષેમ વોહૂ ૩" અને બરસ્મન કળશ્યામાં મૂકી, પોતે એખલોજ દરૂનની ચાશ્ની કરે.

ત્યાર પછીથી જમણાં હાથ તરફનાં ગોશોદ્દોવાલા દરૂનની કોર ભાંજી તેની સાથે ગોશોદ્દો, ઉર્વર, અને આપે લઇને જેટલા મોબેદો હોય તેટલાઓને આપે. પોતે ગોશોદ્દોવાલો દરૂન હાથમાં પકડી રાખે, અને રાદ્દવી મોબેદો હાથમાં દરૂનની ચાશ્ની લઇ "અએષ સ્પેન્ત (જાવત) યાતુમનહે જસઇતે, યથા આઅત યજમઇદે અહુરેમ મજ્દાંમ્ (જાવત) વીસ્પાચા વોહૂ અષેમ ૩," સુધી ભણી, પદાંન નીચુંજ રાખી ચાશ્ની કરે. આ પ્રમાણે ઉપરની બાજ લેવાની ક્રિયા પૂરી થઇ. ત્યાર પછીથી ખાણું ખાવું હોય તે ખાઇ જે ક્નૂમનથી બાજ ઇંજી હોય તે ક્નૂમનથી બાજ મૂકે.

---

## બાજ શેહેનની.

[નોંધ:—આ બાજ ઇજવાને માટે એવું કહેવામાં આવે છે કે અસલના વખતમાં જ્યારે રાજ્યપર ઘણા સંકટો આવી પડતાં હતાં ત્યારે અંજુમનની મીજલસ ભરીને આ બાજ ઇજવામાં આવતી હતી અને જે મુરાદ માંગવામાં આવતી હતી તે બર આવતી. આ બાજને શેહેનશાહની બાજ (શેહ=શાહ=રાજા) કહેવામાં આવતી હતી. હાલમાં આ બાજ ભાગ્યેજ ધરવામાં આવે છે. જો કોઇ પર નધારેલી મૂસીબતો આવી પડે છે, અને આ બાજ ઇજાવીને મુરાદ માંગવામાં આવે છે તો તે ફળીભૂત થાય છે. વળી આટલું યાદ રાખવાનું છે કે કેટલીક યશ્તોનો સાર વાંચતાં આપણને માલમ પડે છે કે પાદશાહો કે જેઓ અષો, પરહેજગાર હતા અને સારી મુરાદ માંગતા હતા તેઓનીજ મુરાદો બર આવતી હતી, જ્યારે બુરા પાદશાહોની બુરી મકસદો પાર પડી ન હતી.

જે મોબેદ સાહેબ આ બાજ ઇંજે છે, તેમનું બરષ્નૂમ રદ થાય છે અને તેમનાથી પાવ મહેલને લગતું કામ થતું નથી. તેમજ આ બાજ ઇજતી વેળા, સાત તાએની બરસ્મન, "અઇવ્યાઑંઘન"થી બાંધવામાં આવે છે અને ત્રણ ફ્રસસ્ત, તથા ત્રણ દરૂન મલી, છ દરૂન માંડવામાં આવે છે, જેની ચાશ્ની સરોશની બાજ ઇજતી વેળાએ કરવામાં આવે છે તેમ કરવી. આ બાજમાં સીરોજાની, સરોશની તથા અર્દાફ્રવશની મળી ત્રણ ક્નૂમનો ભણવામાં આવે છે, અને બધી બાજો કરતાં લાંબી છે.]

બાજમાં યાદ કરે :—હુમત હુખ્ત હુવરશ્ત......ઇન્ ક્ષ્નૂમઇને સીરોજા અમેંષાસ્પંદ વીસ્પએષા સરેશ અર્દાક્રવશ બે-રસાદ.

(યાદ તમામ કરી મગટ ભણે) :—ક્ષ્નઑથ્ર અહુરહે મઝ્દાઓ અષેંમ્ વોહૂ ૩; બરેસ્મન દથુષો (જાવત) અસ્નૂન્યએઇબ્યો અયહે રતુબ્યો હાવનેએ અષઑને (જાવત) ખ્રાસ્રહે (પાછીથી રપિથ્વન, ઉજીરન, આઇ-વિસ્રૂથ્રેમ્ અને ઉષહિન ગેહ ભણે અને જે રોજ અને માહ હોય તે ભણે.) આયેસે યેશ્તિ તવ આથ્રો (જાવત) અપહે રથ્વાંમ.

☞ ખ્શ્નેથ્રેમ્ મ્યજદ્દેમ (જાવત) અએસ્મ બઑઇધિ ક્ષ્નૂમઇને અહુરહે મઝ્દાઓ (જાવત અહીં આખા નાના સીરોજા પાનાં ૧૩૯ થી ૧૪૨, પર લખ્યા પ્રમાણે ભણવા) વીસ્પએષાંમ (જાવત) ફ્રવષિનાંમ, અઑખ્તો નામનો યજતહે (બે વાર પઢે).

☞ ખ્શ્નેથ્રેમ્ મ્યજદ્દેમ્ (જાવત) અએસ્મ બઑઇધિ ક્ષ્નૂમઇને સ્રઑષહે અષ્યેહે (જાવત) આહુઇર્યેહે, અઑખ્તો નામનો યજતહે (બે વાર પઢે).

☞ ખ્શ્નેથ્રેમ્ મ્યજદ્દેમ (જાવત) અએસ્મ બઑઇધિ ક્ષ્નૂમઇને અષઑનાંમ ફ્રવષિનાંમ ઉગ્રનાંમ (જાવત) નબાનઝ્દીશ્તનાંમ ફ્રવષિનાંમ, અઑખ્તો નામનો યજતહે (બે વાર પઢે).

આયેસે યેશ્તિ અવંઘહુઑ ફ્રવષયો (જાવત) સ્રઑત.

ઇમ હુમતાચ હૂખ્તાચ હુવર્શ્તાચ...........અષઑનાંમ અષઑ-નિનાંમ્ચ અષહે રથ્વાંમ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ,

આઅત દીશ આવએથયમહિ અહુરહે મઝ્દાઓ રએવતો ખ્શ્ને-નંઘ્રઉહતો.........(અહીં આખા નાના સીરોજા પાનાં ૧૩૯ થી ૧૪૨, પર લખ્યા પ્રમાણે ભણવા)...........વીસ્પએષાંમ્.........ફ્રવષિનાંમ ક્ષ્નઑથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.

આઅત દીશ આવએથયમહિ સ્રઑષહે અષ્યેહે તખ્મહે તનુ-માંથ્રહે દરષિ-દ્રઑષ આહુઇર્યેહે ક્ષ્નઑથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑ-થ્રાઇચ ફ્રસસ્તયએચ.

આઅત દીશ આવએથયમહિ અષઑનાંમ્ ફ્રવષિનાંમ્ ઉગ્રનાંમ અઇવિથૂરનાંમ પઑઇર્યો-ત્કએષનાંમ્ ફ્રવષિનાંમ્ નબાનઝ્દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ ક્ષ્નઑથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.

આઅત દીશ આવએથયમહિ અષઑનાંમ..............તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.

ઇથા આઅત યજમઇદે અહુરેંમ મઝ્દાંમ.........યજમઇદે.

દધ્વાઑંઘ્હેંમ્ અહુરેંમ્ મઝ્દાંમ યજમઇદે (જાવત) યિમ્ અહુ-રેંમ્ મઝ્દાંમ.

☞ હુઉર્વ્ત અમૅરતાત યજમઇદે (જાવત) બઑઇધિમ્ચ યજમઇદે અહુરૅમ્ મજદાંમ (જાવત) (અહીં તમામ મોટા સીરોજા પાણાં ૧૪૨ થી લખ્યા મુજબ ભણી જવા) વીસ્પૅમ્ચ (જાવત) યજતૅમ યજમઇદે, અપઑનાંમ્ વંઘુઉહીશ સૂરાઑ સ્પૅન્તાઑ ફ્રવષયો યજમઇદે.

☞ હુઉર્વ્ત અમૅરતાત યજમઇદે (જાવત) બઑઇધિમ્ચ યજમઇદે સઑર્ષૅમ્ અષિમ્ હુરઑથૅમ્ (જાવત) યજમઇદે.

☞ હુઉર્વ્ત અમૅરતાત યજમઇદે (જાવત) અએસ્માંસ્ચ બઑઇધિમ્ચ યજમઇદે, અપઑનાંમ્ વંઘુઉહીશ સૂરાઑ સ્પૅન્તાઑ ફ્રવષયો.

સ્તઑમિ જ્બયેમિ ઉફ્યેમિ (જાવત) તાંસ્ચા તાઑસ્ચા યજમઇદે.

અષૅમ્ વૅાહૂ ૩; અષય દધાંમિ [(જાવત) બરૅસ્મન"નાં હામાં લખ્યા પ્રમાણે, અહીં પણ ત્રણ ક્ષ્નુમને બેવાર ભણે], નઆનજ્દિશ્તનાંમ્ ફ્રવષિનાંમ્ અઑખ્તો નામનો યજતહે.

અષય દધાંમિ અવંઘહાઑ ફ્રવષયો (જાવત) વીસ્પાઇ યવે (આગલ લખ્યા પ્રમાણે આખી નીરંગ બાજમાં યાદ કરે). યથા અહૂ વઇર્યો ૨; અહુનૅમ્ વઇરીમ (જાવત) યજમઇદે.

અષૅમ્ વૅાહૂ ૩; અષય દધાંમિ (જાવત) અષય નો પઇતિ જમ્યાત અમૅષ સ્પૅન્તે (જાવત) જસઇતિ અષૅમ્ વૅાહૂ ૩. ત્યારપછી બરૅસ્મન કળશ્યામાં મૂકી, સરોશની બાજમાં જેમ ચાશ્ની કરવા લખ્યું છે તેમ ચાશ્ની કરે, અને બાજ મૂકી, કુસ્તી કરે.

---

## બાજ જમવાની નાની.[1]

બ નામે યજદે બક્ષાયંદેહ્ બક્ષાયશગરે મહેરૂઆન અહુરમજ્દ ખોદાએ દથા આઅન્ યજમઇદે અહુરૅમ મજદાંમ યે ગાંમ્ચા અષૅમ્ચા દાત્ અપસ્ચા દાત્ ઉર્વરાઑસ્ચા વંઘુઉહીશ રઑચાઑસ્ચા દાત્ બૂમીમ્ચા વીસ્પાચા વૅાહૂ. અષૅમ્ વૅાહૂ ૩.

(બાજ મૂકવાની વિગત):—અષૅમ વૅાહૂ ૪; યથા અહૂ વઇર્યો ૨; અષૅમ વૅાહૂ ૧. 'અહ્માઇ રએશ્ચ' થી 'કૅરફેહ્ મોજ્દ' સુધી ભણી 'અહુરમજ્દ ખોદાએ' થી ભણી કુસ્તી કરે.

---

૧. આ બાજનો શરૂઆતથી 'અહુર મજ્દ ખોદાએ' સુધીનો ભાગ પાજંદમાં છે. બાકીનો ભાગ યજશ્નેનાં ૩૭માં હાનાં પહેલા ફકરામાંથી લેવામાં આવ્યો છે. કોઇક નકલોમાં આ નાની જમવાની બાજનું મથાલું "બાજ જમવાની બેહદીનની" પ્રમાણે મલે છે (જુઓ Collected Sanskrit Wrtings of the Parsis: Part I. by S. D. Bharucha, Introduction, p. XI.)

## બાજ જમવાની વડી.

ક્ષનઑથ્ર અહુરહે મઝ્દાઓ અષૅમ્ વૉહૂ ૩ ; ફ્રવરાને (જે ગેહ હોય તે ભણે) ફ્રસસ્તયએચ અહુરહે મઝ્દાઓ રએવતો ખરૅનંઘ્રુઉહતો ક્ષનઑથ્ર યસ્નાઇચ વહમાઇચ ક્ષનઑથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા મે મ્રૂતે, અથા રતુશ અષાત્-ચિત્ હચ ફ્રા અષવ વીધ્વાઓ મ્રઆતૂ; અહુરૅમ મઝ્દાંમ રએવન્તૅમ ખરૅનંઘ્રુઉહન્તૅમ યજ-મઇદે અમૅષ સ્પૅન્ત દએને માઝ્દયસ્ને (જાવત) પાના ૧૦૧ પર લખ્યા પ્રમાણે પઢવું) યાતુમનહે જસઇતિ.

ઇથા આઅત્ યજમઇદે (જાવત) ઉપર નાની બાજ લખી છે તે પઢવી). વીસ્પાચા વૉહૂ. અષૅમ્ વૉહૂ ૩ (અહીં સુધી ભણી, ખાણું ખાઇ, મોઢું સાફ કર્યાં પછી નીચે પ્રમાણે બાજ મૂકવી.)

અષૅમ્ વૉહૂ ૪ ; યથા અહૂ વઇર્યો ૨ ; વસસ્ચ તૂ અહુરમઝ્દ ઉશતાચ ક્ષએષ (જાવત પાનાં ૧૦૨ પર લખ્યું છે તેમ ભણવું.) વીસ્પયાઓ દ્રવતો સ્તોઇશ.

અષૅમ વૉહૂ ૩ ; યથા અહૂ વઇર્યો ૨; યસ્નૅમ્ચ વહ્મૅમ્ચ અઓજસ્ચ જવરૅચ આફ્રીનામિ અહુરહે મઝ્દાઓ રએવતો ખરૅનંઘ્રુઉહતો. અષૅમ વૉહૂ ૧. 'અહ્માઇ રએશ્ચ' થી 'કૅરફેહ્ મોઝ્દ' સુધી ભણી 'અહુર-મઝ્દ ખોદાએ' થી ભણી કુસ્તી કરે.[1]

---

## બાજ પીશાબ તથા હાજતે જતી વખતે ભણવાની.

(પીશાબ તથા હાજતની જગોથી ત્રણ કદમ દૂર ઉભા રહીને નીચે લખ્યા પ્રમાણે બાજ લે).

ગના શેકસ્તેહ્ સદ્-હજાર બાર્. યથા અહૂ વઇર્યો ૧.

---

૧. આ "અમેષે સ્પેન્ત"ની જમવાની બાજનું મથાળું કેટલીક નકલોમાં "બાજ જમવાની હેરબદની" કરીને મલે છે (જુઓ એરવદ ભરૂચાની ઉપલીજ ચોપડી, એજ પાનું).

વળી આ બાજને ફારસી રવાયતોમાં "બાજે હોરમજ્દ" કરીનેબી કહે છે કારણકે એ બાજની ક્ષ્નૂમન તે દાદાર હોરમજ્દનીજ ક્ષ્નૂમન છે. (જુઓ સદ્દર બુનદેહેશ, બાબ ૫૯). વળી એક ત્રીજી અને મોટી જમવાની બાજ જેને "ગાઉશ હુદાઓ"ની બાજ પણ પહેલવીમાં કહે છે (જુઓ દસ્તુર પેશોતન સંજાનાની "દીનકર્દ" વોલમ ૧ લું, પાનું ૧૪) જે મોબેદોએ મીનો-નાવરની ખુબનો અમલ રાખ્યો હોય તેઓ દરૂન-બાજ ઇજીનેજ જમે છે તે છે.

(પીશાખ તથા હાજતે જઈ આવ્યા પછી ત્રણ કદમથી દૂર જઈ નીચે પ્રમાણે બાજ મૂકે).

અષૅમ વૉહૂ ૩; ☞ હુમતનાંમ્ હુખ્તનાંમ્ હુવર્શ્તનાંમ્ યદચા અન્યદચા વૅરૅજ્યમ્નનાંમ્ચા વાવૅરૅજ્નનાંમ્ચા મહી અઇબી-જરેતારો નઍનઍસ્તારો યથના વૉહૂનાંમ્ મહી ☜ (બે વાર પઢે).

☞ હુક્ષથ્રોતૅમાઇ બાત્ ક્ષથ્રૅમ અહ્માત્ હ્યત્ અઇબી-દદૅમહિચા ચોઇમહિચા હુવાંમહિચા હ્યત્ મઝ્દાઇ અહુરાઇ અષાઇચ વહિશ્તાઇ ☜ (ત્રણ વાર પઢે).

યથા અહૂ વઇર્યો ૪; અહુનૅમ્ વઇરીમ યજમઇદે, અષૅમ્ વહિશ્તૅમ સ્રએશ્તૅમ અમૅષૅમ સ્પૅન્તૅમ્ યજમઇદે, યેંઘ્હે હાતાંમ (જાવત) યજમઇદે અષૅમ વૉહૂ ૧.

---

## ફ્રવર્દિન મહિનો અને અહુરમજદ, ખુર્દાદ, વિગેરે રોજે કયી બાજ ધરવી?

રિવાયતે દસ્તુર દારાબ હુમજીઆરમાં નીચલું લખાણ કામદીન શાપુરની રિવાયતમાંથી લીધેલું મળે છે. તેમાં જણાવ્યા પ્રમાણે ફ્રવર્દિન મહિનો અને અહુરમજદ રોજે, અહુરમજદ રોજની ક્ષ્નૂમનથી દરૂન ઇજવા, ખુર્દાદ સાલ તથા વળાવાને દિવસે તે રોજની ક્ષ્નૂમનથી દરૂન ઇજવા, ફ્રવર્દિન મહિનો અને અસ્ફંદાર્મદ રોજે ઉષહિન ગેહમાં અર્દાફ્રવશના દરૂન ઇજવા.

દએ મહિનામાં રોજ દએ-પ-આદર, દએ-પ-મેહેર, દએ-પ-દીન; ફક્ત અમૅપારસ્પંદની બાજ તથા જે બાજમાં 'વીસ્પએષાંમ' શબ્દ આવે તે બાજ ઇજવી નહિ ઘટે. પણ સીરોજાની બાજ ઇજવી તથા જે બાજમાં 'વીસ્પએષાંમ' નહિ આવે તે બાજ ઇજવી ઘટે.

---

## દએ મહિનામાં કયી બાજો નહિ ઇજાય? અને તે નહિ ઇજવાના કારણો.

દએ મહિનામાં ચોક્કસ બાજો ઇજવામાં આવતી નથી અને ચોક્કસ બાજો ઇજવામાં આવે છે, જેનાં કારણો, એરવદ રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મેહેરજીરાણાએ 'રિવાયતે દસ્તુર દારાબ હુમજીઆર'ની ચોપડીમાં જણાવ્યાં છે જે નીચે મુજબ છે:—

દએ મહીનામાં કહી કહી બાજો નહીં ઇજાએ તેને માટે ઇરાંનીઓમાં અને હીંદુસ્તાનીઓમાં ફેર પડેલો છે. જ્યારે ઇરાનીઓ દેપાદર,

દેપમેહેર, અને દેપદીન રોજની, અને હફ્ત અમેશાસ્પંદની, અને જે બાજમાં વીશપેશાંમ આવતી હોએ તે બાજો ઇજવા નાં કહે છે, ત્યારે હીંદુસ્તાનીઓ ઉપલા ૩ રોજનીજ બાજ એ મહીનામાં ધરતા નથી, તો જો કે એ ત્રણ દીવસો એ મહીનાનાં જસનોનાં કહેવાએ છે. એ મહીનામાં એ ત્રણ દીવસોની બાજ નહીં ધરવાનું કારણ એમ જણાય છે જે એ ત્રણ દીવસો જસનોનાં હોવાને લીધે દરૂન ઇજીતી વખતે એ દીવસોની ખાસ એખલી ખશનુંમનથી તે બાજ ઇજાવી જોઇએ, તેને બદલે એ ત્રણ દીવસોની ખશનુંમનમાં વીશપેશાંમ ભણુવામા સાથે લઇને, બીજા મીનોના અને ગેતીનાં ઇજદોની આરાધનાં કરવામાં આવે છે, તેથી એ બાજ એક ખાસ જસનની બાજ તરીકે ઇજાઈ શકતી નથી, પણ બીજા મહીનાઓમાં તો તે ઇજી શકાયે છે.[1]

વળી હફ્ત અમેશાસ્પંદની બાજને માટે ઇરાંનીઓ એમ કહે છે, કે તે દએ મહીનામાં પાંચ દીવસ—મેહેર, સરોશ, ફરવરદીન, રાંમ, અને અનેરાંન રોજે ધરાએ નહી. ત્યારે હીંદુસ્તાનીઓ બારે માસનાં દેપાદર, દેપમેહેર, દેપદીન, મેહેર, સરોશ, ફરવરદીન, અને રાંમ, રોજથી અને-રાંન સુધી ૧૫ દીવસ ધરવા નાં કહે છે, અને બાકીનાં ૧૫ દીવસ બારે માસમાં ધરે છે. આ બાજ હફ્ત અમેશાસ્પંદની કહેવાય છે તોપણ તેમાં હોરમજદ રોજથી અમેરદાદ રોજ સુધીનાં અમેશાશપંદોની ખશનુમન પઢવા ઉપરાંત, ઉપર લખેલા રોજો સીવાય જે રોજે બાજ ધરતા હોએ, તે રોજની ખશનુમન તથા તે બાદ બેહેરાંમ ઇજદની, અને ત્યાર પછી અનેરાંન ઇજદની સાથે બરજો, હોમ અને દહુમ ઇજદની ખશનુમન પઢે છે. આવી રીતે ચોકસ ઇજદોને આરાધવાનાં અને ચોકસને નહીં આરા-ધવાનાં ચોકસ કારણો મેળવવાં ઘણાં કઠણ નથી. એ બાજની રચના ઉપરથી કેટલોક ખોલાસો નીચે પ્રમાણે કરવામાં આવે છે.

આ બાજનાં ચોકસ ઇજદોનીજ ખશનુમન ભણુવામાં આવે છે, તેથી બીજા ચોકસ ઇજદોની આરાધનાં કરવામાં આવતી નથી. દેપાદર,

---

૧. એક બીજા આથ્રવન ખુલાસો કરે છે કે દે મહીનામાં દેપાદર, દેપમેહેર અને દેપદીન એ ત્રણ ફરેસ્તાને નામે બાજ ઇજવામાં આવતી નથી, પણ તેને બદલે દાદાર હોરમજદનીજ આરાધણાથી બાજ ધરવામાં આવે છે, એનું કારણ એ ત્રણ રોજ દાદાર હોરમજદ સાથે તાલુકો રાખે છે અને એ સાથે મહીનાનું નામ પણ "દએ" છે. એ ત્રણ રોજની બાજ "વીસ્પેષાંમ" સાથની ધરાય છે તેમાં બીજા યજદ અમશાસ્પંદોની આરાધણા આવે છે, તેથી એ દીવસોએ જેમ બીજા મહીનામાં બાજ ધરાય છે તેમ એ 'દએ' મહીનામાં ધરવામાં આવતી નથી, પણ ખાસ દાદાર હોર-મજદનાં નામથીજ ધરાય છે. બીજા મહીનામાં એ નામો આવે છે, પણ મહીનાનું નામ જુદું આવે છે તેથી બીજા મહીનામાં ધરાય છે.

દેપમેહેર, અને દેપદીન રોજે એ બાજ ધરવામાં આવતી નથી, તેનું કારણ એ કે એ ઇજદોની સાથે વીસપેશાંમ ભણવામાં આવે છે, અને વીસપેશાંય ભણીઆથી બીજા સઘળા ઇજદોની ખશનુમન ભણાએલી કેહેવાય, તેથી એ તરણ રોજે એ બાજ ધરતા નથી. તેમજ મેહેર રોજની સાથેજ રાંમ ઇજદની ખશનુમન ભણાએ છે તેથી મેહેર રોજે એ બાજ ધરવામાં આવતી નથી. મેહેર રોજને માટે મીથરે વોઉરૂ ગોઇઓઇતોઇશ એટલુંજ પદ ભણવું જોઇએ.[1] સરોશ ઇજદની ખશનુમન બીજા કોઇબી અમેશાશપંદ તથા યજદોની સાથે ભણવામાં આવતી નથી, પણ તે તદન જુદાઇદીજ ભણાએ છે. પાંચ તાએમાં હુમકારાની ખશનુમન ભણતાં પણ એને મુકી દેવામાં આવે છે. અને વળી જેમ બીજા અમેશાશપંદોની કે ઇજદોની ખશનુમન ભણતી વખતે અહુરહે મજદાઓ રએવતો ખરેનંઘહુતો અમેશનાંમ સ્પેન્તનાંમ એ પતો ભણીને બીજાઓની ખશનુમન ભણીએ છીએ, તેમ પણ એ સરોશની ખશનુમનમાં ભણવામાં આવતું નથી, પણ તેનાં એખલાનાંજ નાંમથી તેની જુદીજ ખશનુમન ભણવામાં આવે છે, તેથીજ સરોશ રોજે પણ એ બાજ ધરવામાં આવતી નથી.

વળી ફરવરદીન રોજે પણ બાજ ધરવામાં આવતી નથી, તેનું કારણ પણ એજ છે કે તેમાં ખુદ ફરવરદીન ઇજદની ખશનુમન ભણવામાં આવતી નથી, પણ તેમાં અશોનાં ફરોહરોને, અને તેમાં પોઓરીઓદકેશનાં અને નબાનજદશતનાં ફરોહરની ખશનુમન ભણવામાં આવે છે, તેથી એ ભણતરને લીધે ફરવરદીન રોજે એ બાજ ધરવામાં આવતી નથી, ફકત ફરવરદીન રોજને માટે અશઓનાંમ ફરવશીનાંમ એટલુંજ પદ આવવું જોઇએ.[2]

વળી રાંમ રોજથી અનેરાંન રોજ સુધી ધરવામાં નથી આવતી, તેનું કારણ એ કે એ દશ દીવસો બેહેરાંમ રોજની પછીનાં છે, અને એ બાજમાં સાતે અમેશાસપંદ ભણીને જે દીવસમાં એ બાજ ધરાતી હોએ, તે દીવસ ભણીને બેહેરાંમ રોજ ભણવો, અને રાંમ રોજથી અનેરાંન સુધીનો કોઇ દીવસ ભણીને પછી બેહેરામ રોજ નહી ભણાએ તેથી એ દીવસોએ પણ બાજ ધરવામાં આવતી નથી.

વળી ઇરાંનીઓ એમ કહે છે કે દએ મહીનામાં વીશપેશાંમની બાજે નહી ધરાએ, પણ સીરોજા કે જેમાં વીશપેશાંમ ભણવામાં આવે છે તે

---

૧. મરહુમ દસ્તુરજી એરચજી સોરાબજી મેહરજીરાણા કહે છે કે મેહર રોજે ઇજતા નથી તેનું કારણ એ કે સાતમો રોજ પઢયા પછી ગેહ પઢવામાં આવે છે તે મેહર રોજ સાથે સંબંધ રાખે છે તેથી આ બાજ એ દીવસે ઇજતા નથી.

૨. અથવા, દસ્તુર એરચજી સો. મેહરજીરાણા લખે છે તેમ ફરવરદીન રોજે એ ઇજશને તથા દરૂન ઇજતા નથી તેનું કારણ એ કે પછવાડે ફરવરદીન રોજ છેલ્લે પઢવામાં આવે છે.

ધરવાને ફરમાવે છે. પણ હીંદુસ્તાનીઓ તેમ કરતા નથી, હીંદુસ્તાનીઓ તો બાહારે મહીનામાં વીશપેશાંમની બાજો ધરે છે. જો દએ મહીનામાં ફકત સીરોજાનીજ બાજ ધરાએ, તો જે ખાસ કારણને માટે એ સીરોજાની બાજ ધરાએ છે, તેજ કારણને માટે દહમ ઇજદની બાજ પણ ધરાવી જોઇએ. કારણ કે જેમ સીરોજાની બાજ ઉંમરે પુગેલાં માણસોને માટે ધરવામાં આવે છે તેમ નાધલાંઓને માટે તેજ સીરોજાની બાજની ગરજ દહમ ઇજદથી સરે છે. વળી પાંચ તાએની બાજ કે જે મોબેદોને હર વખતે ઘણી જરૂરની બાજ ગણાય છે તે જો દએ મહીનાંમાં ધરવામાં આવે નહીં તો તેથી ઇઓજદાથરેગરીનું કાંમ અટકી પડે.[1]

---

## નવાં ઘરનાં મુહરતનું આફ્રીનગાંન, બાજ ઇજવા વિષે.

દસ્તુર દારાબ હુમજીઆરની રેવાયત (પા. ૩૭૬)માં નવાં ઘરનાં મુહુરત માટે નીચલાં આફ્રીનગાંનો તથા બાજ ઇજાવવાને જણાવે છેઃ—

૧) આફ્રીનગાંન અસ્પંદાર્મદ અમેષાસ્પંદનું (યથા. ૭ સાથે)
૨) „ અમર્દાદ અમેષાસ્પંદનું (એમાં ગેહ ભણવી નહિ)
૩) „ દહમાંનનું.
૪) „ સરોશનું.

બાજો ધરવાને માટે કેટલાકો બેહેરામ યજદની નૈયતે પણ એક બાજ વધારાની ધરવા લખે છે.

---

## નવો કુવો ખોદાવ્યો હોય તો કયા કયા આફ્રીનગાંન, બાજો ઇજવા

ઉપલીજ રવાયત (પા. ૩૭૭)માં જણાવે છે કે નવો કુવો ખોદાવ્યા પછી નીચલાં આફ્રીનગાંનો કરવાંઃ—

૧) આફ્રીનગાંન અસ્પંદાર્મદ અમેષાસ્પંદનું.
૨) „ આવાં યજદનું.
૩) „ દહમાંનનું.
૪) „ સરોશનું.

[નોંધઃ—દસ્તુર એદલજી નવરોજી મેહેરજીરાણા પોતાની બાજ ધરણાંની કેતાબમાં જણાવે છે કેઃ—

---

૧. આનો ખુલાસો એમ આપી શકાય કે પાંચ તાએની હમકારાની ખુબ કે જેમાં "વીસ્પેશાંમ" આવે છે તેને બદલે કેટલાકો "અરદા ફ્રવશ"ની બાજ ધરીને નાની ખુબનો અમલ જારી રાખે છે.

જો કોઇ કુવામાં પડે અને મરી જાય તો તેજ ગેહમાં બહાર કાઢે તો તે કુવામાંથી થોડુંક પાણી કાઢી તે વપરાસમાં લેવો.

પણ જો બીજી ગેહ થાય ને કાઢે તો તે કુવાને ૧૩) મહિના અને ૧૩) દહાડા વાપડવો નહિ, કારણ કે આખાં વર્ષની રપિથ્વન ગેહનો વખત, તથા બીજી હાવન ગેહનો વખત, તથા પાંચે ગેહનો વખત, તથા ૬) ગાહમ્બારોનો વખત પૂરો કરવો જોઇએ, પછી બીજા ૪૩) દિવસ પૂરા કરીને કુવાનું પાણી થોડું કાઢી નાખીને કુવો પાછો વાપડવો. ]

## બાજ ખેતીની જગો ઉપર ઇજે છે તે વિષે.

દસ્તુર એદલજી નવરોજી મેહેરજીરાણા પ્રમાણે જે કોઈ ખેતી કરે ત્યાં ઘણું પાકે તે વારે ત્યાં સાથેરીઉં કરે છે યાને મેહમાન કરે છે ત્યાં બાજ ૫) નીચે પ્રમાણે ઇજે:—

૧) સ્પંદાર્મદની; ૨) અમર્દાદની; ૩) તીર, ૪) આવાં અને ૫) મી બેહેરાંમ યજદની એ પ્રમાણે ઇજવી.

## સોશ પઢાવતાં ૨૪) દરૂન પઢાવે છે તેની વિગત.

મર્હુમ દસ્તુર એરચજી સો. મેહેરજીરાણા પ્રમાણે:—

| | | | | |
|---|---|---|---|---|
| સરોશની યજશ્નેનાં | ૩ | દરૂન, | ત્રણ | દિવસનાં. |
| સરોશનાં વંદીદાદનાં | ૩ | ” | ” | ” |
| રશ્ને-આશ્તાદનાં બાજના | ૪ | ” | | |
| મીનો રામની બાજનાં | ૪ | ” | | |
| સરોશની બાજનાં | ૬ | ” | | |
| અર્દાફ્રવશની બાજના | ૪ | ” | | |
| | ૨૪. | | | |

મર્હુમ નાયબ દસ્તુર એદલજી નવરોજી મેહેરજીરાણા પ્રમાણે:—

પ્રથમ સરોશનું કામ કરનાર મોબેદો ગુજરનારની નૈયતે દર ગેહની રવાનની ફરજની અકેકી સરોશની બાજ ધરેચ તેનાં ૬ દરૂન.

| | | |
|---|---|---|
| રશ્ને-આશ્તાદની બાજના | ૪ | ” |
| મીનો રાંમની બાજના | ૪ | ” |
| સરોશની બાજના | ૬ | ” |
| રોજગારની બાજના | ૪ | ” |
| | ૨૪. | |

કેટલીક ગમ, સોશ ભણાવવાને "અનવર" પઢાવવા યા "સોજ" ભણાવવી અથવા "લાખ" ભણાવવી એમ કહે છે. તેમજ ભરૂચમાં ૧૦) દરૂન ભણાવે છે, સુરતમાં ૨૪) દરૂન તથા અંકલેશ્વરમાં ૪) દરૂન ભણાવવામાં આવે છે.

૧૦) દરૂન વિષે આ મતલબ છે કે "તરસ અસ્તોદાન"ની ૩ યજશ્ને અને ૩) વંદીદાદ અને ચેહારમની બામદાદે ઇંજવાની ચાર બાજે મળીને જુમલે દસ ટાંકણાની આરાધનાની કબુલાત સમજવી. બીજાઓ કહે છે કે દરએક ટાંકણે અશો ફરોહરોની બાજનાં ચાર દરૂન અને સરોશની બાજનાં છ દરૂન મળીને જુમલે દસ દરૂન, જેની ચાશ્ની અશોરનાન કરે છે તેની કબુલાત સમજવી. એજ પ્રમાણે ધારવા પ્રમાણે અંકલેશ્વરવાલાઓ માત્ર અશો ફરોહરોની બાજનાજ માત્ર ચાર દરૂનની અથવા ચેહારમની બામદાદે ઇંજવાની ચાર બાજોની એ કબુલાત સમજતા લાગે છે. (વધુ માટે જુઓ એર્વદ શે. દા. ભરૂચાનું રીસ્તિસ્તાન પા. ૪૧૦–૪૧૧ ની નોટો).

---

## મ્યજદ વિષે ખુલાસો.

મ્યજદ એટલે ફળ ફળાદી, (ફ્રૂટ) મેવો વિગેરે જે જોતી પોતાની આગળ રાખી પઢે છે તે.

દર મહિનાના ૫) દિવસ મ્યજદ કરવાનું ફરમાન છે. તે દિવસો મેહેર, રશ્નું, બેહેરામ, આશ્તાદ અને અનેરાંન છે.

મ્યજદનાં દિવસોનું આફ્રીનગાંન કરતાં જે કાંઇ મ્યજદ હોય તે જોતીની જમણી ગમ મૂકે અને જોતી રાથ્વી બંન્ને જણા પએવંદ કરીને પઢે. વળી બીજા કોઇ મોબેદ યા બેહદીન તેઓ સાથે બેઠા હોય તેઓ પણ જોતી સાથે અને એકમેક સાથે પએવંદ કરીને પઢે.

જે રોજે મ્યજદ કરવી હોય તે રોજનું એક આફ્રીનગાંન તથા બીજાં દહમાન અને સરોશનાં આફ્રીનગાંનો કરે.

---

## અંજુમનને નામની બાજ, આફ્રીનગાંન અને પાવ મેહેલની ક્રિયાઓમાં નામ કેવી રીતે લેવું?

મહુ[illegible]ર એરચજી શો. મેહેરજીરાણા આ બાબદમાં ખુલાસો કરે છે કે: "ઇજશ્ને, વંદીદાદ, આફરંગાંન, બાજની ક્રિયા જે અંજુમનને નામે થાય છે તેમાં એમ નામ લે છે: "નામ ચેશ્તી જીંદેહરવાંન હમા અંજુમન અએંદર યાદ બાદ, ફરમાયશ્ને હમા અંજુમન—" પણ અંજુમનની ક્રિયામાં એમ નામ લે છે તે વાજબી નથી, કારણ કે આપણા

કાયદો છે કે જે શખસનો બાપ ગુજરી ગયો હોય અને તેની નઇઅતે કાંઇ ક્રિયા કરવી હોય તો આપણે તેનું નામ એમ લઇએ છીએ; "નામચેશ્તી જીંદેહરવાંન ફલાન ફલાન અએદર યાદ બાદ" અને જો બાપ જીવતો હોય અને તેની નઇઅતે કાંઇ ક્રિયા કરવી હોય તો તેનું નામ "નામચેશ્તી જીંદેહરવાન ફલાન ફલાન બે-રસાદ" એમ નામ લેવાનો આપણો કાયદો છે તેથી અંજુમનની ક્રીયામાં એમ નામ લેવું: "નામચેશ્તી જીંદેહરવાન હમા અંજુમન બે-રસાદ, નામચેશ્તી જીંદેહરવાન હમા અંજુમન અએદર યાદ બાદ, ફરમાયશને હમા અંજુમન—" એમ નામ લેવું."

---

## બુરજીગરોનું જશન.

રોજ અસ્ફંદારમદ, માહ અસ્ફંદારમદ, ને દીને પહલવી નીરંગ (નીરંગે ખરફસ્તર જદન) લખવાની વિગત.

આ દિવસને બુરજીગરોનું જશન કહેવાનું કારણ આ કે અસ્પંદાર્મદ અમેશાસ્પંદ જમીન ઉપર મુવક્કલ છે, અને જમીનને બુરજીગરો યાને ખેડુતો સાફ રાખી ખેતી કરે છે.

કામદીન શાપુરની રવાયતમાં કહે છે કે એ દીને હફ્ત અમેશાસ્પંદની બાજ ઈજીને ગઅંદાંઓ અને ખરફસ્તરોને દુર કરવાને પાંચ ચીજો, જેવી કે ઇસ્તરક (storax), ગોસ્પંદનું સીંગ, બોય, સીપંદ (wild rue) અને કપાસનાં બીઆં બાળીને ઘરમાં તેનો ધુમાડો કરવો. આમ કરવાથી નાપાકી દૂર થાય છે અને ખરફસ્તરો નાપેદા પડે છે.[1]

વળી એ દીને નાના મોટાં ગોસ્પંદોનાં સીંગ તેમજ મરઘો અને બીજાં પરંદાંઓની ચાંચને લાલ રંગથી રંગવાં, અને જે પહલવી નીરંગ નીચે લખી છે તે જાફરાંનનાં રંગના કાગજ ઉપર અથવા તો હરણનાં ચામડાં ઉપર લખીને ઘરના દરવાજાએ ચોંટાડવી.

**નીરંગ લખવાની વિગત:**—પહેલાં પાદીઆબ કુશ્તી કરી અદીબેહેશ્ત અમેશાસ્પંદની બાજ લેવી.

૫ નાંમે યજદાંન.........અદીબેહેશ્ત અમેશાસ્પંદ બે-રસાદ. અજ હમા ગુનાહ............ફ્રવરાને (ગેહ પઢે) અષહે વહિશ્તહે સ્રએશ્તહે અઇર્યમનો ઇષ્યેહે............ફ્રનઑથ્ર યસ્નાઇચ......વીધ્વાઑ પ્રઑતૂ. અષેમ વહિશ્તેમ સ્રએશ્તેમ અમેષમ્ સ્પેન્તેમ યજમઇદે............ મજ્દધાતાંમ્ અષઑનીમ યજમઇદે.

---

1. દસ્તુર એદલજી મેહેરજીરાણા એ વતરોગે રાઇ અને લસનનાં પાતરાંનો પણ ધુંવો કરવા જણાવે છે.

આટલું પઢી પદાંન બાંધી બાજ રાખીને નીચે આપેલી પહલવી નીરંગ લખવી અને લખી રહ્યા પછી અર્દીબેહેશ્ત અમેશાસ્પંદની બાજ મૂકવી.

**પહેલવી નીરંગ.** (નીરંગ ખરફ્સ્તર જ્દન.)



---

## વેકરી ઈજવાની નીરંગ.

(રોજ ૫ મો અસ્ફંદાર્મદ, માહ ૧૨ મો અસ્ફંદાર્મદ).

પ્રથમ પાદીઆબ કુસ્તી કરી પદાંન બાંધીને હાથમાં છરી પકડીને રેતીના ઢગમાં છરી ખોસીને રાખે અને અસ્ફંદાર્મદ અમેશાસ્પંદની બાજ લે :—

**૫ નાંમે યજદાંન્ અહુર મજ્દ ખોદાએ અવજુની..............** (રોજ પાચમાંની નાની મોટી ક્ષ્નૂમન પઢી રહીને બાજમાં પઢે).

(બાજમાં પઢે) :—**માહ સપંદારમદ, રોજ સપંદારમદ, રોજ સપંદારમદ, માહ સપંદારમદ, સપંદારમદ માહ, સપંદારમદ રોજ, બસ્તમ જહુર વ વેશ ઓ જફ્રે હુમા ખરવસ્તરાંન, ૫ નાંમ ઓ નીરૂએ તગ ફ્રીદુન વ અયારીએ વનંત સ્તરે હોરમજદ-દાત, ગોઆફ્રંગાંન રવા બાદ, અએદુન બાદ, અયેમ બએયજ બાદ, જનમ ઓજનમ; ગુનાહ ગુજારશ્ને કેરફે રવાંન દુશારમ રાએ.**

આટલું પઢી એક યથા પઢતાં છરીને વેકરીનાં ઢગની આસપાસ ફેરવી કશ કાઢીએ. આ પ્રમાણે આ નીરંગ બાજમાં ત્રણ વાર પઢે.

પછી યથા ૧) પ્રગટ પઢીને બાજમાં પઢે......અહુરમજદ ખુદાએ અવજુની.........(પ્રગટ પઢે): યથા ૨; યસ્નેમચ વહ્મેમ્ચ......સ્પૅંતચાઑ વંઘ્રહુયાઑ......અહ્માઇ રએશ્ચ...........કેરફેહ મોજદ.

એ વેકરી ઇજીને ઘરમા હુરેક જગોએ નાંખવાથી ખરફસ્તરો દૂર થાએ છે.

---

## જે કોઇ ગુજરે તેની ખબર મોડેથી મલે અથવા તેનો દહાડો અથવા મહીનો નહી જણાયલો હોય તો તેની ક્રીયા કેમ કરવી?

દસ્તુર એરચજી શે. મેહરજીરાણા એ વિષે નીચે પ્રમાણે જણાવે છે:—

કોઇ માણસ ગુજરે તેની ખબર ત્રીજે દહાડે બાર વાગે અથવા ત્યાર પછી આવે તેનો સરોશ નહી થાય તેની કશી ચીંતા નહી, પણ તેનું ઉઠમનું તેજ દહાડે પાછલા પોહરનાં અથવા રાતનાં હોશન ગેહમાં કરવું અને સરોશ બાજ ઇજાવવી અને સરોશ યશત પઢાવવી અને સરેશ્તા પ્રમાણે તેનો સીઆવ ત્રીજી રાતે હોશન ગેહમાં ઇજાવવો પણ તેનો તે પુલગુજાર થવાનો ત્રીજો દહાડો જવા દેવો નહી એ વાજબી છે.

કોઇ પરદેશમાં ગુજરે તેની ક્રીયા નહી થઇ હોય અને એક મહીનો પછી ખબર આવે તો જે દહાડે ખબર મલે તેજ દહાડે તેની નઇઅતે સરોશની ઇજશની કરાવીને ઉઠમણાંની ક્રીયા કરાવે, પછી રાતનાં હોશન ગેહમાં ચાર બાજ અને સીઆવ ઇજાવે અને તેની બીજે દહાડે બામદાદ દહમ ઇજદનું આફરંગાન કરાવે અને હાવન ગેહમાં ચહારૂમની ક્રીયા કરાવે અને રપીથ્વન ગેહમાં દશમાંની, અને ઉજીરનમાં દીસીના સીરોજાની, પછી તેજ ગેહમાં અરદાફરવશની નઇઅતે દરૂન આફરંગાન તે ગુજરનારના મહીનાનાં ખરા દહાડાની ક્રીયા કરાવવી.

એ વિષે વળી વંદીદાદની ૮ મી પરગરદની પેહલવી શરેહમાં જણાવે છે કે:—

"જે કોઇનો ગુજરવાનો દીવસ માલમ ન હોય તો તેના દર મહીનાના રોજગારનો દહાડો ફરવરદીન રોજે કરવો. જેનો શીરોજાનો દીવસબી ખબર ન હોય તો તેનો શીરોજોબી ફરવરદીન રોજે કરવો. જેની વરસીનો દીવસ ખબર ન હોય તો તેના વરસ દહાડાનો રોજગારનો દીવસ આદર મહીનાના ફરવરદીન રોજે કરવો." (જુઓ દસ્તુર જામાસ્પજીનો "પહેલવી વંદીદાદનો તરજુમો," પા. ૮૯).

એક પેહલવી રવાયતમાં એને માટે કહે છે કે જો ગુજરવાનો દહાડો તથા મહીનો ખબર નહી હોય તો તેનો મહીનો આદર ગણુવો અને રોજ ફરવરદીન ગણુવો. જો ગુજરવાનો મહીનો ખબર હોય પણ દહાડાની ખબર નહી હોય તો, મહીનો જે જણાયલો છે તે અને દહાડો ફરવરદીન રોજનો ગણુવો. વળી જો દહાડાની ખબર હોય પણ મહીનાની ખબર નહી હોય તો દહાડો જે હોય તે પણ મહીનો આદર ગણુવો. જો ગુજરવાનો મહીનો આદર નહીં હોય અને દહાડો ફરવરદીન રોજ નહી હોય તો તેનો દએ મહીનો ગણુવો અને રોજ બેહરાંમ ગણુવો.

પણ હાલમાં એવો રીવાજ છે કે જેનો ગુજરવાનો રોજ તથા માહ ખબર નથી હોતો તેનો રોજગાર ફ્રવર્દિન મહિનો અને ફ્રવર્દિન રોજે કરવામાં આવે છે.

---

## જે કોઇ ગાથાના દિવસોમાં ગુજરે તો તેનો રોજગાર ક્યારે કરવો?

દસ્તુર એરચજી શે. મેહેરજીરાણા પોતાના એક હસ્ત લેખમાં જણાવે છે કે કોઈ ગાથાના પાંચ દહાડામાં ગુજરે તો ચેહારમ ચોથે દહાડે, દશમું દશમે દહાડે, સીરોજો ત્રીસ દહાડા ગણીને, તેની બીજે દહાડે મહીનાનો રોજગાર, દર મહીનાના રોજની ક્રીયા ફરવરદીન રોજે, છમશીની ક્રીયા છઠે મહીને એટલે શેહરેવર મહીનાને રશ્ને રોજે તેનાં છમશીના સીરોજા કરે અને ફરવરદીન રોજે તેનો રોજ, અને વરસની ક્રીયા બરાબર વરસ ગણીને કરે.

કામદીન શાપુરની રવાયતમાં આ મુજબનું જ લખાણુ મલે છે. (જુઓ એરવદ માનેકજી ઉનવાલાની "રવાએત"–વોલ્યુમ ૧, પા. ૧૯૦)

વંદીદાદની ૮ મી પરગરદની પેહલવી શરેહમાં પણ એજ મુજબ જણાવે છે:—

"અગર જો કોઇ પંજી (ગાથા)ના પાંચ દીવસો ઉપર ગુજરે તો તેનો માસીસો (સીરોજો) ત્રીસ દીવસે કરવો, પણ તેના દર મહીનાનો દહાડો (રોજગાર) ફરવરદીન રોજે કરવો અને તેની વરસી ખરા દીવસે કરવી." (જુઓ દસ્તુર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆસાની "પેહલવી વંદીદાદનું ગુજરાતી વાંચણુ તથા તરજુમો," પા. ૮૯.)

દાદેસ્તાને દીનીની આગમજની પેહલવી રવાયતમાં પણ નીચે મુજબનું લખાણુ મલે છે:—

"જે કોઇ ગાથાના ૫) દીવસમાં ગુજરે તો તેનો માસીસો બરાબર ૩૦) દીવસ ગણીને કરવો, બીજા મહીનાઓના રોજગાર ફરવરદીન રોજે કરવા, પણ વરસી તેના ખરા દહાડા ઉપર કરવી." (જુઓ The Pahlavi Rivayat accompanying the Dadestan-i Dinik—by B. N. Dhabhar, p. 1.)

---

## ખજુરીની પાંદડીની અઇવ્યાઆઁઘ્ન વણવાની ક્રિયા.

બરસ્મન બાંધવાની ક્રિયામાં જણાવ્યા મુજબ પાવ કીધેલો કળશ્યો ડાબા હાથમાં તથા ધાતુના હાથાની છરી જમણા હાથમાં લઇ ખજુરીનાં ઝાડ આગળ જાએ અને તેની એક પાંદડી જમણે હાથે સાફ કરે પછી ત્રણ વખત "ફ્નઑાથ અહુરહે મજ્દાઓ અષૅમ્ વૉહૂ ૧" ભણી જમણો હાથ છુરી સુધાં ત્રણ વખત પાવ કરી ખજુરીની પાંદડી પાવ કરે અને છરીથી તેની ઉપરનું મુંડું કાપી નીચે નાખે, અને પાંદડી થડમાંથી કાપી ફરીથી એક વખત પાવ કરી કળશ્યામાં મૂકી ઉર્વિસગાહમાં લાવે અને તે કળશ્યો હીંધોળા ઉપર મૂકી ડાબો હાથ પાવ કરી તેમાંથી પાંદડી બહાર કાઢી તેની ૬ પતલી ચીપ કાઢી, વળ દઇ બંન્ને છેડે ગાંથ વાળી એક પાવ ફુલીઆંમાં મૂકવી.

---

## હોમ-સલી વિષે ખુલાસો (હોમ-સલીની બાજ લેવા વિષે)

હોમ-સલી ઇરાનથી આવે છે માટે તે જુદીનોનાં સમાગમમાં આવ્યાથી તેને પાવ કીધા પછી, ૧૩ મહિના, અને ૧૩ દિવસ પૂરા કરીને તે વાપરવી જોઇએ; કારણ કે આખાં વર્ષની સઘળી મોસમો પુરી થયા પછી તે પવિત્ર થયલી ગણાય અને પછીજ તે પાવ મેહેલનાં કામમાં વાપડવી.

કાઉસ માહુયારની રવાયતમાં કહે છે કે હોમ-સલી દરેમેહેરમાં મૂકી રાખવી અને જ્યારે જોઇએ ત્યારે મોબેદ કુસ્તી કરીને નીચલી બાજ લેવી:—

**અષૅમ્ વૉહૂ ૩......ફ્રવરાને......(જે ગેહ હોય તે પઢે)......હુઓ-મહે અપવજંઘ્રહો ફ્નઑાથ્ર યસ્નાઇચ........અષૅમ્ વૉહૂ ૩.**

નીરંગસ્તાનમાં કહે છે કે ઓછામાં ઓછા ૩) કટકા લેવા અને વધતામાં વધતા ૩૦) કટકા લેવા.

# નીરંગદીન કરવાની ક્રિયા.[1]

નીરંગદીનની ક્રિયા ઘણી મોતેબર ગણાય છે, કારણ કે આપણી ક્રિયાઓનો મૂળ આધારજ નીરંગ ઉપર છે. માટે આ ક્રિયા કરતી વખતે બે મોબેદ સાહેબો જેઓ યોજદાથ્રેગરીનું કામ તથા ક્રિયા ઘણીજ સારી રીતે જાણતા હોય, અને પાકી પરહેજગારી જાળવી શકતા હોય તેવાઓને નીરંગદીનની ક્રિયા માટે તૈયાર કરવામાં આવે છે.[2]

પ્રથમ બે મોબેદ સાહેબો (અ, અને બ) એ નવરાત્રીનું બરૅશ્નૂમ લેવું.[3] દશમે દિવસે નાહી રહ્યા પછી ફરીથી નાહીને દરેમેહેરમાં રહે.

---

૧. પહેલવી તેમજ ફારસી રવાયતોમાં આ મથાળું "નીરંગ આવ વ પાદયાવ યશ્તન" કરી કીધું છે જે ઉપરથી માલમ પડે છે કે ગોમીજને "પાદીયાવ" કહયો છે યાને શરીરને પહેલાં ચોખ્ખું કરવાનું કામ "પાદયાવ"થી યાને ગઓમીજથી થાય છે.

૨. આ ક્રિયા કરનારા મોબેદો કેવા પાકીજેહ તન તથા ખસલતના હોવા જોઇએ તેને વિષે જુઓ વંદીદાદ, ફર્ગર્દ ૯ મી-પહેલા ૨) ફકરા. આવા ૨) બરૅશ્નૂમવાલા મોબેદો પહેલાં પાંચ તાઓની ખુબે પરગનું કરે, પછી બંને જન મોટી ખુબ કરે અને નીરંગદીન હજનારા બેહુ મોબેદોને તેઓ બરૅશ્નૂમ આપે. વળી દસ્તુર એરચજી શે. મેહરજીરાણા પુનેવાલા મરહુમ દસ્તુર તેહમુલજી હોજદારની એક નકલ ઉપરથી જણાવે છે કે બરૅશ્નૂમ ગાહમાં નીરંગ પીએ તે વારે વડી બાજ ધરે અને જ્યારે ખાણું ખાય ત્યારેબી વડી બાજ ધરે. અગર જો વડી બાજ નહીં ધરે ને નાંધલી બાજ ધરીને જમે તો બરૅશ્નૂમ અપરમાણ. ફરી બરૅશ્નૂમ લે.

૩. નીરંગદીનની ક્રિયા કરનારા યોજદાથ્રેગર મોબેદ સાહેબો, અને બીજી સાધારણ ક્રિયા કરનારા યોજદાથ્રેગર મોબેદ સાહેબો બરૅશ્નૂમ લે છે તેમાં તફાવત રહે છે. નીરંગદીનની ક્રિયાનાં બરૅશ્નૂમમાં, ચાલુ બરૅશ્નૂમ વખતે વપડાતો આલાત (યાને નીરંગ, આવ, તથા ભષ્મ) વાપડવામાં આવતો નથી. પણ એની ક્રિયાની મોતેબરી પ્રમાણે એનો આલાત પહેલાંથીજ જુદો રાખવામાં આવે છે. તેમજ નવશો ન્હાતી વેળાએ પણ જુદા આલાતથીજ નીરંગદીન કરનારા મોબેદ સાહેબોને નવાડવામાં આવે છે.

બીજો તફાવત આ છે, કે સાધારણ ક્રિયા કરનારા મોબેદ સાહેબોને પહેલો નવશો નાહી રહ્યા પછી જો શએતાંનબાજી થાય છે તો તેઓનું બરૅશ્નૂમ સાબેત રહે છે. જ્યારે નીરંગદીનની ક્રિયા કરનારા મોબેદ સાહેબોને દસેદસ દિવસ ઘણુંજ તપાસવું પડે છે, અને કોઇબી વખતે ખલલ થવાથી તેને પાછું બરૅશ્નૂમ લેવું પડે છે.

અગ્યારમે દિવસે પેલા બર્શ્નૂમ આપનારાઓમાંથી જેણે બર્શ્નૂમ આપ્યું હોય યાને 'કશ' ખેંચ્યા હોય તે મોબેદ પાંચ તાએની ખુબ કરીને મોટું પરગનું કરે, તેને માટે સઘળાં આલાતો સાફ કરે અને કુવામાંથી ચોખું પાણી કાઢી તેને ચોખાં કપડાંએ ગાલે અને સઘળાં આલાતો તે વડે ચોખાં કરી કુડીમાં ભરી મૂકે, પછી નીરંગદીન કરનારા મોબેદોમાંથી એક જન (બ)ને મોટી ખુબ કરાવે,[1] યાને સરેશ્તા મુજબ હોમ ગાલે અને બંધે જન મીનોનાવરની યજશ્ને તમામ કરે.

બીજે દીવસે યાને ૧૨) મે દહાડે નીરંગદીન કરનારા એક મોબેદ જેણે ઉપર જણાવ્યા મુજબ ખુબ કીધી છે તે મોબેદ (બ) ૫) તાએની ખુબ કરીને હોમ, જીવામનું મોટું પરગનું કરે અને નીરંગદીન કરનારા પોતાના બીજા સાથી (અ) ને મીનો નાવરની મોટી ખુબ કરાવે. મોટી ખુબ કરાવી રહેવા પછી એજ પાંચ તાએની ખુબવાલા નીરંગદીન કરવાવાલા પહેલા મોબેદ (બ) પરગનું કરીને પોતાના સાથી (અ)ને ફરીથી મોટી ખુબ કરાવે.

આ મોટી ખુબ કરી રહ્યા પછી એને પહેલો ગેવરો આપેલો ગણવો[2] પહેલો ગેવરો લીધા પછી તે મોબેદ (અ) દરૂન ઇંજી ખાણું ખાય અને ગેવરો સંભાળી રાખી દરેમેહેરમાંજ રહે.

બીજે દીવસે યાને ૧૩) મે દીવસે પહેલા ગેવરાવાલો મોબેદ (અ) પોતાના સાથીને ઉપર જણાવ્યા મુજબ પોતે હોમ ગાલીને મીનોનાવરની યજશ્ને કરાવે એટલે તેને બીજો ગેવરો આપે.

આ પ્રમાણે બંને મોબેદ સાહેબો એક બીજાને ગેવરો આપી રહે અને ૬) દીવસ સુધી યજશ્નેની ક્રિયા બરોબર ચોકસાઇથી આમનસામન કરે, ગેવરો આપે[3], અને ગેવરાવાલા બંને જના દરરોજ પોતપોતાના જુદા જુદા દરૂન લઇને દાદાર અહુરમજદની ક્ષ્નૂમનથી દરૂન ઇંજી ખાણું ખાય યાને એક બીજાની ઉપર બાજ લે નહી અને ગેવરાના અમલને બરોબર સાચવીને રહે.

---

૧. બર્શ્નૂમ આપનારા આવા મોબેદજ નવશો પણ નહવાડે અને ખુબ પણ તેજ કરાવે એવો આગળ કાયદો હતો, અને બર્શ્નૂમ આપનારા આ મોબેદ ખુબ કરાવી રહયા પછી નીરંગદીન કરનારા બેહુ મોબેદોનું ફરીથી બીજું કામ કરતા નહી. પણ હાલે બીજા બરશ્નૂમવાલા મોબેદ પણ ચાલી શકે છે.

૨. જે જોતી થાય તેણે ગેવરો લીધેલો કહેવાય.

૩. આવી રીતે ૬ દીવસ યજશ્ને કરી ગેવરો આપવાને પહેલવી તેમજ ફારસીમાં "યશ્તે સે પએવન્દ" કહે છે. યાને ત્રણ ત્રણ વખત બે જણે સાથે મળીને મીનોનાવરની કીધેલી યજશ્ને. આ ૬) દીવસ સુધીની યજશ્ને જેને નામે નીરંગદીન કરતા હોય તેને નામની કરે.

(આ ક્રિયા ઘણી મોતેબર હોવાથી, ગફલતી ન થાય, એટલા માટે ક્રિયા કરનારા મોબેદ સાહેબોની નજદીક દસ્તુરજી સાહેબો તથા યોજદાથ્રેગર મોબેદ સાહેબો બેસે છે અને ક્રિયાઓની સંભાળ તથા દેખરેખ રાખે છે.)

આ પ્રમાણે સરેસ્તા મુજબ ૬ થે દહાડે યજશ્ને કરી, યાને ૬ થો ગેવરો લઇ, જુદા જુદા દરૂન ઇજી, એક બીજાના દરૂનની ચાશ્ની કરે એટલે તેઓ બંને જણા 'હમ-કલામ' થયલા ગણાય, યાને કે તેઓ બંનેનો દરજ્જો હવે પછી થનારાં માંથ્રવાણીના ભણતર તેમજ ક્રિયા-કામોમાં એક સરખો થયલો કહેવાય. પછીથી બાજ મૂકી કુસ્તી કરે અને નીચે પ્રમાણે, એક મોટું કહારણું, એક નાનું કહારણું (આને ઘડા કહેવામાં આવે છે), બે કળશ્યા, કહારણાં તેમજ કળશ્યા ઉપર ઢાંકવા માટે ત્રણ કાંસીઆ, અને એક રકાબી લઇ ચોકખાં કરે, ચોકખાં પાણીથી ભરે અને પાવ કરે. પાવ કરી રહ્યા પછી તેમાંનું પાણી કાઢી નાખે અને ત્યાર પછી તે દરેકને આતશ આગળ ખુશ્ક કરે યાને સુકવે તે એવી રીતે કે તેમા બીલકુલ પાણીનો સેજાર રહે નહિ. ત્યારપછી ખુઆંન ઉપર અથવા અલાહેદી જગ્યાએ પટથર ઉપર મૂકે.

એ અગાઉ દરેમેહેરનાં ચોકમાં આગલે દિવસથી ૨૫ થી ૩૦ ગોધા લાવી બાંધવા. સાથે વરસ્યાને પણ લાવીને દરેમેહેરમાં એક બાજુએથી પાવી કાઢીને બાંધવા. ત્યાર પછી બન્ને મોબેદ સાહેબો (અ અને બ) ખુશ્ક કીધેલો એક કળશ્યો લઇ ને પહેલાં વરસ્યાની આગળ જાય, તેનો નીરંગ ઝાલી લાવે, અને પેલાં ખુશ્ક કીધેલાં મોટા કહારણાંમાં (યાને ઘડામાં), એક અહુનવર મનમાં ભણતાં નામે.[1] અહીં જાણવું જરૂરનું છે કે બીજા ગોધાઓનો નીરંગ ઝાલવા પહેલાં, વરસ્યાનાં નીરંગનાં થોડાં ટીપાં પણ જરૂરના છે. પહેલી શરૂઆત વરસ્યાના નીરંગથીજ કરવી જોઇએ. ત્યાર પછીથી બીજા સઘળા ગોધાઓ આગળ જઇ તેઓનો નીરંગ ઝાલી લાવીને પેલાં મોટાં કહારણામાં નાખ્યા કરવો અને જ્યારે કહારણું નીરંગથી ભરાઇ જાય ત્યારે પેલો પાવ કરી ખુશ્ક કીધેલો કાંસ્યો લઇ તેની ઉપર ઢાંકવો. આ ઉપરાંત પેલા કળ-શ્યામાં પણ નીરંગ ઝાલી લાવીને તેની ઉપર બીજો પાવ કીધેલો ખુશ્ક કાંસીઓ ઢાંકવો અને તેને પણ પેલાં કહારણાં સાથે હીંધોલા ઉપર

---

૧. ઘણા મોબેદો આ પ્રમાણે ક્રિયા કરે છે કે નીરંગનો ઘડો પાવ કરીને સુકવેલો છે તે લઇને કોઇ ગોધા આગળ જાય અને તેનો નીરંગ ઘડામાં ઝાલીને મનમાં અષેમ ૧) પઢતાં ઘડો ધોઇને જમીન ઉપર નાંખે અને એજ મરતબે બીજી અને ત્રીજીવાર કર્યાપછી યાને ઘડાને ૩) વાર નીરંગે પાવ કરીને પછી વરસ્યા આગળ જાય.

અથવા બીજી ચોકખી અલાહેદી જગો ઉપર મૂકે. [યાદ રાખવું કે જો નીરંગ ઝીલતી વખતે કળશ્યો નીચે મૂકવો પડે તો ગોધાઓનાં પગ વચ્ચે પહેલાં એક પથ્થર મૂકી પછીથીજ તેની ઉપર કળશ્યો મૂકવો. બીજું આ યાદ રાખવું કે બીજી હાવન ગેહ હોય તો ત્રણે ગેહમાં નીરંગ ઝીલી શકાય. પણ જો રપિથ્વન ગેહનો અમલ હોય તો નહિ ઝીલવો.[1] અને જો રપિથ્વન ગેહનો અમલ હોય તો નીરંગનું કહારણું અધુરૂં હોય યા ભરેલું હોય, તોપણ તેની ઉપર પાવ કાંસીઓ ઢાંકવો. કારણકે કહારણું રપિથ્વન ગેહમાં ખુલ્લું નહિ રખાય. અને ઉજીરન ગેહ સુધીમાં નીરંગનું કહારણું ભરાઇને તૈયાર થવું જોઇએ.] ત્યાર પછીથી બીજું કહારણું લઇ તેને ચોકખા પાણીથી ભરી, પાવ કરે, અને તેની ઉપર બીજો કાંસીઓ ઢાંકી તેને પણ અલાહેદી જગોએ મૂકે.

ઉજીરન ગેહમાં પરગરૂં યાને જોર કાહવાની ક્રિયાની તૈયારી કરવી[2] જે મોબેદ રાત્રે આતરવક્ષી કરવાના હોય તે યાને કે (બ) મોબેદ સઘળાં આલાતો સાફ કરી ચોકખા કરીને કુંડીમાં મૂકે. ત્યાર પછીથી કળશ્યો પાવ કરી ખજુરીનાં ઝાડની પાંદડી તથા દાડમના ઝાડની ઉર્વરાંમ લાવે. ખજુરીની પાદડીની એવીઅંઘ્રન વણે અને એક પાવ વાસણમાં બન્ને ચીજો મૂકે. ત્યાર પછી એક કળશ્યો લઇ જીવાંમ ઝાલી લાવી તેનાં ઉપર પાવ વાસણ ઢાંકી ને પથ્થરની તાક ઉપર મૂકે. પછી અએસ્મ તથા બોએ નાના પથ્થર ઉપર મૂકે. ત્યાર પછીથી એવીઅંઘ્રન અને ઉર્વરાંમ વાળું વાસણ જોદગાહની પાસે ડાબા હાથ તરફ, બીજા એક નાના પથ્થર ઉપર દૂરથી મૂકે અને હોમસલી કાઢી તેને એક બીજા વાસણમાં મૂકી પેલાજ નાના પથ્થર ઉપર એવીઅંઘ્રન અને ઉર્વરાંમના વાસણની પાસે દૂરથી મૂકે.

---

૧. આનું કારણ આ છે કે એમાંના કોઇ મોબેદે રપિથ્વન ઇજી નહી હોય તેથી રપિથ્વનમાં તેનેથી આ અમલ થાય નહીં. વળી આપણે ધારેં કે બેહુ મોબેદોએ રપિથ્વન ઇજી હોય તો રપિથ્વનમાં પણ ગોમેજનો ઘડો ભરવાને કાંઇ હરકત જણાતી નથી, પણ સંપુર્ણ રીતે ચોકસાઇ રાખવાને ખાતર રપિથ્વનમાં ઘડા ભરવાનો આપણે કાયદો રાખ્યો નથી. જાસાની રીવાયતમાં તો કહે છે કે હાવનથી સુરજ અસ્ત પામે ત્યાંવેર ઘડો ભરવો; જો તેમ નહી ભરાય તો નહી ચાલે; અને એજ રીવાયતમાં કહે છે કે જો નીરંગનો ઘડો પહેલે દીવસે ભરાય તો ઠીક; જો નહી ભરાય તો તે ઢાળી નાંખવો અને બીજે દીવસે ઘડો ભરવો.

૨. જોર (અથવા આબ-જોર)ની ક્રિયા ઉજીરનમાંજ થવી ઘટે છે. એ ક્રિયા કરવાનો અમલ સવારથી સુરજ અસ્ત પામે ત્યાં સુધીનોજ હોય છે. રાતના આ ક્રિયા થઇ શકે નહી: સરખાવો વંદીદાદ પર્ગર્દ ૭ મીના છેલ્લા ર) ફકરા; વળી પરગનાંની ક્રિયાનું પાણી ચોખાં કાઘેલાં કપડાંના કટકાથી ગાળેલું હોવું જોઇએ.

ત્યાર પછીથી (બ) મોબેદ જોર કાઢવાને માટે જોદગાહ ઉપર બેસે. કળસીઓ પાવ કરી હાથ પાવ કરે, અને ખુઆંન પાવ કરી તેની ઉપર સઘળાં આલાતો ચોકસાઇથી ગોથવે. પેલાં વાસણમાંથી એવીઅંધ્રન કાઢીને માહરૂએ ઉપર મૂકે અને ઉર્વરાંમ કાઢીને માહરૂએનાં પગ ઉપર મૂકે, હોમસલી કાઢીને તેને ત્રણ મરતબે પાવ કરી માહરૂએનાં પગ ઉપર મૂકે. બર્રેસ્મનના તાએ બરોબર ૩૫) ગણી તેમાંથી એક તાએ ડાબા હાથમાં પકડી, જોરનાં અબડું વાળેલાં ફુલીઆં ઉપર હાથ સાથે મૂકી, જમણાં હાથમાં વરસની વીંટી[1] લઇને વરસ પાવ કરી જોર કાઢે અને જોર કાઢી રહીને હાથમાંનો તાએ જોરનાં ફુલીઆં ઉપર મૂકે.

હવે જોતી ધનાર (અ) મોબેદ એક મોટું વાટું અને તે ઉપરનું ઢાંકણું ચોકખું કરી પાવ કરી તેમાંનું પાણી કાઢી નાખીને, પેલું વાટું નીચેથી પકડીને (કારણ કે અંદરથી તે પાવ કીધેલું છે) (બ) મોબેદ આગળ લાવે. ત્યારપછી (બ) મોબેદ જોરનાં બન્ને ફુલીઆં તેની વચ્ચેની રકાબી, તથા તેની ઉપરનાં તાએ સાથે પેલાં વાટાંની બરોબર વચ્ચે મૂકે. તેની સાથેજ એક બાજુએ, વરસ સાથનું ફુલીઉં મૂકે; બીજી બાજુએ હોમસલી, ઉર્વરાંમ, અને એવીઅંધ્રનવાલું ફુલીઉં મૂકે; અને ત્રીજી બાજુએ બર્રેસ્મનના સઘળા તાએ તથા છુરી (કાપલો) મૂકે. (અ) મોબેદ પેલું વાટું સંભાલથી ઉંચકીને બીજી અલાહેદી જગોએ મૂકી તેની ઉપર ઢાંકણું ઢાંકે અને (બ) મોબેદ બાકી રહેલા સઘળા આલાતો તે કુંડીમાં ભરીને ઢાંકી મૂકે; પછી ત્યાંથી ઉઠીને, એક અએસ્મ-બોએ માંડેલી છે તે આતશ ઉપર મૂકી, પાવીની બહાર આવી, એક 'અષેમ્ વોહૂ' ભણીને કુસ્તી કરે.

ઉપલી ક્રિયા બરોબર ચોકસાઇથી કરી રહયા પછી બંને મોબેદ સાહેબો બાજ ધરીંજી ખાણું ખાય. ત્યાર પછીથી રાતના ૧૨) વાગે ઉઠી, નવાં કપડાં પહેરી, ફરજીયાત ગુજારીયા બાદ સઘળા આલાતો તઇયાર કરે. ત્યારપછી જે કળશયો નીરંગથી ભરેલો છે તે લઇ, દક્ષિણ દિશા તરફ મોઢું કરી, જેમ કળશયો પાવ કરતી વખતે ઉપરથી છલકાય છે, તેમ પેલાં નીરંગનાં મોટાં કહારણાંમાં નામે અને તેને આવી રીતે છલકાઇને 'તર' કરતાં મનમાં એક 'અષેમ વોહૂ' ભણે. ત્યારબાદ તે નીરંગનું કહારણું થોડું ડોક આગળથી અધુરૂં કરી આલાતગાહ આગળ લાવીને, એક ખુમચો રેતીથી ભરીને રાખી મૂકયો હોય છે તે રેતી ભરેલા ખુમચામાં માહરૂએની તરફથી મૂકે, તેમજ તેની પાસે આવનું કહારણું લાવીને જોતીના જમણા હાથની તરફ રેતીનાં ખુમચામાં મૂકે[2]

---

૧. જુઓ પાછળ આવતી બાબદ "વરસ અને વરસ્યો એટલે શું?"

૨. કેટલાક રેવાયતો પ્રમાણે તેમજ કદીમી મોબેદોના રેવાજ મુજબ નીરંગનો ઘડો જોતીના જમણા હાથ તરફ અને આવનો ઘડો જોતીના ડાબા હાથ ઉપર

આ બંને કહારણાંઓ મૂકતી વખતે એક બીજાનાં છાંટા, એકમેકને નહિ ઉડે તેની સંભાલ રાખવી. આગળ આવનું કહારણું પાવ કરવા લખ્યું છે, પણ તે જો હજુર સુધી પાવ નહિ કીધું હોય તો ધારા પ્રમાણે પાવ કરી તેને ડાક આગલથી અધુરૂં રાખી પછીથી રેતીનાં ખુમચામાં મૂકવું.

ત્યારપછી (બ) મોબેદ જેઓએ જોર કાઢવાની ક્રિયા કરી છે તેઓ સઘળાં આલાતો તઇયાર કરી હોમ ગાલવાની ક્રિયાની શરૂઆત કરે. પણ આ ક્રિયાની શરૂઆત કરવા આગમજ (અ) મોબેદ જેઓ જોતી થનાર છે તેઓ મૂંગે મોંઢે કાંઇપણ બોલ્યા વગર પોતાનો જમણો હાથ આતશ આગળ લઇ જઇ ખુશ્ક કરે, અને પછી નીરંગનાં કહારણાં આગળ આવી બેસે. કહારણું ઉંઘાડે અને બંને જનાઓએ નેગાહ કરીને જોયા પછી તેને પાછું ઢાંકે.[1] ત્યારપછી વળી પાછા આતશ આગળ હાથ લઇ જઇને ખુશ્ક કરે અને ત્યારપછી 'આવ'નાં કહારણાં આગળ આવી તે ઉઘાડી બંને જના નેગાહ કરીને જોય, પછીથી પાછું ઢાંકી દે.

(હયાં એટલું યાદ રાખવું કે જ્યાં જ્યાં નીરંગ તથા 'આવ'નાં કહારણાં (ઘડા) મેહલેમેહલ ઉંઘાડીને નેગાહ કરીને જોવા લખ્યું છે ત્યાં ત્યાં દરેક વખતે હાથ આતશ આગળ લઇ જઈ ખુશ્ક કરવા અને પછીજ કહારણાં ઉંઘાડવાં. તેમજ દર વખતે નીરંગ તથા 'આવ' જોવાનો વખત આવે ત્યારે દર વખત પહેલાં નીરંગનું કહારણું ઉંઘાડે અને પછીજ 'આવ'નું કહારણું ઉંઘાડે અને નેગાહ કરીને જોયા પછી તુરત કહારણા ઢાંકી દેવાં. કેટલીક બાજુએ જ્યારે પણ કહારણાં ઉંઘાડવામાં આવે છે ત્યારે હાથ ધોઇને ખુશ્ક કરી પછીથીજ ઉંઘાડવામાં આવે છે. પણ કાંસીઆની બહારની બાજુ પાવ નથી માટે દરેક વખતે હાથ ધોવાની કશી જરૂર લાગતી નથી.)

ત્યારપછી હોમ ગાળવા બેઠેલા (બ) મોબેદ કળસીઓ, આલાતની કુંડી, તથા આલાતગાહ અને આલાતો ગોથવવાનો ખુઆંન પાવ કરી, જેટલાં આલાતો કુંડીમાં હોય એટલાં હીંધોલાં ઉપર ગોઠવીને મુકે અને (અ) મોબેદ પેલું અલાહેદું મુકેલું જોરનું વાટું ઉંઘાડીને નીચે હાથે લાવી, પેલા હોમ ગાળનાર (બ) મોબેદ આગળ લાવી પકડે, અને (બ) મોબેદ પેલાં વાટાંમાંથી જોરનાં ફુલીઆં જેમનાં તેમ ઉંચકીને ખુઆંન

---

બર્સ્મનની સામે મુકવામાં આવે છે. દસ્તુર એરચજી શે. મેહરજીરાણા કહે છે કે "રેતીના બંધે ખુમચા હીંડોળા આગળ લાવી મુકવા અને તેઓને સુતરના ૨) દોરા આગળથી વણી રાખેલા હોય છે તેનું પેવંડ લગાડીને નીચે જમીન ઉપર લાગે તેમ પેવંડ લગાડવું."

૧. દસ્તુર એરચજી શે. મેહેરજીરાણા પોતાના એક હસ્તલેખમાં જણાવે છે કે નવસારીમાં એ જગાએ નીરંગ અને આવ જોતા નથી અને તે ઉંઘાડવાને સારૂ પાણીથી હાથ પણ ધોતા નથી, પણ મુંબઇમાં તેમ કરે છે.

ઉપર તેની જગ્યાએ મુકે; તેવીજ રીતે બીજાં આલાતો કાઢી તેઓની ઠેઉવેલી જગ્યાએ મુકે. બરૅસ્મન બાધે અને હોમ ગાળીને બરૅસ્મન ઉપર હાથ મુકી બેસે.

આટલું કર્યા બાદ વંદીદાદની ક્રિયા શરૂ કરે. (નીરંગદીનનો વંદીદાદ **સરોશ** યજદની ક્ષ્નૂમનથી કરે). (અ) મોબેદ બહારની પાવીમાં ઉભા રહી બાજ લઇને અંદર આવે. ત્યારપછી કુંડી આગળ ઉભા રહીને **'યથા અહૂ વઇર્યો'** ૫) ભણે; અને એક પણ શબ્દ બોલ્યા વગર, જમણો હાથ ચોકખો કરી ખુશ્ક કરી, કહારણાં આગળ જઇ બંને કહારણા અકેક પછી ઉંઘાડી બંને જના નેગાહ કરીને જોયા પછી પાછાં ઢાંકી દે[1]. ત્યારપછી (અ) મોબેદ આતશનો ખુઆંન પાવ કરી[2] હાથ પાવ કરે, અને કુંડી આગળ આવી ઉભા રહે. હોમ ગાળનાર (બ) મોબેદ હીંધોલા ઉપરથી નીચે ઉતરી પાવીની બહાર જઇ બાજ મૂકી કુસ્તી કરે.

ત્યારપછીથી જોતી થનાર (અ) મોબેદ યથા ૨) ભણતાં હીંધોલા ઉપર ઉભા થઇ બાજમાં યાદ કરવાની શરૂઆત કરે અને રાથ્વી થનાર (બ) મોબેદ પાવીની બહારથી બાજ લઇ, અંદર આવી, ૫) **યથા** ભણી, આત્રવક્ષી કરવાની ક્રિયા શરૂ કરે.

ત્યારપછી બંને જના બાજમાં નીરંગ યાદ કરીને પછી **'ફ્રસ્તુયે'** બોલતાં 'નીરંગ' જોય, અને **'હુમતોઇબ્યસ્ચા'** બોલતાં 'આવ' જોય. પછીથી આગળ ભણવું.

ત્યારપછી ૧૦) **'અષૅમ્'** અને ૧૦) 'યથા' ભણતી વખતે તેમાંની છેલ્લી ૪) **'અષૅમ વૅાહૂ'** ભણતાં, 'અષૅમ બોલતાં 'નીરંગ' જોય અને **'વૅાહૂ'** બોલતાં 'આવ' જોય. આ પ્રમાણે ૪) વાર નીરંગ તથા 'આવ' જોઇ કહારણાં ઢાંકી દે. આવીજ રીતે ૧૦) માંથી છેલ્લી ૪) **'યથા અહૂ વઇર્યો'** ભણતી વખતે, **'બ્યઑથનનાંમ'** ભણતાં 'નીરંગ' જોય અને **'અંગ્રહેઉશ મજદાઇ'** ભણતાં 'આવ' જોય. આ પ્રમાણે ૪) વાર નીરંગ તથા 'આવ' જોઇ કહારણાં ઢાંકી દે. (કેટલીક બાજુએ ત્રણ વખત નીરંગ તથા 'આવ' જોવામાં આવે છે.) ત્યારપછી **'નિવએધયેમિ'** બોલતાં 'નીરંગ' જોય અને **'હંકાર્યેમિ'** બોલતાં 'આવ' જોય. પછીથી **'યેસ્નીમ્ વચો'** (યજ. હા ૨૧) સુધી ભણી જઇ, ત્રણ **'અષૅમ્ વૅાહૂ'** ભણતી વખતે, **'અષૅમ'** બોલતાં 'નીરંગ' જોય

---

૧. કદીમીઓ તેમજ બીજા કેટલાક મોબેદો પ્રમાણે, પહેલી ૫) યથામાંની ૨) ભણી રહીને છેલ્લી ૩) યથા પઢતાં તે દરેકની "બ્યઑથનનાંમ" પઢતાં નીરંગ જોય છે અને "અંઘ્રહેઉશ્ મજદાઇ" પઢતાં આવ જોય છે.

૨. કદીમીઓ તેમજ ભગર્યા સિવાય બીજા કોઇકો આતશ પાવ કરતાં "નેમસે-તે.....અષેમ વૅાહૂ" ૩) ભણે છે ત્યારે "અષેમ" ભણતાં નીરંગ અને **'વૅાહૂ'** ભણતાં આવ જોય છે. એમ ત્રણ વખત નેગાહ કરે છે.

અને 'વોહૂ' બોલતાં 'આવ' જોય.[1] પછીથી આગળ ભણે.

"યથા અહૂ વઈર્યો યો જઅ્ઓતા ફ્રા મે મ્રૂતે" (યજ. હા ૨૬) બોલતાં રાથ્વિ, અએસ્મ તથા બોઓએ આતશ ઉપર મુકે. અને જોતી 'અથા રતુશ અષાત્‌-ચિત્‌ હચ ફ્રા અષવ વીધ્વાઓ મ્રઓત્' બોલતાં 'લાલો' કુંડીની આસપાસ ફેરવીને કાઢે છે તે વખતે 'અથા રતુશ' બોલતાં 'નીરંગ' જોય અને 'અષાત્‌-ચિત્‌' બોલતાં 'આવ' જોય. ત્યારપછીથી આગળ ભણી વંદીદાદની પહેલી પર્ગર્દ શરૂ કરતાં 'મ્રઓત્' બોલતાં 'નીરંગ' જોય અને 'અહુરો મજ્દાઓ' બોલતાં 'આવ' જોય.

આટલી ક્રિયા ધીરેથી બરોબર કર્યા પછી, જોતી ૧૯) મી પર્ગર્દ સુધી ભણી જાય, તે વખતે રાથ્વી, એક કાંસીઓ પાવ કરી તેને ખુશ્ક કરે, અને નાના નાના ૧૫ થી ૨૦) પથ્થર જેને 'સંગરીઝેહ' કહેવામાં આવે છે તેને ચોકખા કરી, પાવ કરે; ત્યારપછીથી બધાને બરોબર ખુશ્ક કરી, ખુશ્ક કીધેલા કાંસીઆમાં મૂકે. ત્યારપછી નીરંગ અને 'આવ'નાં ઘડા યાને કહારણાંનાં મોઢાં બાંધવાને માટે નવાં કપડાંના બે મોટા કટકા, અને નવાં સુતરનાં વણેલા બે લાંબા દોરા લઈને, તેને તે કપડાંનાં કટકાની સાથે ચોકખાં પાણીથી ધોઇ, પાવ કરી, ખુશ્ક કરે યાને આતશના તાપથી સૂકવે, અને એક બીજાં પાવ તથા ખુશ્ક કીધેલાં વાસણમાં મૂકે.

જોતી ૧૯) મી પર્ગર્દ (ફકરો ૨૨ મો) ભણે તે વખતે ૨૦૦) 'યથા અહૂ વઈર્યો'માંના ૧૯૧) 'યથા' ભણી મૂગો રહે યાને કે ૨૦૦)માંના ૯) 'યથા' ભણવાના બાકી રાખે. રાથ્વી પેલા 'સંગરીઝેહ' યાને પથ્થરનો કાંસીઓ, પાવ તથા ખુશ્ક હાથે ઉંચકી લાવીને, આલાતવાલાં ખુઆંન ઉપર, જ્યાં દરૂન મૂકવાની જગ્યા નિર્માણ કરેલી હોય છે તે જગ્યાપર મૂકે. જોતી પોતાનો જમણો હાથ પાવ કરી, હાથપર બીલકુલ પસરાત રહે નહિ એવી રીતે તદ્દન કોરદો કરે; રાથ્વી પેલાં કહારણાંઓની આગલ, હાથ ખુશ્ક કરી બેસે અને 'નીરંગ'નું કહારણું ઉંઘાડે.

જોતી પહેલો 'યથા' ભણવાનો શરૂ કરે અને જમણે હાથે, 'ઝ્યઓથનનાંમ્' બોલતાં, એક પથ્થર 'નીરંગ'નાં કહારણામાં નાંખે. તેવીજ રીતે બીજો 'યથા' ભણતાં બીજીવાર 'નીરંગ'નાજ કહારણામાં એક બીજો પથ્થર નાંખે. ત્યારપછી રાથ્વી 'નીરંગ'નું કહારણું ઢાંકી દે; અને આતશ ઉપર હાથ મૂકવીને 'આવ'નું કહારણું ઉંઘાડે. જોતી ત્રીજો "યથા" ભણતાં જમણે હાથે એક ત્રીજો પથ્થર લઈ, પહેલીવાર 'આવ'ના કહારણામાં 'ઝ્યઓથનનાંમ્' બોલતાં નાંખે અને રાથ્વી 'આવ'નું કહારણું ઢાંકી દે.

---

૧. કદીમીઓ મુજબ, અષેમ વોહૂ ૩ પઢતાં નીરંગ અને 'આવ' ત્રણ વખત જોય છે એટલુંજ નહીં પણ તેની પછીની યેંઘહે...પઢતાં નીરંગ અને અષાત્‌ હચા પઢતાં 'આવ' જોવું છે.

આ પ્રમાણે ૪)થા અને ૫)મા 'યથા' ભણતી વખતે 'શ્યઓથનનાંમ' બોલતાં એ પથ્થર 'નીરંગ'ના કહારણામાં નાંખે, અને ૬) થી વખત 'યથા' ભણતાં, 'શ્યઓથનનાંમ' બોલતાં 'આવ'નાં કહારણામાં એક પથ્થર બીજી-વાર નાંખે.

પાછું ૭) મી અને ૮) મી વખત 'યથા' ભણતાં 'શ્યઓથનનાંમ' બોલતાં એ પથ્થર 'નીરંગ'નાં કહારણામાં નાંખે, અને છેલ્લી ૯) મી વખત 'યથા' ભણતાં 'શ્યઓથનનાંમ' બોલતાં એક પથ્થર ત્રીજીવાર 'આવ'નાં કહારણામાં નાંખે.

આ તરતીબ પ્રમાણે, પહેલી, બીજી, ચોથી, પાંચમી, અને સાતમી, આંઠમી, એ ૬) વખત 'યથા અહૂ વઇર્યો' ભણતાં ૬) પથ્થર નીરંગનાં કહારણામાં નાંખે અને ત્રીજી, છઠી અને નવમી એમ ત્રણ વખત, 'યથા અહૂ વઇર્યો' ભણતાં, ૩) પથ્થર 'આવ'નાં ઘડામાં નાંખે પણ જો સંગરીઝેહ કહારણામાં નાખતાં નીચે પડી જાય તો બીજો નાંખે[1]. ત્યારપછીથી 'ગઓમએર્જમ્ ગવ દાઇત્યાઓ' પઢતાં 'નીરંગ' જોય અને 'બીશ્ આપેમ મઝ્દધાતયાઓ' ભણતાં 'આવ' જોય[2]. પછીથી વંદીદાદ તમામ કરી બાજ મૂકે. અને કુવા ઉપર જઇ જોર મેલવે. જોર મેલવીને તુરત પાણી લઈ ત્યાંજ 'ક્ષનઓથ્ર અહુરહે મઝ્દાઓ અષેમ વોહૂ ૧' ભણી 'કેમ્ના મઝ્દા'થી ભણી કુસ્તી કરે. પછીથી હાવન ગેહમાં કુસ્તી પાદી-આબ કરી ફરજીઆત ગુજારી, ઉર્વિસ-ગાહમાં આવે અને પાવ કરીને ખુશ્ક કીધેલા મલમલના કટકા, તથા સુતરના દોરા લઇ, તે કહારણાનાં મોઢાંઓ પર ત્રણ પડ કપડાંનું કરી મૂકી, તેની ઉપર સુતરનાં ત્રણ આંટા મારી, સવળા ગાંઠ વાળે એટલે નીરંગદીન કરવાની ક્રિયા સમાપ્ત થઇ.

આ ક્રિયાથી પાવ કીધેલો નીરંગ સંભાળીને રાખે અને પાવ, તથા ખુશ્ક કીધેલી બાટલીઓમાં ભરી મૂકે. ત્યારપછીથી ઘટતી વખતે તેનો ઉપયોગ કરે.

---

૧. નીરંગ દીનની ક્રિયા જે અસલ પહેલવીમાં લખાઇ છે ત્યાં જણાવે છે કે મેદીઓમાહ નામના દસ્તુરે ૧૦૦) અષેમ અને ૨૦૦) યથા ભણતાં દરેક વખતે એકેક સંગરીઝેહ ઘડાઓમાં નાખી બધા મલી ૩૦૦) નાના પથ્થર નાખવા, પણ અફ્રર્ગ નામના દસ્તુર કહે છે કે પથ્થરનું કાંઇ કામ નથી. વળી આ પહેલવી ક્રિયા ઉપરથી નીરંગ દીન કરવાની ક્રિયા જે ફારસીમાં લખાઇ છે અને જે કામા વોહરા, કામદીન શાપુર અને જાસાની રવાએતોમાં જળવાએલી છે તે બધી ફારસી રીવાયતોમાં આપણી હાલની ક્રિયા મુજબ ફકટ ૯) સંગરીઝેહ નાખવા જણાવ્યું છે.

૨ કેટલીક બાજુએ તેમજ રીવાયતોમાં આ પદો ભણતાં નીરંગ તથા આવ જોવાને માટે નથી લખ્યું.

# નાવર (યાને હેરબુદ) કરવાની ક્રિયા.

## નાવર એટલે શું? અને નાવર કરાવી આપવાનો સવાબ.

જેવી રીતે એક બાળકને સુદરેહ કુસ્તી પહેરાવી જરથોસ્તી ધર્મમાં દાખલ કરવામાં આવે છે, તે ક્રિયાને 'નવજોત' (યાને નવો આરાધનાર) ની ક્રિયા કહે છે, તેજ પ્રમાણે અથોરનાનનો છોકરો જે મોબેદ યાને એરવદ થવાની ક્રિયા કરે છે તેને 'નાવર' ની ક્રિયા કહે છે. મહુર્મ ડૉ. સર જીવનજી જમશેદજી મોદી જણાવે છે કે નાવર શબ્દ 'નાઓબર' ઉપરથી નીકળ્યો હોય એમ લાગે છે. જેનો અર્થ અવસ્તા 'નવ'=નવો અને 'બર'=લઇ જવું ઉપરથી "આરાધનાની ભેટોનો નવો લઇ જનાર" એમ થાય છે. આ નાવર શબ્દ, નવા દાખલ થનારનો ખ્યાલ આપે છે, જોકે આ શબ્દના ધાતુ તથા એ શબ્દ શું છે તે બાબે ઘણાંક જુદા મતો છે.

રિવાયતો અને દીની કેતાબો પ્રમાણે, જે શખ્સ એક મોબેદના છોકરાને પોતાને નામે, જીવતાં જીવત અથવા ગુજર પામવા પછી નાવર કરાવી આપે છે તેને મોટું સવાબ હાંસલ થાય છે એમ કહ્યું છે. બીજાં ઘણીએક જાતનાં સવાબોમાં નાવર કરી આપવાનું સવાબ બીશુમાર ગણ્યું છે. રિવાયતમાં એમ કહ્યું છે કે ઘણાક સવાબો કર્યાથી જોકે રવાન બહેસ્તનું સુખ પામે છે છતાં જે શખ્સ નાવર નથી કરી અપાવતો, તેનું રવાન ગરો—નમાન બહેસ્તનું સુખ હાંસલ કરતું નથી. માટે દરેક શખ્સને વાજેબ છે કે નાવર કરી આપે.

## હેરબુદ કરવાની ક્રિયા.

પહેલાં મોબેદનો છોકરો જે નાવર થવાનો હોય તેણે પાંચે ગેહની ફરજીયાત બંદગી ઉપરાંત યજશ્ને, વીસ્પરદ સીરોજા, દરૂન ઇજવાના અવસ્તા, આફ્રીનગાંન વિગેરે શુધ્ધ પદે બરોબર મોંઢે કરવું જોઇએ તેમજ ક્રિયા કરી જાણવી જોઇએ. હાલમાં છેક નાની ઉમરે છોકરો નાવર થવાથી તે નાવરની ક્રિયાની ગંભીરતા પૂરતી રીતે સમજી શકતો નથી. માટે જ્યારે એક છોકરો લાયક સહમજદારી ધરાવતો હોય, એવી ઉમરનો થાય ત્યારેજ નાવર કરવો જોઇએ. આ પ્રમાણે જ્યારે છોકરો ઉમરમાં આવે અને પૂરતું શીખી રહે એટલે તેને પહેલાં તેનુંજ તન પાક કરવા માટે, તેને પોતાનેજ નામે બરૅશ્નૂમ આપે.

પહેલાં બરૅશ્નૂમમાં ૯ રાત અને ૯ દિવસ ચોકકસાઇથી પાળે,[1] હર વખત ફરજીયાત કરે, બાજ ધરી ખાણું ખાય, અને પવિત્ર થાય.

---

૧. અહીં જણાવવું ખાસ જરૂરનું થઇ પડશે કે નાવર્યાંતે પહેલો નવસો નાહયા આગમજ કુદરતી ખરાબી (Natural discharge) થાય છે તો તે નાવર્યો

ત્યાર પછી બીજી વખત પાછો નવરાત્રીનું બરૅશ્નૂમ લેય, તે જે ઓરત યા મરદ હેરબુદ કરે તેને નામનું લેય.[1] બરૅશ્નૂમ બરોબર ચોકસાઇથી પાળે, અને દસમે દિવસે ઘર જાય અથવા તો દરેમેહેરમાંજ ચોકખી અલાહેદી જગ્યાએ રહે.

હવે બીજાં ન્હાન વખતે દશમે દિવસે જ્યારે છોકરો બરૅશ્નૂમ લઇ પરવારે તે દહાડેથી બરૅશ્નૂમવાળા મોબેદો દરેમેહેરમાં જઇ જેને નામે તે છોકરો નાવર થવાનો છે તેની નયતે ક્રિયા કરવાની શરૂ કરે.

પહેલે દિવસે, એક મોબેદ પાંચ તાએની ખુબ કરી પોતે અલાહેદો હોમ ગાળી પોતાની સાથના બીજા મોબેદને મીનો નાવરની દનૂમનથી યજશ્ને કરાવે. અને યજશ્નેથી ફારેગ થયા પછી પોતે દરૂન લઈ બાજ ઇજીને ખાણું ખાય અને ઘણી પવિત્રાઇથી તે યજશ્નેના અમલને સંભાલે. આ રીતની ક્રિયા કરે જેને પહેલો ગેવરો[2] થયો એમ કહે છે.

હવે એ પહેલા યજશ્નેના અમલ રાખનાર મોબેદ બીજે દિવસે પોતે નવેસરથી અલાહેદો હોમ ગાલી બીજા મોબેદને મીનો નાવરની દનૂમનથી યજશ્ને કરાવે. જેવણુ યજશ્નેથી ફારેગ થયા બાદ જુદા દરૂન લઇ બાજ ઇજી ખાણું ખાય અને પાકી પરહેજગારીથી રહી યજશ્નેના અમલને સંભાલી રાખે, અને કોઇ બીજા મોબેદની ક્રિયા અને આલાત સાથે એકત્ર નહિ થાય.

આ પ્રમાણે ૬) દિવસ સુધી આમણસામણ યજશ્નેનો અમલ રાખીને, પવિત્રાઇથી બન્ને જના રહે. અને જરૂર પડે તો પોતા સાથે બીજા મોબેદને યજશ્નેનો અમલ કરાવી રાખે. અને નાવર કરનારની ખુશી પ્રમાણે ત્રણ, ચાર મોબેદોને તેજ અમલનાં કામમાં રોકે.

---

નાબુદ થાય છે યાને કે તે નાવર થઇ શકતો નથી. પણ કોઇ બીજાં બરૅશ્નૂમ દરમ્યાન આવી ખરાબી થાય છે તો તેનું બરૅશ્નૂમ રદ થાય છે અને પાછુ બરૅશ્નૂમ લેવું પડે છે. જો બીજાં બરૅશ્નૂમ વેળાએ આવી ખરાબી થાય તો, બીજુંજ બરૅશ્નૂમ પાછું લેવું પડે છે.

૧. તેવીજ રીતે, જો કોઇ ઓરતને નામે નાવર થતો હોય. અને નાવર્યો બરૅશ્નૂમમાં બેઠો હોય, તે વખતે જો તે ઓરત માસીક માંદગીમાં બેઠી હોય, તો તે નાવર્યાએ પાછું બરૅશ્નૂમ લેવું. આવીજ અડચણ જો ગેવરા વખતે ઉભી થાય, તો તેટલો વખત ગેવરાનું કામ અટકાવી રાખવું અને પછીથી ક્રિયા કામ શરૂ કરવું.

૨. આ શબ્દ, અવસ્તાના મુળ ધાતુ 'ગ્રે', 'ગરેવ' તથા ફારસી 'ગીરફતન' એટલે લેવું, પકડવું એ ઉપરથી નીકળ્યો છે. ગેવરો લેવો એટલે ક્રિયા શરૂ કરવાની લાયકાત ધરાવવી એમ થાય છે.

૬ થે દહાડે ઉપર જણાવ્યા પ્રમાણે મીનો નાવરની ક્ષ્નૂમનથી યજશ્ને કરી ફારેગ થઇને બન્ને મોબેદો જુદા જુદા દરૂન લઇને જુદી બાજ ઇજે અને બાજ ઇજી રહ્યા પછી બન્ને જના એક બીજાના દરૂનની ચાશ્ની આમણુસામણુ કરી હમ–કલામ થાય, એટલે બન્ને મોબેદોનો અમલ એક સરખો થયો.

આ પ્રમાણે જે શખ્સને નામે નાવર થતો હોય તે શખ્સની નૈયતે દરેક ક્રિયા કામ કરી ગેવરા સાચવી રાખે.

હવે જે દહાડે નાવર્યાને દરેમેહેરમાં યજશ્ને કરાવવા લાવે તે દહાડે પેલા બન્ને મોબેદોમાંના એક જન યજશ્ને કરવાના સઘળા આલાતો લઇ, હોમ ગાળવા બેસે. પેલા નાવર થનાર છોકરાને ચોકખાં પાણીથી નવાડી સઘળાં નવાં કપડાં પહેરાવે, ઇજાર પહેરાવી જામો પીછોડી બાંધી, અંજુમન એકઠી કરી તેને દરેમેહરમાં લાવે. ત્યાં જામો પીછોડી કાઢી તેને કુસ્તી પાદીઆબ કરાવી, પદાંન બાંધે, અને પેલા રાથ્વી થનાર મોબેદને સોંપી આપે.

ત્યાર પછી રાથ્વી પોતે આગલ રહીને પાનાં ૧૬૦–૧૬૩ માં પર "નાવયા ને બાજ ઇજાવવાની વિગત" લખી છે, તેમાં જણાવ્યા પ્રમાણે ૪ દહાડાની ક્રિયાઓ કરાવે. તેને દિવસનાં એકજ વખત જમાડે તથા એકજ વખત પાણી પાય. રાત્રે કાંઇપણ જમાડે નહિ. ઉપર જણાવેલી ક્રિયાઓ કરી ચોથે દહાડે નાવર્યો નાવર થઇ ઘર જાય.

---

## મરાતબ[1] કરવાની ક્રિયા.

મોબેદનો છોકરો જે નાવર થયો હોય અને યઓજ્દાથ્રેગરી કરવા માંગતો હોય તો તેને મરાતબની ક્રિયામાંથી અવશ્ય પસાર થવું પડે છે. જે મરાતબ થવા માંગતો હોય તેને નાવર વખતે શીખેલા અવસ્તા ઉપરાંત, વંદીદાદ અવસ્તા લીપીમાં વાંચતાં આવડવું જોઇએ. પ્રથમ તે મરાતબ થનારને નવ રાત્રીનું બર્શ્નૂમ આપે અને તેમાંથી ફારેગ થયા પછી બીજા મોબેદ જેઓ મોટી ખુબના ધણી હોવા જોઇએ તેઓ પેલા એરવદને ૧૧) મે દિવસે સહવારે મીનો નાવરની મોટી ખુબ કરાવે અને

---

૧. "મરાતિબ" એ અરબી ભાષાનો શબ્દ છે અને અરબી "મરૃતબ" બોલનો બહુવચન છે, એનો અર્થ દરજ્જો, મોટી જગા, અથવા પદવી, મરતબો એમ થાય છે. જેણે "નાવર" ની પહેલી પદવી પછી "મરાતબ" ની ક્રિયામાંથી પસાર થઇ બીજી ઉંચી પદવી મેલવી હોય તે પાવમહેલની તમામ ક્રિયા કરવાના દરજ્જા (અથવા પદવી) ને લાયક થાય છે.

તેજ ગેહમાં "સરેશ" ની ક્ષ્નૂમનથી બીજી યજશ્નને કરાવે. એમ બે યજશ્નને કરાવે અને હાવન તથા ઉજીરન ગેહમાં પાંચ તાએની બરૅસ્મન બાંધી, સરોશ યજદની ક્ષ્નૂમનથી બાજ ઇજાવે, ખાણું ખવાડે અને ઉષહિન ગેહમાં ફરજયાત ગુજારી, સરોશ યજદની ક્ષ્નૂમનથી વંદીદાદ ઇજાવે. બીજે દિવસે વંદીદાદની ક્રિયા કરી રહ્યા પછી બધા મોબેદ સાહેબોને 'હમાજોર' કરાવી ઘર વિદાય કરે.

---

## ફ્કત નાવર થયલો શખ્સ કયા ક્રિયાકામો કરી શકે?

દસ્તુર એરચજી શો. મેહેરજીરાણા પોતાના એક હસ્ત લેખમાં લખે છે કે "કોઇ હેરબદ થએલો હોય અને મરાતબ નહીં થયલો હોય તે મોબેદ બીજા મરાતબ થયલા મોબેદની સાથે સઘલી ક્રિયા ઇજશનીની કરી શકે, બરશનુમ દઇ શકે, નાવર પઢાવી શકે, પણ આતશ બેહેરાંમની બોઅ અને નીરંગદીનની ક્રીયા કરી શકે નહીં, કારણકે નીરંગદીનની ક્રીયામાં વંદીદાદ કરવામાં આવે છે." મજકુર દસ્તુરજી ઉમેરે છે કે એવા દાખલા બનેલા છે.

---

## વંદીદાદ કરવાના નિયમ વિષે.

વંદીદાદ કરવાના નિયમ માટે મજકુર દસ્તુરજી જણાવે છે કે વંદીદાદની પેહેલી પરગરદ શરૂ કરે છે ત્યાંથી "વીસ્પાઓ ગએથાઓ" [ઇજશ્નેનો ૫૫) મો હા] સુધી તેનો આતરવક્ષી સઘલી બાજ મુકે છે અને છેલ્લે એક અશેમ ભણીને છુટો થાય છે, પણ પાછી બાજ હોશન ગેહમાંજ લેવી જોઇએ. જો હાવન થાય તો વંદીદાદ રદ થાય.

કામદીન શાપુર અને શાપુર ભરૂચી જે રિવાયતો ઇરાનથી લાવ્યા હુતા (જુઓ દારાબ હોરમજયારની રિવાયત, વોલ્યુમ ૨ જું-પાનું ૨૨—એરવદ માણેકજી ઉનવાલા કૃત) તેમાં જણાવે છે કેઃ—ઉશહેન ગેહમાં વંદીદાદ શરૂ કરે, અને સુરજ ઉગે તેટલા ૯)મી પરગરદ પુરી કરવી જોઇએ. [કારણકે હયાં પણ આપણા બુજોર્ગોનો કાયદો છે કે વંદીદાદનું અરધા ભાગ ઉપરનું ભણુતર ઉશહેન ગાહમાં પુરૂં કરવું જોઇએ] જો નહી કીધી હોય તો નહી ચાલે, ફરીથી કરે. વળી સુરજ ઉગ્યા આગમજ જો આતશ ન્યાએશ (ઇજશનેનો હા. ૬૨ મો), ના ભણુતર આગળ આવી પહોંચે તો ત્યાં તરત થોબવું અને હાવન ગેહમાં આતશ ન્યાએશ ભણુવાની શરૂ કરવી.....વંદીદાદ કોઇબી ક્ષ્નૂમને થાય, પણ અનેરાંન રોજે નહીં કરવો કારણકે એ મહીનાનો છેલ્લો દીવસ છે અને તે દીવસે જો

વંદીદાદ કરે તો બીજા મહીનાના પહેલા દહાડા ઉપર આવી જવાય. વળી આવાં રોજે વંદીદાદ નહી કરવો. [હુયાં કોઇબી આવા રોજે નહી કરવો એમ લખાણ મલે છે, પણ અત્રે આપણા ઘણા મોબેદો એમ કરતા નથી. ઘણાકો ફકત આવાંગાંનનાં જશનને દીવસે વંદીદાદ કરવાનો મોકુફ રાખે છે]

વળી દસ્તુર બરઝોની રિવાયતમાં કહે છે કે અરદાફ્રવશનો વંદીદાદ ઇંજે તો અવંઘહાઓ અને સ્તઓમિ ભણવું જોઇએ, પણ સરોશની ક્ષ્નૂમન અથવા બીજા કોઇ અમશાસ્પંદની ક્ષ્નૂમન સાથના વંદીદાદમાં એ ભણાય નહી. આ રવાયતમાં અત્રે ઉમેરે છે કે આવાંની ક્ષ્નૂમન સાથે રાતે વંદીદાદ ઇંજવો નહી. [એ વિષે જુઓ ઉપર]

# નવો વરસ્યો કરવાની ક્રિયા.

## વરસ્યો કરવાનું ફરમાન.

આપણાં જરથોશ્તી ધર્મની ક્રિયાઓમાં, વરસ્યો બનાવવાનું ફરમાન વંદીદાદની ૧૯ મી પરગરદના ૨૧ માં ફકરામાંથી મળે છે. ત્યાં કહયું છે કે "ગઑમએઁજમ્ અયસોઇશ જરથુશ્ત્ર ગઑમ્ પઇરિ ઉક્ષાનઁમ્ બિઍઁઇમ્ દાઇત્યો-કઁરઁતઁમ્" યાને કે "અએ જરથોશ્ત! તું વગર ખસી કીધેલો (uncastrated) જવાન બલદ, જે ક્રિયા કીધેલો હોય તેનો નીરંગ આળ." વળી 'નીરંગેસ્તાન' નામની કેતાબમા, "ગેઉશ્ વા અસ્પહે વા વરેસહે" યાને કે "બલદ અથવા ઘોડાનો વરસ લેવો" એવું ફરમાન આવેલું છે. બલદ હોય તો પુછડીના વાળ, અને ઘોડો હોય તો તેની યાલના વાળ વરસ માટે લેવા. જોકે અવસ્તામાં કેઠે પણ 'વરસ્યો' શુદ્ધ સફેદ બાળવાળો જોઈએ એવું ફરમાન આવ્યું નથી. પણ પાછળા વખતની કેતાબોમાં એવું ફરમાન આપેલું છે કે વરસ્યો જે ક્રિયા કામમાં વાપરવામાં આવે તે શુદ્ધ સફેદ અને કશી પણ ખોડખાંપણ વગરનો હોવો જોઈએ. અને તેમાં એક પણ કાળો બાલ માલુમ પડતાં તે વરસ્યો રદ થાય છે.

## વરસ અને વરસ્યો એટલે શું?

વરસ એ અવસ્તા તથા પહેલવીનો 'વરઁસ' છે જેનો અર્થ 'બાલ' કરીને થાય છે. એ ઉપરથી જે બળદના બાલ ક્રિયાકામને માટે ધરતી તરતીબથી લેવામાં આવે છે તે બળદને વરસ્યા તરીકે ઓળખવામાં આવે છે. જેવી રીતે આપણામાં 'વરસ્યો' છે તેવીજ રીતે હિંદુઓમાં 'નન્દી,' અને ઇજીપશ્યનોમાં 'એપીસ' (Apis) છે.

મર્હુમ ડો. સર જીવનજી મોદી જણાવે છે કે "ક્રિસચીઅનોમાં સેંટ લ્યુકને એક ગોધા સાથે સરખાવ્યો છે, અને એમ પણ કહેવામાં આવે છે કે આ સરખાપણાંને, ઇઝીકીઅલ (૧–૧૦) તથા રેવેલેશન (૪–૬)માં આવતા ગોધા વિષેનાં વર્ણનની સાથે કઇક સંબંધ છે."[1]

આપણો વરસ્યો, ઇજીપશ્યનોનાં 'એપીસ'ને મળતો આવે છે. એપીસને ચંદ્રના જેવો ચીતારવામાં આવ્યો છે, અને કહે છે કે એ એક કુંવારી ગાય જેને ચંદ્રના કીરણથી ગર્ભ ધારણ કર્યો હતો તેને પેટે

---

૧. "In Christian art, St. Luke is symbolized by an ox, and it is said that this symbolization has some connection with the reference to the ox in Ezekiel (I, 10) and Revelation (IV. 6)." "Religious Ceremonies and Customs of the Parsees", Page 257.

અવતર્યો હતો. અને તેના મરણ બાદ તેને ઘણાજ મોટાં માનથી, ક્રિયાઓ કરી દાટવામાં આવ્યો હતો, અને ત્યારપછી સઘળા ઇજીપશ્યનોએ તેનો જાહેર શોક દાઢી બોડાવી નાખીને પાળ્યો હતો. વળી એજ પ્રમાણે આપણા વરસ્યા અને તેની ક્રિયાને માટે છે.[1] "જરથોશ્તી દએન પ્રમાણે મરણ પછી ઉર્વાનની હાલત" નામની ઇલ્મે-ક્ષ્નૂમની મર્હુમ બેહરામ-શાહ શરોફની કેતાબમાં જણાવ્યું છે કે તે વરસ્યો શુદ્ધ સફેદ અને બરજીસી યાને ભરેસ્પતીની જીરમનોજ હોવો જોઈએ, એટલે કે જે વખતે તે ગોધાનું બુન તેની માદાનાં ગર્ભસ્થાનમાં પડે છે તે વખતે કોઇ બીજા ગ્રહોની નજરાત યાને (aspect) તેની ઉપર હોતી નથી. વળી 'વરસ' યાને વરસ્યાના બાલને માટે પણ એ કેતાબમાં ખુલાસો આપ્યો છે, કે કુદરતી કાયદે જ્યારે બાલ, નખ યા એવી ચીજો શરીરથી છુટી પડે છે ત્યારે તેમાં "અંગ્ર" યાને "ઘટતી" ને લગતી ક્રિયા શરૂ થતી હોવાથી આપણે તેને 'નસા' યાને 'મુદડાર કોહતી વસ્તુ' તરીકે ઓળખ્યે છીએ. જ્યારે શરીરની સાથે એ ચીજો રહેલી હોવાથી તેમાં આતશી ગતી ચાલુ રહેવાથી તે મુદડાર વસ્તુ તરીકે ઓળખાતી નથી. અને એજ પ્રમાણે વરસ્યાજીના બાલ છ દિવસ સુધી પાવ મેહેલની પવિત્ર ક્રિયાઓ કરીને લેવામાં આવે છે જેથી જોકે દેખઇતી રીતે વરસ્યા અને બાલ છુટા પડે છે, છતાં અનદીથ રીતે તે બાલની અંદરની પેલી આતશી ગતી, તથા વરસ્યા વચ્ચેનો સંબંધ ચાલુજ રહે છે, યાને કે તે કાપેલા બાલમાં 'આતશે વૉહુ ફ્રયાન'ની ગતી ક્રિયાઓની બરકતથી ઉતારવામાં આવે છે. છતાં પણ જ્યારે વરસ્યા ગુજર પામે છે ત્યારે તે 'વરસ' યાને 'બાલ'ની વચ્ચેનો સંબંધ છુટો થાય છે, અને 'વરસ' રદ થયલો ગણાય છે.

## નવો વરસ્યો કરવાની ક્રિયા.

નવો વરસ્યો બનાવવા માટે, આગળ જણાવ્યું તે પ્રમાણે શુદ્ધ સફેદ ગોધાને દરેમેહેરમાં લઈ જઇ નવાડે. અને તેનાં પુછડાંને સાબુએ ધોઇ, પીત્તલની કાંસકીએ તેનાં બાલ સરખા કરે અને પાવીમાં લઇ જઇ બાંધે. ત્યાર પછીથી જેને નામે વરસ્યો કરવાનો હોય તેને નાંમે નીચલી ચીજો ચોકખાં પાણીથી ધોઇ, ઇજવી.

મોબેદ સાહેબોને પહેરવાને માટે બે જોડી નવાં કપડાં ચોકખાં પાણીથી ધોઇ સૂકવેલાં; સોનાની અથવા રૂપાંની નવી વીંટી[2] એક; અને સાત (૭) નવાં ફુલીઆં.

---

૧ વધુ માટે જુઓ ઉપલીજ કેતાબ પાનું ૨૫૮.

૨ કેટલીક જગ્યાએ આ વીંટી અષ્ટ ધાતુ યાને આઠ ધાતુ જેવી કે ૧) સોનું; ૨) રૂપું; ૩) સીસું; ૪) જસત; ૫) લોઢું; ૬) તાંબુ; ૭) કાંસુ અને ૮) પારો, એટલી ધાતુની બનાવવામાં આવે છે, જ્યારે કેટલીક બાજુએ, ફક્ત ખાલેસ સોનાંની અથવા રૂપાંની બનાવેલી વીંટીનોજ ઉપયોગ કરવામાં આવે છે.

ત્યાર પછીથી એક સાહનશી યાને પકડ, અને એક મેકરાજ યાને કાતર સાફ કરી તૈયાર રાખવી. પછીથી બે મોબેદ સાહેબો, જેઓ બરૅશ્નૂમના ધણી હોય તેઓ પેલાં ઈજાયલાં કપડાં પહેરી દરેમેહેરમાં જઈ કુસ્તી પાદીઆબ કરી ફરજીયાત કરે અને પદાંન બાંધી બંને જણા જુદી જુદી પાંચ તાએની ખુબ, જેને નામનો વરસ્યો ઈજવાનો હોય તેને નામની કરે. બાજ મૂકી કુસ્તી કરીને સઘળાં આલાતો સાફ કરી ચોકખાં પાણીથી ભરે અને કળશ્યા ત્રણ ચોકખાં પાણીથી ભરી તૈયાર રાખે અને કુંડીમાંજ પેલાં સાત (૭) નવાં ફુલીઆં મૂકે.

ત્યારપછીથી એક મોબેદ કળશ્યો પાવ કરી, ખજુરીની પાંદડી અને ઉર્વરાંમ લઈ આવે. પછીથી ઐવીઅંઘન વણી એક પાવ ફુલીઆંમાં મૂકે, અને તાકમાં અલાહેદું રાખે. પછીથી કળશ્યો પાવ કરી તેમાં જીવામ લઈ આવે અને તેને પણ તાકમાં મૂકે. તેવીજ રીતે વરસની વીંટી પણ પાવ કરી, પાવ ફૂલીઆમાં મૂકી અલાહેદી રાખે. ત્યારપછીથી પેલી મકરાજ યાને કાતરને પાવ કરીને એક પાવ રકાબીમાં મૂકે. પછી બંને જનામાંથી એક જન એક કળશ્યો પાવ કરી તે કળશ્યો અને પેલું વીંટીવાલું ફુલીઉં નીચે હાથે પકડે અને બીજા મોબેદ પેલી કાતર મૂકેલી રકાબી તથા સાહનશી યાને પકડ લઈને જ્યાં વરસીઓ બાંધેલો છે ત્યાં જાય, અને એક સાફ પથ્થર ઉપર ઉપલી વસ્તુઓ મૂકે. પછીથી જે મોબેદ જોર કાઢવાના હોય (યાને રાથ્વી થનારા મોબેદ) તેઓ પાવ કળશ્યો હાથમાં લે અને બીજા મોબેદ પેલી સાહનશી લઈને વરસ્યાનું પુછડું બાલ આગલથી એક વજબ યાને એક બીલ્લસ દુરથી અતરંગ પકડે. વરસ્યાને ઉગમણુને મોંઢે ઉભા રાખી, પુછડું પગને નહિ લાગે તેની સંભાલ લે, અને વરસ લેનારા મોબેદ દક્ષિણ દીશા તરફ મોઢું કરી ઉભા રહે. પછી પેલા જોર કાઢનાર મોબેદ જમણા હાથે ત્રણ મરતબે વરસ્યાનું પુછડું ચોકખું કરી, ત્રણ મરતબે "ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઑ અષૅમ્ વોહુ ૧" ભણી પાવ કરે. અને પછીથી ઉપર પ્રમાણેજ ભણીને પોતાનો જમણો તથા ડાબો હાથ પાવ કરે. પછીથી પાવ ફુલીઆંમાંથી વરસની વીંટી લઈ ડાબા હાથમાં પકડે, અને પાવ રકાબીમાંથી કાતર કાઢી જમણા હાથમાં પકડે. પછીથી મોબેદ સાહેબ દક્ષિણ દીશા તરફજ મોઢું કરીને, વરસ્યાની પુછડીનાં ત્રણ બાલ[1] છુટા કાઢી વીંટી સાથે ડાબા હાથે પકડીને નીચે પ્રમાણે બાજ લે :—

---

[1] કેટલીક બાજુએ બે બાલ છુટા લેવા કહ્યા છે જ્યારે કેટલીક બાજુએ વરસ પકાવતી વેળા એકજ બાલ લેવા કહ્યું છે. પણ વરસની વીંટી ત્રણથી ઓછા બાલની બાંધવી નહિ.

"અષઁમ્ વૉહુ ૩; ફ્રવરાને (જાવત) ફ્રસસ્તયએચ અહુરહે મજ્દાઓ રએવતો ખરૅનંઘુઉહતો ફ્નઑથ ય૦ વ૦ ફ્ન૦ ફ્ર૦ યથા અહુ વઇર્યો જઑતા ફ્રા મે મ્રૂતે અથા રતુશ્ અષાત્-ચિત્ હચ ફ્રા અષવ વિધ્વાઓ મ્રઑતૂ."

ત્યારપછીથી "અષઁમ્" બોલતાં ત્રણ બાલ હાથમાં પકડેલા છે તેને વીંટીમાં એક આંટો મારી,[1] કાતરથી કાતરે, અને કાતર મૂકી દીધા પછી બે "યથા" ભણતાં ૨) સવળા ગાંઠ જેમ કુસ્તીનાં વાળ્યે છીએ તેમ વાળે અને નીચે પ્રમાણે બાજ મૂકે:—

"યસ્નૅમ્ચ વહ્મૅમ્ચ અઑજસ્ચ જવરૅચ આફ્રિનામિ અહુરહે મજ્દાઓ રએવતો ખરૅનંઘુઉહતો"–આ પ્રમાણે બાજ મૂકી રહયા પછી, તે વીંટીને પાછી તેના ફુલીઆંમાં મૂકી, તાકમાં ઉંચુ મૂકે.

પછીથી જોર કાઢનાર મોબેદ એક પથ્થર સાફ કરી હીંધોલા આગળ મહારૂએ તરફથી દુરથી મૂકે, અને તે પથ્થર ઉપર જીવામનો કળશ્યો, ઐવીઅંઘન તથા ઉર્વરાંમ્‌વાલું ફુલીઉં અને હોમ સલી, એ સઘળું મૂકે અને અએરમબોએ માંડે. પછીથી હીંધોલા ઉપર બેસી સર્વે આલાતોથી ભરેલી કુંડી તથા કળશ્યો એક પાવ કરી, આલાત ગાહ યાને આલાતો મૂકવાનું ખુઆંન પાવ કરી તેની ઉપર સઘળાં આલાતો કુંડીમાંથી બહાર કાઢી મૂકે. ઐવીઅંઘન લઇને મહારૂએનાં શિંગડાં ઉપર મૂકે, અને ઉર્વરાંમ મહારૂએના પગ ઉપર અથવા તો એક રકાબીમાં મૂકે. પછીથી હોમ સલી પણ પાવ કરી, ઉર્વરાંમવાલી રકાબીમાં અથવા તો મહારૂએના પગ ઉપર મૂકે. પછીથી જીવાંમનો તરતો, મહારૂએનાં પગ આગળ તેની જગ્યા ઉપર મૂકી તેમાં જીવાંમ નામે. જોરનાં ફુલીઆં નવાં જે આગળ જણાવ્યા પ્રમાણે ૭)ની સંખ્યામાં લીધાં છે, તેમાંથી ૬) ફુલીઆં, [૨) જોરનાં મળીને] બહાર કાઢી કુંડીની તરફ યાને ખુઆનની ઉપર જમણી બાજુએ એક સરખી હારમાં અકેકની પાસે મૂકે. ૨) જોરના ફુલ્યાં તેની જગ્યા ઉપર અબડુ મૂકે અને ૪) ફુલ્યાં હારેદોર ચત્તાં મૂકે, તેની પાસે હાવનીમ મૂકે. ત્યારપછીથી બર્ઍસ્મનના તાએ ૩૩) તથા કાપલો યાને છુરી બહાર કાઢી ખુઆંનઉ પર મૂકે. અને જેવી રીતે યજશ્ને કરતી વેળા જોર કાઢવામાં આવે છે તેવી રીતે કાઢે. અને "અષઁમ વૉહુ ૩" થી "તવ અહુરાને અહુરહે" સુધી ભણી જોરનાં ફુલીઆં ક્રિયા કરતાં કરતાં પાણીથી ભરી ખુઆંન ઉપર મૂકે.

પછીથી હોમનું ફુલીઉં (જોર કાઢનાર મોબેદ તરફનું પહેલું ફુલીઉં) જમણા હાથમાં પકડીને તેની પાસેનાં જોરનાં ફુલીઆંમાં કાંઇપણ ભણ્યા વગર એક કતરો પાણીનો નામે, અને પછીથી તે હાથમાંનાં ફુલીઆંમાંથી

---

૧. કેટલાક સાહેબો ત્રણ આંટા મારવા જણાવે છે.

પેલાં બીજાં ૪) ફુલીઆં, જે એક સરખી હારમાં ગોઠવેલાં છે, તેમાં આતશ ગાહની તરફથી પહેલાં, બીજાં, ત્રીજાં અને ચોઠાં, એમ ચાર ફુલીઆંમાં અકેક કતરો નાંમે અને બાકીનો એક કતરો તેજ ફુલીઆંમાં રાખે, અને તેને ખુઆંન ઉપર જ્યાં દરૂનની રકાબી મૂકવામાં આવે છે ત્યાં મૂકે. બીજા મોબેદ સાહેબ હાબડીમાંથી થોડીક ભભ્મ કાઢી તેજ ફુલીઆંમાં નાંખે. પછીથી તેઓ શહાનશી યાને પકડ લઇ, તેને ત્રણ મરતબે "ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઑ અષેમ્ વોહૂ ૧" ભણી પાવ કરે, અને તેનાંથી દરૂનની રકાબી મૂકવાની જગ્યાએથી પેલુ ભભ્મ નાંખેલું ફુલીઉં લઇ બરોબર પકડે, અને આતશના પાતરાં આગળ જઇ, તેની ભભુત બીજે હાથે ચમચે કાઢે, અને તેની ઉપર પેલું ફુલીઉં સંભાળથી મૂકી શહાનશી પાછી ત્રણ મરતબે પાવ કરે.

ત્યાર પછીથી વરસની વીંટીવાલું ફુલીઉં જે તાકમાં મૂકેલું છે તે નીચે હાથે પકડીને પેલા જોર કાઢનાર મોબેદ પાસે લઇ આવે. જોર કાઢનાર તે ફુલીઆંમાંથી વરસની વીંટી પોતાના હાથમાં પકડે. પેલા મોબેદ ફુલીઉં પાછું તેની જગ્યાએ મૂકી, હાથમાં પાવ કીધેલી શહાનશી લઇ જોર કાઢનાર આગળ આવે અને જોર કાઢનાર મોબેદ પેલી વીંટી, તે શહાનશીમાં બરોબર પકડી શકાય તેવી રીતે મૂકે. વીંટી લઇ પેલા મોબેદ આતશનાં પાતરાં આગળ જઇ પેલાં ભભ્મવાલાં ફુલીઆંમાં વરસની વીંટી પકડીને બાજમાં "યથા અહૂ વઇર્યો ૧" ભણે. ત્યારબાદ તે વીંટીને પાછી જોર કાઢનાર મોબેદ આગળ લાવે, અને તે મોબેદ પોતાના જમણા હાથમાં વીંટી પકડે. પેલા મોબેદ પાછા હાથમાં શહાનશી લઇ આતશનાં પાતરાં આગળ જઇ પેલું ભભ્મવાલું ફુલીઉં બહાર કાઢી હેથળ, પથ્થર ઉપર મૂકે. જોર કાઢનાર મોબેદ, ત્યાર પછી પેલી વીંટી જમણાં હાથમાં લઇ, ડાબા હાથમાં તાએ પકડી નીચે પ્રમાણે બાજ લે :—

"અષેમ્ વોહૂ ૩; ફ્રવરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિશ્ (જાવત) ફ્રસસ્ત-યએચ અહુરહે મજ્દાઑ રએવતો ખરેનંઘ્રહુતો ક્ષ્નઑથ્ર ય૦ વ૦ ક્ષ્ન૦ ફ્ર૦ યથા અહૂ વઇર્યો જઑતા ફ્રા મે. શ્રતે અથા રતુશ્ અષાત્-ચિત્-હચ ફ્રા અષવ વિધ્વાઑ શ્રઑતૂ અષેમ્ વોહૂ ૪."

ઉપર લખેલી ૪) "અષેમ્ વોહૂ" ભણતાં નીચે મુજબ ક્રિયા કરેઃ—

આગળ જણાવ્યા પ્રમાણે હારેદોર સરખાં ૫) ફુલીઆં ગોથવેલાં છે તે ફુલીઆંમાં પહેલી "અષેમ્" ભણતાં આતશ ગાહની તરફનાં પહેલાં ફુલીઆંમાં વરસની વીંટી બોળીને ધોય. બીજી "અષેમ્" ભણતાં તેની પાસેના ફુલીઆંમાં ધોય. આવી રીતે ૪) "અષેમ્ વોહૂ" ભણતાં ૪) ફુલીઆંમાં અનુક્રમે વીંટી ધોઇ ૫)માં ફુલીઆંમાં કાંઇપણ બોલ્યા વગર વીંટીને ખુબ સાફ કરે કે જેથી તેની ઉપર ભભ્મ રહે નહિ. ત્યારપછી વરસની વીંટી અને તાએ હાથમાં પકડી બાજ મૂકે :—

**"યથા અહૂ વઇર્યો ૨; યસ્નૅમ્ચ વહ્મેમ્ચ અઓજસ્ચ જવરૅચ આફ્રિનામિ અહુરહે મજ્દાઓ રએવતો ખરૅનંઘુઉહતો (બીજીવાર બાજમાં ભણે) અહુરહે મજ્દાઓ રએવતો ખરૅનંઘુઉહતો."** આટલું પઢીને મુંગો બેસે. સામનેવાલો મોબેદ તાકમાં મુકેલું વરસના વીંટીનું પાવ ફુલ્યું નીચેથી પકડીને જોર કાઢનાર આગળ લાવે ત્યારે જોર કાઢનાર વરસની વીંટી પોતાના હાથમાંથી તે પાવ ફુલ્યાંમાં મુકે. તે ફુલ્યું સામનેવાલો મોબેદ લઇને પાછું તાકમાં મુકે. પછી જોર કાઢનાર સઘળાં આલાતો હીંધોળા ઉપર રહેવા દઇને હીંધોળા ઉપરથી ઉતરીને એક એસમબોય આતશમાં મુકે. પછી બીજી પાવીમાં આવીને બાજ મુકે.

ત્યાર પછીથી સઘળાં આલાતોને ફરીથી ગારેલાં પાણીએ ચોકખાં કરી કુંડીમાં ભરે, અને કળશ્યા પણ ચોકખાં પાણીથી ભરે અને જેવી રીતે નીરંગ દીનનું પરગરૂં કરવામાં આવે છે તે પ્રમાણે સઘળાં આલાત, ખજુરીની પાંદડી, ઉર્વરાંમ, હોમસલી, જીવાંમ, સર્વે નવેસરથી ક્રિયા કરીને લાવે, અને પરગરૂં કરવા બેસે. કુંડી તથા ખુઆંન પાવ કરી સઘળા આલાત બહાર કાઢે. તાકમાં મૂકેલું પેલું વીંટીવાલું ફુલીઉં નીચે હાથે લાવીને પરગરૂં કરનાર મોબેદ આગળ લાવે, તેમાંથી પરગરૂં કરનાર મોબેદ વીંટી લઇ **"ક્ષનવ્યોથ્ર અહુરહે મજ્દાઓ અર્ષમ્ વોહૂ ૧"** ભણી ત્રણ વાર પાવ કરે અને જોર કાઢવા આગમજ, ખુદાનાં ૧૦૧) નામોનું સ્મરણ કરતી વખતે પાવ કુંડીમાં ૧૦૧૦[1] વખત પાવ કરે યાને વીંટી કુંડીનાં પાણીમાં છપકોરે. પછીથી નીરંગદીનની ક્રિયા કરતી વખતે હોમ ગાળીને મોટું પરગરૂં કરવામાં આવે છે તે પ્રમાણે આ પરગરૂં સંપૂર્ણ કરવું. (વરસ લેનાર અને વરસ પકાવાનો જોર કાઢનારજ પરગનું કરવા અને હોમ ગાલવા બેસે). અને ત્યારપછીથી, સામા મોબેદને જેની નઇયતે વરસ્યો ઇજતા હોએ તેની નઇયતે મીનો નાવરની યજશ્ને કરવા બેસાડે. હવે આ મોટી ખુબ કરી રહ્યા પછી, પેલા વરસ જે વીંટી સાથે

---

૧. એર્વદ તેહમુરસ્પ અંકલેસરીઆની જંદ યજશ્ને પા. ૭) માં એક હજાર વખત વરસની વીંટી છપકારવાને લખ્યું છે. જ્યારે "નસતાએ યસ્ત વાજહા" નામની બેહદીન દાદાભાઇ કાવસજીની કેતાબમાં ૧૦૦૧) વખત વીંટી પાવ કરવાને લખ્યું છે. એરવદ નોશેરવાન ન. ઉનવાલાની કેતાબમાં ફક્ત ૧૦૧) નામ પઢતાં વીંટી પાવ કરવાને લખ્યું છે, અને તેજ મુજબ મોબેદ મેહેરવાનજી ખુ. એ. કામદીન દસ્તુરનાની કદીમી બાજ ધરણાંની ક્રિયામાં પણ વીંટી પાવ કરવાની સંખ્યા લખી નથી. એરવદ દીનશાહજી એ. કરકરીઆ પોતાની કેતાબ પા. ૧૭૯ ની નોટમાં વાજબી રીતે લખે છે કે "દાદાર અહુરમજ્દના ૧૦૧) નામ ૧૦) વખત પઢતાં સ્વચ્છ પાણીમાં......" છતાં એ ક્રિયા કરતી વખતે એક હજાર એક વખત વીંટી પાવ કરવા લખી છે. પણ ૧૦૧×૧૦=૧૦૧૦ થાય છે. તેથીજ વાજબીની રાહે આ કેતાબમાં પણ ૧૦૧૦ વખત વીંટી પાવ કરવા લખ્યું છે.

બાંધેલા છે તેને છોડી નાંખે અને રદ કરે. પાછા કામમાં નહિ લેવા. ત્યારપછીથી "દાદાર હોરમજદ"ની જુદી બાજ ઇજી ખાણું ખાવું અને ખુબ બરોબર સાચવીને રહેવું. ઉપર મુજબની ક્રિયા પહેલે દિવસે તમામ કરી રહે એટલે પહેલો ગેવરો લીધેલો કહેવાય.

બીજે દિવસે, આગળ દિવસે જે મોબેદે ગેવરો લીધો છે તે પહેલાજ દિવસની માફક તમામ ક્રિયા કરે. નવો વરસ લઇ, તેને પાકવી, આલાતો ચોકખાં કરી, હોમ ગાળીને પરગરૂં કરે અને બીજા મોબેદને મીનો નાવરની યજશ્ને કરવા બેસાડે, યાને તે મોબેદને ગેવરો આપે.

આ પ્રમાણે ૬) દિવસ સુધી ક્રિયા કરે. દરરોજ નવો વરસ લઇ, તે પકાવીને હોમ ગાલે અને મોટી ખુબ કરે. પછીથી ૬) થે દિવસે ગેવરો આપી, જુદા જુદા દરૂન ઇંજી, હમકલામ થાય, અને બાજ મૂકી કુસ્તી કરે.

ઉપર પ્રમાણેની ક્રિયા કરી રહયા પછી એક ખુમચી, તથા મેકરાજ યાને કાતર પાવ કરી પાવ ખુમચીમાં મૂકે. અને શહાનશી યાને પકડ લઇને વરસ્યાની આગળ જાય. પછીથી પાવ કીધેલો કળશ્યો લઇ વરસ્યા આગલ ઉભા રહે. અને બીજા મોબેદ શહાનશી લઇ વરસ્યાનું પુછડું તેના પગ આગળથી એક વજબ યાને એક બીલ્લસ (વેંહેત) દૂર, ઉંચેથી પકડે. પેલા મોબેદ ત્રણ મરતબે "ક્ષ્નઑથ્ર અહુરહે મજદાઑ અષેમ્ વૉહૂ ૧." ભણી ત્રણવાર પુછડું પાવ કરે, પછીથી ઉપલીજ રીતે પોતાનો દાબો હાથ પાવ કરી જમણા હાથમાં પાવ કાતર પકડી દક્ષિણ દિશા તરફ મોઢું કરી વરસ્યાનું પુછડું હાથમાં પકડી બાજ લે:—

"અષેમ્ વૉહુ ૩; ફ્રવરાને (જાવત) ફ્રસસ્તયએચ અહુરહે મજદાઑ રએવતો ખરેનંઘ્રઉહતો ક્ષ્નઑથ્ર ય૦ વ૦ ક્ષ્ન૦ ફ્ર૦ યથા અહૂ વઇર્યો જઑતા (જાવત) અશ્ઑત્ અષેમ્.

આ "અષેમ"નું પદ ભણતી વખતે જેટલા બાલ કાતરવા ઘટે એટલા કાતરવા, અને પાવ ખુમચીમાં મૂકી, પાવીમાં જઇ આતશ આગળ સઘળા સૂકવવા. ત્યારપછીથી તાંબાની અથવા પીનલની દાબડી પાવ કરીને સુકવેલી હોય તેમાં મૂકી, બીજી કપડાંની એક કોથલી (અથવા પદાંન) પાવ કરીને સુકવેલી હોય તે લઇને તેમાં પેલી દાબડી મૂકી કોથળી બાંધી મૂકે. અને ત્યારપછીથી નીચે પ્રમાણે બાજ મૂકે:—

"યથા અહૂ વઇર્યો ૨; યસ્નેમ્ચ વહમેમ્ચ અઓજસ્ચ જવરેચ આફ્રિનામિ અહુરહે મજદાઑ રએવતો ખરેનંઘ્રઉહતો (બીજી વખત બાજમાં ભણો) અહુરહે મજદાઑ રએવતો ખરેનંઘ્રઉહતો." આ પ્રમાણે બાજ મૂકી કુસ્તી કરે, અને પછી સર્વે કોઇ વરસ વાપરે.

કેટલીક કેતાબોમાં વરસના બાલ કાતરી લાવવા પછીથી, તેને પાવીમાં જેતીની સામે આતશ અને ખુઆંનની વચમાં મૂકી, જે રોજે હમકલામ થયા હોય તે રોજની યજશ્ને કરી, કુવા ઉપર જઇ જોર મેળવી

આવી પછીથીજ વરસ વાપરવાને માટે લખવામાં આવ્યું છે. વળી કેટલીક કેતાબોમાં છેલ્લાં જે રોજે યજશ્ને કરે તે રોજે સમસ્ત અંજુમન મળીને જશન પણ કરવા કહ્યું છે.

આ પ્રમાણે છ દિવસની ક્રિયા અને જશન થવા પછીથી વરસ્યો તૈયાર થયલો કહેવાય છે અને તે વરસ્યો જ્યાં સુધી જીવે ત્યાં સુધી તેનો વરસ કામમાં આવે પણ તેનાં મરણ બાદ તેના વરસ કામમાં આવતા નથી, તે વરસ રદ થાય છે, ક્રિયા કામો કરવાનાં બંધ પડે છે અને તે બીજી દરેમહેરોમાં જ્યાં વરસ્યો જીવતો હોય છે તેનાં વરસથી કરાવવામાં આવે છે. જો રપિથ્વનનો અમલ હોય અને મોબેદોએ પોતાની રપિથ્વન નહિ ઇજી હોય તો જશનની યજશ્ને ૬) થા ગેવરાના દિવસે કરવાને બદલે ૭) માં દિવસે કરે.

---

## વરસનાં બાલ પૂરા થવા પછીથી ફરી લેવા વિષે.

બે મોબેદો કે જેઓએ મોટી ખુબ કીધી હોય તેઓ જુદી જુદી બાજ ઇજીને હુમકલામ થાય. ત્યાર પછીથી હોમ ગાળીને એક ખુમચો તથા એક કાતર પાવ કરી રાખે. ત્યારપછીથી જ્યાં અલાહેદી પાવીમાં વરસ્યાને લાવીને બાંધવામાં આવ્યો હોય ત્યાં એક પાવ કળશ્યો પાણીનો ભરેલો, તેમજ પાવ ખુમચી અને પાવ કીધેલી કાતર તથા શહાનશી લઇ, એક પથ્થર ઉપર મૂકે. પછી એક મોબેદ શહાનશીએ કરી વરસ્યાનું પુછડું એક બીલ્લસને અંતરે ઉંચુ ધરે, અને બીજો મોબેદ કળશ્યો લઇ પાવ પાણીથી વરસ્યાનું પુછડું ત્રણ મરતબે "ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઑ અષેમ્ વૉહૂ ૧" ભણી ત્રણ વખત પાવ કરે. પછી બંને હાથો પાવ કરી, જમણા હાથમાં કાતર, તથા ડાબા હાથમાં વરસ્યાનું પુછડું પકડી બાજ લે :—

"ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઑ અષેમ્ વૉહૂ ૩; ફ્રવરાને (જાવત) ફ્રસસ્તયએચ અહુરહે મજ્દાઑ રએવતો ખરેનંઘ્રઉહતો ક્ષ્નઑથ્ર ય૦ વ૦ ક્ષ્ન૦ ફ્૦ યથા અહુ વઇર્યો જઑતા (જાવત) પ્રઑત્ અષેમ્."

ઉપલી "અષેમ્"નું પદ બોલતાં જેટલા જોઇએ એટલા બાલ કાતરે કાતરી લેવા. અને તેને આતશ આગળ લઇ જઇ સૂકવીને પેલી દાબડીમાં ભરી, કપડાંની કોથળીમાં બાંધી મૂકે, અને પછીથી બાજ મૂકે:-

"યથા અહૂ વઇર્યો ૨; ય૦ વ૦ અ૦ જવરેચ આફ્રિનામિ અહુરહે મજ્દાઑ રએવતો ખરેનંઘ્રઉહતો (બાજમાં ભણે) અહુરહે મજ્દાઑ રએવતો ખરેનંઘ્રઉહતો. અષેમ્ વૉહુ ૧; અહ્માઇ રએશ્ચ"થી કેરફેહ્ મોઝદ" સુધી ભણી કુસ્તી કરે.

કેટલીક કેતાબમાં જે રોજ હોય તેની યજશ્ને કરીને પછીથીજ વરસનાં બાલ વાપરવા લખ્યું છે.

---

## યજશ્ને વીસ્પરદ અને વંદીદાદમાં વરસ ખુલ્લો મૂકવા તેમજ ઢાંકવા વિષે.

જે યજશ્નેની ક્નૂમનમાં "વીસ્પએષાંમ્" ભણવામાં આવે તથા "અવંઘ્રહાઍા ક્રવષયો" અને જે ક્નૂમનની સેવટે "અષઍાનાંમ્ ક્રવષિનાંમ (જાવત) નબાનજદીશતનાંમ્ ક્રવષિનાંમ્" ભણવામાં આવે છે તે યજશ્નેમાં અથવા વંદીદાદમાં વરસ ખુલ્લો મૂકવો. (દાખલા તરીકે મીનોનાવરની, અર્દાફ્રવશની, ગાથાની, સીરોજાની વિગેરે યજશ્ને અથવા વંદીદાદમાં વરસ ઢાંકવો નહિ. એ માટે જુઓ "વીસ્પએષાંમ્"વાળી બાજો.) અને જે યજશ્ને, વીસ્પરદ અથવા વંદીદાદમાં ઉપલું ભણતર ભણવામાં આવતું નથી (દાખલા તરીકે દાદાર અહુરમજદની અથવા સરોશની યજશ્ને, વંદીદાદ, વીસ્પરદ વિગેરે) ત્યાં વરસ ઢાંકવો. એટલા માટે પરગરૂં કરતી વખતે ચોક્કસ ધ્યાન રાખીને આગળ ક્રિયા કરવી.

---

## વરસ ખુલ્લો મૂકવાનું તથા ઢાંકવાનું કારણ.

દસ્તુરજી એરચજી શો. મેહેરજીરાણા પોતાના એક હસ્તલેખમાં આને માટે નીચે પ્રમાણે ખુલાસો કરે છે:—

"ઇજશ્નેમાં ફરેસ્તાઓની ઇજશ્ને કરે છે તેમાં વરસ ઢાંકે છે અને અરદાફ્રવશ, ગાથા અને વીસ્પેષાંમની ઇજશ્નેમાં વરસ ઉઘાડો રાખે છે તેનું કારણ એ કે વરસ છે તે આએ દુન્યાનાં હેવાનનો બાલ છે તેથી જે ખશનુમનની અંદર આગળ કે પાછળ આએ દુન્યાંથી ગુજરી ગએલાં માણસોનાં ફરોહરોની યાદ કરવામાં આવે છે તે ઇજશ્નેમાં વરસ ઉઘાડો રાખવો અને જે ફરેસ્તાઓની ખશનુમન સાથે આએ દુન્યાથી ગુજરી ગએલાં માણસનાં ફરોહરોની યાદ આવતી નથી તે ફરેસ્તાઓની ઇજશ્નેમાં વરસ ધાંકવાનો મુખ્ય કાયદો છે. તેનું કારણ એજ કે તે વરસ આએ દુન્યાના હેવાનનો એક બાલ છે તેથી અને આપણા અવસ્તામાં અને ઇજશ્નેમાં જેમ બરસમ, જોર, પરાહોમ, હોમ, જીવાંમ, ઓરવરાંમ, એસમ-બોય, આતશ વગેરેની યાદ તથા આરાધણા આવે છે તેમ વરસબી આલાત છે, પણ વરસની આરાધણા આવતી નથી, તેથી વરસનો નવો વરસ્યો કર્યે છીએ તે વખતે તેમજ વરસ કાપતી વખતે દાદાર હોરમજદની આરાધણા કરીને વરસ બાંધ્યે છીએ અને કાપીએ છીએ. તેમજ બરસમબી દાદાર હોરમજદની આરાધણાથી શું બાજની કે શું ઇજશ્નેની બરસમ બાંધ્યે છીએ અને હોમ ગાલતી વખતે વરસની બાજ લીજીએ છીએ તે જરથોશ્તની ખશનુમનથી બાજ લીજીએ છીએ, કારણકે વરસની આરાધના

અવસ્તામાં આવેલી નથી, તેમજ હોમ ગાલતી વખતે "અહુરાઇ મજ્દાઇ" માંભી જરથોશ્તનીજ વડી અને નાની ખશનુમન પઢવામાં આવે છે. તે એટલા વાસ્તે કે ઈજશ્નેને માટે આલાતો તૈયાર કરવા અને હોમ તૈયાર કરવો તેમાં કોઇભી ચોકસ ફરેસ્તાની ખશનુમન પઢવી નહી, પણ જરથોશ્તનીજ ખશનુમનથી સઘળું તૈયાર કરવું જોઇએ."

# નવા આતશબેહેરાંમ પરથાવવાની ક્રિયા.

## આતશબેહેરાંમ પરથવા બાબે.

આ પવિત્ર કેબલાને પરથાવવાની મોતેબર અને બારીક ક્રિયા જાણવા આગમજ, આ કેબલાને આતશબેહેરાંમ નામ શા માટે આપવામાં આવ્યું છે? એનો આલા દરજ્જો, કોણુના જમાનાથી આ ક્રિયા શરૂ થઇ છે? એમાં લેવાતા ૧૬) આતશોની વિગત વંદીદાદ તથા રેવાયતને આધારે, તથા આતશબેહેરાંમ પાદશાહ સાહેબને તખ્તનશીન કરી કેબલો તરીકે રાખવાની મકસદ, અને આપણુ જરથોસ્તીઓ આતશ-પરસ્ત કહેવાઇએ કે? એ વિગેરેનો સાર ટુંકમાં તપાસવાની ખાસ જરૂર છે.

## આતશબેહેરાંમ શબ્દનો અર્થ.

આતશબેહેરાંમ એ નામ જોકે અવસ્તામાંથી મળતું નથી તોપણ પહેલવી કેતાબોમાંથી મળી આવે છે. આ નામ અવસ્તા "આતર્શ" તથા "વેરેથ્રઘ્ન" શબ્દો ઉપરથી નીકળ્યું છે. આપણુને પહેલવીમાં "આતશે વરહરાંમ" શબ્દ જુદી જુદી રીતે લખાયલો મળે છે. આનો ફારસીમાં "આતશે બેહેરાંમ" મળે છે. આ આતશે બેહેરાંમ (અવસ્તા આતર્શ + વેરેથ્રઘ્ન) નો અર્થ "ફત્તેહ આપનાર આતશ" એમ થાય છે.

## આતશનો કેબલો કરવાની શરૂઆત.

આતશબેહેરાંમ એ આપણા ત્રણ પ્રકારનાં આતશ, [૧) આતશે બેહેરાંમ ૨) આતશે આદરાંન અને ૩) આતશે દાદગાહ], ના કેબલાઓમાં બુલંદ દરજ્જાના છે. આતશની સેતાયશ ઘણીજ પૂરાણી છે અને જે વખતે ઇરાની, વેદીક, રોમન વિગેરે પ્રજાઓ સાથે રહેતી હતી તે વખતની છે કારણકે તેઓનાં વખતમાં પણુ આતશ કદેહો હતાં, અને આતશની જાળવણી માટે ધર્મગુરૂઓ પણુ રોકવામાં આવતા હતા અને તેઓ તરફથી આતશને ઘણું માન અપાતું હતું. આ સઘળું ધર્મ પુસ્તકો, તવારીખ તેમજ આગળા વખતનાં કોતર કામ અને સીક્કાપર પાડવામાં આવેલા છાપ પરથી માલુમ પડે છે. કેટલાક સાહેબો એવું કહે છે કે આ નામનો આતશ અસલ ઇરાનીઓમાં ન હતો, પણુ હિંદુસ્તાનમાં આવ્યા પછી એ નામથી આતશ સ્થાપવા લાગા. પણુ આ વાતને પહેલવી પુસ્તકો ખોટી પાડે છે. પૂરાતન આતશબેહેરાંમનાં પાક કેબલાઓ ખાસ કરીને સાસાની અમલની શરૂઆતથી જારી થયા હતા, અને તે બરપા કરવાનું કામ અર્દેશીર બાબેકાનએ કીધું હતું, તેમજ તેઓ આતશને ઘણુંજ માન આપતા હતા એમ નીચલી શહાદતો ઉપરથી માલમ પડે છે.

"કારનામક ઈ અરતક્ષીર પાપકાન" નામની પહેલવી કેતાબમાં જણાવ્યું છે કે—જ્યારે અર્દશીરે પાર્થિયાના પાદશાહ અર્દવાન ઉપર ફત્તેહ મેળવી ત્યારે તેની યાદમાં બુખ્ત અર્દશીર નામનું શહેર વસાવી તેમાં ૧૦) આતશબેહેરાંમો સ્થાપ્યાં. ત્યાર પછી વલાશ શાપુર નામનું શહેર વસાવી ત્યાં બીજાં ૧૦) આતશબેહેરાંમો સ્થાપ્યાં, તેવીજ રીતે ખુરહે અર્દશીર અને એ વિગેરે બીજાં શહેરો વસાવી ત્યાં તેની ફત્તેહની યાદગીરી કાયમ રાખવા સાથે પારસી સલતનતને એકત્ર કરી, એકજ ધર્મ અને એકજ રાજ્યની બાંહેધરી હેથળ મૂકવાના યાદગાર બનાવમાં બાદશાહી આતશબેહેરાંમો બરપા કર્યાં હતાં, તેમજ વળી તે વખતના સીક્કાઓની એક બાજુએ હંમેશાં આતશનો ચિતાર ચિતારવામાં આવતો હતો. આતો છેક સાસાન્યન વંશનાં જમાનામાં બંધાયલાં આતશબેહેરાંમો માટે લખ્યું છે પણ કેટલીક બીજી તવારીખી શહાદતો અને ફારસી ભાષામાં લખાયલાં પુસ્તકો ઉપરથી માલુમ પડે છે કે હોશંગ, તેહમુરસ્પ, જમશીદ, ગુશ્તાસ્પ વિગેરે શહેનશાહોનાં વખતમાં પણ આદર ખોરશદ અથવા આદર ફ્રોબા, આદર ગુશસ્પ, આદર બુરજીન મેહેર, વિગેરે આતશોને પરથાવવા માટે આતશબેહેરાંમો બંધાવવામાં આવ્યાં હતાં જેને તેઓ "આતશ. કદેહ" અથવા તો "આતશ ખાનેહ" નાં નામથી ઓળખતા હતા. એક ફારસી લખનાર કહે છે કે શાહ ગુશ્તાસ્પે ઇરાનનાં તમામ મુલકો મળીને ૨૪ હજાર આતશબેહેરાંમો (આતશ કદેહ) બનાવ્યાં હતાં જેમાંનાં સઉથી દમામદાર અને મોટાં આતશબેહેરાંમો આદરબાએજાન તથા પાર્સ નામના મુલકોમાં બંધાવ્યાં હતાં.

## આતશબેહેરાંમ પરથાવતી વખતે ૧૬) આતશો લેવામાં આવે છે તેની ક્રિયાનો રેવાયત અને વંદીદાદમાં પડતો ફરક.

આપણે આગળ જોઇ આવ્યા છીએ કે આગળા બાદશાહી અમલમાં, ફત્તેહની યાદગીરી કાયમ રાખવા સાથે પારસી સલતનતને એકત્ર કરી, એકજ ધર્મ અને એકજ રાજ્યની બાંહેધરી હેથળ મૂકવાના યાદગાર બનાવમાં મોટાં બાદશાહી આતશબેહેરાંમો બરપા કરવામાં આવ્યાં હતાં. પણ કમનસીબે તેઓ કેવી ક્રિયાઓથી બરપા કરવામાં આવ્યાં હતાં તેની નોંધ અવસ્તા, પહેલવીનાં કે બીજાં પાછલાં લખાણોમાં મલતી નથી. "વળી તેઓ હાલની ક્રિયાઓથી બરપા થયાં હતાં એમ પણ સાબેત કરવાને આપણી પાસે વજનદાર કોઇબી આધાર નથી. તેવીજ રીતે પારસી શહેનશાહત ફના થયા પછી હિન્દમાં સર્વથી પહેલાં સંજાણનાં ઇરાનશાહ આતશબેહેરાંમ કેવી ક્રિયાથી બરપા થયા હતા તેની નોંધ પણ જળવાયલી નથી. અગર જળવાયલી હોત તો ૧૮૫૦ (ઇસ્વી સને) માં ગુજરાતનાં જરથોશ્તીઓને ઇરાનના તે વેળાના દસ્તુર પાસે આતશ-

બેહેરાંમ કેવી ક્રિયાથી પરથવા જોઇએ તેની તફસીલ મંગાવવાની ફરજ પડતે નહિ. આપણી પાસે આગળા વખતમાં આતશબેહેરાંમ પરથયા તેની ક્રિયા કહાયને જળવાયલી હોય, પણ કમનસીબે આરબોનાં જુલ્મી હોર વખતે તે લખાણો ગૂમ થયાં હોય અથવા તો બળી ગયાં હોય અને તેને આધારે આગળી યાદદાસ્ત શકિત ઉપરથી તેની નોંધ રેવાયતમાં જળવાયલી માલમ પડે એ બનવા જોગ છે.

પણ આતશબેહેરાંમના કેબલાઓ બરપા કરતાં જે ચોક્કસ ક્રિયા કરવામાં આવે છે તે વંદીદાદની ૮) મી પરગરદના આધારે થતી કહેવાય છે. તેમાં ક્રિયાનું જે વર્ણન મળે છે તે જોકે ચોક્કસ આતશનાં સંબંધમાં થયલું છે, પણ આ આતશ તે આતશબેહેરાંમ બરપા કરવા માટેના નથી. તેમાં આતશબેહેરાંમ જેવો કોઇ શબ્દ મળતો નથી, અને એ ક્રિયાથી બધાં આતશબેહેરાંમો પરથવા કહેવામાં આવતું નથી."[1]

"આ ક્રિયાની તરતીબમાં વંદીદાદ અને રેવાયત વચ્ચે જે બહોળો ફેરફાર અને હદબહાર વધારો મળે છે તે જાણવા જોગ અને મનન કરવા જોગ છે.

૧—વંદીદાદમાં હુમદીનો તથા જુદદીનોના ઉપયોગમાં આવતા સોળ કીસમના આતશોની જાળવણી કરવાનું જ્યારે ખુલ્લું ફર્માન મળે છે, ત્યારે રેવાયતમાં વંદીદાદમાં દરશાવેલા કેટલાક આતશો કમી કરવામાં આવ્યા છે, કમી કીધેલા આતશોની જગા પાછલા જમાનામાં ઉપયોગમાં આવતા આતશોથી પુરવામાં આવી છે અને સોળની સંખ્યામાં વધારો કરી સતરની સંખ્યામાં મેળ મેળવવામાં આવ્યો છે. આ દાખલામાં આપણા પાછલા વડીલોએ વખતને અનુસરીને ઘટતો ફેરફાર કીધો છે અને લગભગ સોળની સંખ્યા જાળવી રાખવામાં ધર્મનું ફર્માન બજા લાવેલું માનવામાં આવ્યું છે.

૨—વંદીદાદ સોળ જાતના આતશોમાંનાં કોઇબી એક જાતનાં આતશનો ગેર ઉપયોગ નહી થવા દેવા જ્યારે ફર્માવે છે, ત્યારે રેવાયત સઘળા આતશોને સામટા એકઠા કરવા જણાવે છે.

૩—સોળ તરેહ ઉપયોગમાં આવતા આતશોમાંનાં કોઇબી એકનો જ્યારે ગેર ઉપયોગ થતો જણાય ત્યારે તેને દાદગાહમાં લઇ જઇ તેની જાળવણી કરવા જ્યારે વંદીદાદમાં ચોખ્ખું ફર્માન મળે છે, ત્યારે રેવાયત સઘળા આતશોને એકકી વખતે એકઠા કરી તેનો આતશબેહેરાંમનો કિબ્લો કરવા જણાવે છે. વંદીદાદના ફર્માન મુજબ વખત બે વખત વ્યવાહરૂ ઉપયોગના આતશોની જાળવણી કરવાનું બની આવતું નથી, તેથી એકકી વેળા સઘળા આતશો ભેગા કરી આતશ તરફની ધાર્મીક

---

૧. જુઓ દસ્તુરજી ખુર્શેદજી એરચજી પાવરીનો વિદ્વતાભર્યો રેસાલો. એઓની કેતાબ "રેસાલહાએ ખુર્શેદ" ભાગ ૩ જો, પા. ૪૫ થી ૭૭. વળી અહીંથી........સેવટ સુધીનું લખાંણ એજ કેતાબમાંથી શબ્દશઃ લીધું છે.

ફરેજ થોડેક દરજજે અદા કરવાનો સંતોષ પકડવામાં આવ્યો છે અને સમય તથા સ્થીતિને બંધબેસ્તા થઇ આતશબેહેરાંમનો નવો કિબ્લો તૈયાર કરવાનું દાનાવોએ બેહેતર જોયું છે.

૪—મુર્દાં સાથ આમેજ થયલા આતશના માત્ર એકજ દાખલામાં તેને ચોક્કસ તરતીબથી ગાળી કાઢી પાક કરવાની ક્રિયા કરવા જ્યારે વંદીદાદ ફર્માવે છે, ત્યારે રેવાયત સોળે સોળ કે સત્તરે સત્તર જાતના આતશોને ગાળવા જણાવે છે. એમાં વધારે સાવચેતીનાં ઉપાય દાખલ સઘળા આતશો ઉપર ગાળવાની ક્રિયા કરવાનું પાછલા વડીલોએ મુનાસેબ જોયું છે.

૫—મુર્દાં સાથ પાધરા સંબંધમાં આવતા આતશ ઉપર ગાળવાની ક્રિયા સિવાય બીજી કોઇ ક્રીયા માટે જ્યારે વંદીદાદમાં ફર્માવ્યું નથી, ત્યારે રેવાયતમાં સઘળા આતશો રૂબરૂ સંખ્યાબંધ ઇજશ્ન અને વંદીદાદનાં ભણતરો અને ક્રિયાઓ જારી રાખવા જણાવ્યું છે. આ દાખલામાં મહાભારત ભણતરો અને ક્રિયાઓનો જે બેહદ વધારો થયો છે તે આ મહાન કિબ્લાનું જોર અને મહત્વ દેખાડવાનું છે, તોપણ તેમાં પાછળથી જે બિનપાયે બિનજરૂરી વધારો થયો છે તે ભવિષ્યમાં આ માનવંત કિબ્લાનાં વધારાને જોખમમાં નાખે છે.

૬—મુર્દાં યા વ્યહવારૂ ઉપયોગનાં કોઇબી આતશને વખત બે વખત દાદગાહમાં લઇ જઇ તેની જાળવણી કરવાનું વધતું ઓછું પુણ્ય હાંસેલ થતું જ્યારે વંદીદાદે જાહેર કીધું છે, ત્યારે રેવાયતમાં આ સઘળા આતશો ઉપર આજાબ પડવાનું સમજી તે ઉપર ભણતરો જારી કરવામાં સવાબ હાંસેલ થતો માનવામાં આવ્યો છે.

૭—વંદીદાદમાં આતશને ભેટ ધરાતી વસ્તુ (લાકડાં)ની વધતી ઓછી સંખ્યા ઉપરથી જ્યારે સવાબનું ધોરણ મુકરર કીધું છે, ત્યારે રેવાયતમાં ભણતરોની ચહડ ઉતર સંખ્યાથી પુણ્યનું પ્રમાણ ઠરાવ્યું છે. આ પ્રમાણ વંદીદાદમાં જ્યારે નિયમસર ઠરાવ્યું છે, ત્યારે રેવાયતમાં દેખાડેલા પુણ્યનાં પ્રમાણમાં અચોકસપણું જોવામાં આવે છે. દાખલા તરીકે વંદીદાદ મુર્દાંનાં આતશને દાદગાહે લઇ જવામાં ૧૦૦૦૦ લાકડાંના ભારા અથવા કકડા આતશને અર્પણ કરવા બરોબરનું પુન હાંસેલ થતું જણાવે છે, અને દીનદારનાં ઘરના આતશને દાદગાહે લઇ જવાનું પુન ૧૦ લાકડાનાં ભારા ભેટ ધરવા બરોબર જ્યારે જણાવ્યું છે, ત્યારે રેવાયતમાં મુર્દાંનાં તથા દીનદારના આતશને એક સરખી રીતે ૯૧ ખાડામાં ગાળવા અને તેની રૂબરૂ પુણ્ય અર્થે ૯૧ યજશ્ને—વંદીદાદ કરવા જણાવે છે. પુણ્યનું આ પ્રમાણ જ્યારે વંદીદાદમાં નિયમસરનું છે ત્યારે રેવાયતનું ધોરણ અવ્યવહારૂ જોવામાં આવે છે. ના, એટલુંજ નહીં પણ વંદીદાદમાં આતશોને ઠેકાણે પાડવાનાં સવાબનાં ધોરણમાં નિયમ જળવાયલો મળે છે, પણ રેવાયતના દરેક દાખલામાં કોઇ ચોકસ નિયમ જળવાયલો જણાતો નથી.

૮—વંદીદાદ મુર્દાના ઉપયોગમાં આવેલા આતશોને પાકીજગી આપવા માત્ર નવ વખત અને નવ ખાડામાં ગાળવા ફર્માવે છે, ત્યારે ત્રણ સદી ઉપર રેવાયતમાં અપાયલા ફટવા મુજબ એકાણું ખાડામાંથી તેને પસાર કરવામાં આવે છે. હયાં આતશને પાક કરવા વધારે સાવચેતીનો ઉપાય કામે લગાડેલો સમજી શકાય છે.

૯—વંદીદાદ મુજબ મુર્દાનાં ઉપયોગમાં લીધેલા આતશને જ્યારે નવ ખાડામાં અને નવ વખત ગાળીને પાક કરવાના છે, ત્યારે રેવાયતમાં જેકે નવના એકાણું થયા અને તેની નવની જગાએ એકાણું ખાડામાંથી આતશને ગાળવા જણાવ્યું છે, તોપણ તેથી ઘણા પાછલા વખતના હિન્દના દસ્તુર સાહેબને સંતોષ થયલો જણાતો નથી, અને તે સાહેબોએ શુમારે સવાત્રણ સદીના રેવાયતના આ ફટવા ઉપર શક નાંખ્યો અને તે ઉપર ચુંઠણાં પાડવાનું શરૂ કીધું. તેઓએ શુમારે પોણી સદી ઉપર આ સવાલ બાબદ ઇરાન તરફ કરીને પુછપરછ ચલાવી અને તેનાં પરિણામમાં ઇરાનના તે વેળાનાં દસ્તુર સાહેબે એવો ફટવો આપ્યો કે, આતશબેહેરાંમ પરથવા એક નહીં પણ એકાણું જુદાં જુદાં મુર્દાનાં આતશો લેવા હ્યાં હુને એકનાં એકાણું થયા અને એકને બદલે એકાણું મુર્દાનાં આતશ લઇ અને એકાણું વખત એકાણું જુદા જુદા ખાડાઓમાં આતશોને ગાળવાની ક્રિયાઓ કરવી એવો ફટવો ફાહેશ થયો! આતશબેહેરાંમ માટે એકજ મુર્દાનાં આતશ લઇ તેને એકાણું ખાડાઓમાં ગાળવાની ક્રિયા સહેલી તો હતીજ નહીં, અને તોપણ આ ફટવાએ તેની મુશ્કેલીમાં પાછળથી બેહદ વધારો કીધો છે. આ મુશ્કેલીનો આપણને કડવો અનુભવબી મળી ચુકયો છે, અને તેબી જે સ્થળેથી આ ફટવો અપાયો હતો ત્યાંથીજ મુશ્કેલી ઉભી થવાનો એક અસરકારક દાખલો મળે છે. એક વેળા ઇરાનનો ઇસ્લામી બાદશાહ આગા મહુમદખાન કેરમાન શેહેર ઉપર ચઢાઇ લઇ ગયો અને તેણે ત્યાંનું આતશબેહેરાંમ તારાજ કીધું હતું. તેથી ઇસ્વીસને ૧૭૯૫ માં ઇરાનના દસ્તુરોએ ફરીથી આતશબેહેરાંમ પરથાવવાની કોશેષ કીધી હતી, અને તે માટે તેઓ એકાણું જુદાં જુદાં મુર્દાનાં આતશો એકઠા કરવામાં લાચાર થઇ પડયા હતા તેથી તેઓ મુંબઇના અકાબરો જોગનાં એક પત્રમાં પોતાની જે મુશ્કેલી જાહેર કરે છે તેઓના શબ્દોમાંજ આપણે જોઇ શકયે છીએ. તેઓ લખે છે કે "આતશબેહેરાંમ કેરમાનમાં હતા તેબી ખરાબ થઇ ગયા, માટે તમો સાહેબો દીનના પેરવી કરનારા છેઓ તેથી અરજ કરીએ છીએ કે, એકાણું આતશ મુર્દાના ઇઆને મુશ્કેલ-મુજના અહીંઆં અમોથી મયેસ્સર થતા નથી, શા સારૂ જે હરએક શેહેરમાં હીંદુ ચાર તથા પાંચ આદમી રહે છે તે સારૂં એકાણું આતશ મુંબઇમાં પાક કરીને આએ તરફ રવાના કરજો." આ બીના ઇરાનીઓની લાચારીનો આપણને પુરતો ખ્યાલ આપે છે. ત્યાં મુર્દા બાળવાની પરહે-

બલામણો કરે છે અને જેઓ ખુદની નાવાકેફીની ખાંમીને લઇને ક્રિયાઓને અચુક અને અખંડ જાહેર કરે છે, તે સાહેબોને આ તરફ નેગાહ પોહોંચાડવા અરજ કરીશું.

આ મહાન કેબ્લો બરપા કરવાની ક્રિયાની તરતીબમાં જોકે બેઅંદાઝ વધારો બેશક થયો છે, તોપણ અહુરમજદના પાક પ્રતિનીધી નુરમંદ કિબ્લા તરીકે તો તેણે પોતાની માનભરી જગા કાયમ રાખી છે અને તેની આ તખ્તનશીની સદા પાયદાર રહો !"

નીચે વંદીદાદ તથા રેવાયતમાં જે આતશો લેવા લખ્યા છે તે બતાવ્યું છે.

| વંદીદાદ સુજબ. | પુણ્યનું પ્રમાણ. | રેવાયત સુજબ. | [illegible] |
|---|---|---|---|
| ૧ નસો બાલતો આતશ | ૧૦૦૦૦ લાકડાંના કટકા યા ભારા આતશગાહમાં ભેટ ધરવા બરાબર | નસા યા મુર્દાનો આતશ | ૯૧ |
| ૨ નજીસાઇ બાલતો ,, | ૧૦૦૦ ,, | રંગરેજની ભઠ્ઠીનો ,, | ૮૦ |
| ૩ કચરો બાલતો ,, | ૫૦૦ ,, | હમામખાનાનો ,, | ૭૦ |
| ૪ કુંભારના પંજાવાનો ,, | ૪૦૦ ,, | કુંભારનો ,, | ૬૧ |
| ૫ કોરીના વાસણની ભઠ્ઠીનો ,, | વધ્ધેટના કટકા ,, | પંજાવીનો ,, | ૭૫ |
| ૬ પીતલ વગેરે મીશ્રીત ધાતુની ભઠ્ઠીનો ,, | થોડા લાકડાના કટકા ,, | કંસારાનો (ફકીરની ધુંણીનો) ,, | ૫૦ |
| ૭ સોનારની ભઠ્ઠીનો ,, | ૧૦૦ ,, | કીમીઆગરનો ,, | ૬૦ |
| ૮ રૂપું પીગળાવવાની ભઠ્ઠીનો ,, | ૯૦ ,, | ટંકસાલનાં કારખાનાનો ,, | ૫૫ |
| ૯ લોઢું ઓટવાના કારખાનાનો ,, | ૮૦ ,, | લુહારની ભઠ્ઠીનો ,, | ૬૧ |
| ૧૦ પોલાદની ભઠ્ઠીનો ,, | ૭૦ ,, | હથિયાર બનાવવાની ભઠ્ઠીનો ,, | ૬૧ |
| ૧૧ ભઠીઆરખાનાની ભઠ્ઠીનો ,, | ૬૦ ,, | ભઠીઆરખાનાનો ,, | ૬૧ |
| ૧૨ કોઇ બલતા ઢગનો ,, | ૫૦ ,, | કલાલખાનાનો ,, | ૬૧ |
| ૧૩ કલઇ પીગળાવવાની ભઠ્ઠીનો ,, | ૪૦ ,, | લશ્કરની છાવણીનો ,, | ૩૫ |
| ૧૪ ગોવાળીઆનો ,, | ૩૦ ,, | ગોવાળીઆનો ,, | ૩૦ |
| ૧૫ લશ્કરની છાવણીનો ,, | ૨૦ ,, | વીજનો ,, | ૯૦ |
| ૧૬ દીનદાર જરથોશ્તીના ઘરનો ,, | ૧૦ ,, | દીનદાર જરથોશ્તીના ઘરનો ,, | ૯૧ |

## આતશબેહેરાંમને તખ્તનશીન કરી કેબલા તરીકે રાખવાની મકસદ.

અહુરમજદના અખુટ નુરના અંશ અને તેના પાક પ્રતિનીધિ તરીકે આતશે પૂરાતન આર્યોમાં માન ભરેલી જગા લીધી હતી અને કુદરતની કારીગીરીના એક નાદર નમુના તરીકે તેને તખ્તનશીન કરી, આતશનો કેબલો કરવાનો આલા દરજ્જો મળ્યો હતો. આવી રીતે આતશનો કેબલો કરવાની મૂળ મકસદ આ છે કે આતશ સૃષ્ટિના દરેક પ્રાણી, પદાર્થ અને કામનું જીવન છે. આતશ અશોઇનું સ્વરૂપ છે અને એટલા માટે તે આપણુને અશોઇના સીધા અને સલામત માર્ગ તરફ દોરવે છે. તે અધર્મીપણું તથા અજ્ઞાનપણુંના અંધકારમાંથી છોડવી મજહુબ તથા વિધ્યાની રોશની દેખાડે છે અને મજહુબ તથા વિધ્યાની રોશનીનાં નુરમંદ નમુના તરીકે આતશ, જે શારિરીક, નીતિમાન અને આત્મિક અંધકાર દુર કરનાર પ્રગટ ચિન્હરૂપ છે, તેના જાહેર કેબલાઓ કરવામાં આવે છે. આ મુજબ આપણા આતશબેહેરાંમના પાક કેબલાઓ એક હાથ પર તેના ભાવીકોને ધાર્મીક શીક્ષણ આપે છે, અને બીજા હાથ ઉપર અજ્ઞાનતા દૂર કરી એલમથી મગજને રોશન રાખવા શીખવે છે. આ રોશન કેબલાઓ, આપણા આત્મિક આતશને સદા જાગૃત રાખવાનું ઉંચું શિક્ષણ આપે છે અને આ જાહેર કેબલાઓ, બાતેનના આત્મિક કેબલાને ભવિષ્યના બદલા માટે સદા નીતિમાન જીંદગી ગુજારવા તરફ દોરવે છે. આ મુજબનું લખાન આપણને આતશ નીઆએશના છથા તથા સાતમાં ફકરા ઉપરથી મળે છે. ત્યાં કહે છે કે "ઓ હોરમજ-દનાં આતશ! તું મને એવી બુદ્ધિ આપ તથા એવો માર્ગ બતાવ, કે જેથી હું નેકીનાં કામો કરૂં, દાદાર હોરમજદની બંદગી કરૂં, તથા મારાં રવાનને નીતિ તરફ ચલાંઉ, જેથી કરીને મારા ગુજરવા પછી, તે મારાં સારાં કામોના અવેજમાં મને બુલંદ બહેસ્તની જગા મળે. અએ સ્પેતમાન જરથોશ્ત...........તે બધાઓને માટે, તે હોરમજદનો આતશ શિખામણ લઇ જાએ છે યાને તેઓને સારી સમજ આપે છે, તથા તે બધાઓ પાસેથી સારી ભેટ, તંદરોસ્તી આપનારી ભેટ તથા દોસ્તી ભરેલી ભેટ ધ્રુચ્છે છે." (એરવદ કાંગાજીની ખુર્દેહ અવસ્તા બા માએની.)

વળી એજ પ્રમાણે અશો જરથોશ્ત સાહેબે ઉશ્તવદ ગાથાના પહેલા હામાં કહ્યું છે કે આતશ માણુસને ભલું મન યાને ભલા વિચાર બક્ષે છે. આ પણ એક ઉમદા શિક્ષણ છે. આપણે જાણીએ છીએ કે આતશ એક મીનોઇ શકિતનું નજરે પડતું રૂપ છે. વળી આતશ ઉપરનો મુવક્કલ ફરેસ્તો અર્દીબેહેસ્ત અમેષાસ્પંદ છે જેને અવસ્તામાં "અષ-વહિશ્ત" એટલે સર્વથી સરસ પવિત્રાઈ કરી કહ્યું છે. એ પ્રમાણે આતશ એ પવિત્રાઇનું રૂપ છે. બંદગી કરતી વખતે યા હરએક ક્રિયાકામ કરતી

વખતે, મન અવશ્ય કરીને પવિત્ર હોવું જોઇએ, તેમાં કોઈ પણ જાતના ભલતા વિચારો આમેજ થવા નહિ જોઇએ. ત્યારે જ્યારે આપણે પવિત્રાઇના રૂપ (આતશ)નો કેબલો કરી તેની સામે ઉભા રહીને એકાગ્ર ચીતે બંદગી કર્યે છીએ, ત્યારે આપણા મનમાં પણ પવિત્ર વિચારોજ આવે છે, ભલતા વિચારો મનમાં સ્થાન કરી શકતા નથી, અને તે સાથેજ મુખમાંથી પવિત્ર માંથ્રવાણીના કલામો નીકલતા રહે છે, એટલે સેવટે જે કાર્ય નીપજે છે તે પણ પવિત્રજ હોય છે. કે જે પ્રમાણે આપણા ધર્મના મુખ્ય ત્રણ ફરમાનો "હુમત, હૂખ્ત, હ્વર્શ્ત" શીખાડે છે કે, એક વખત મન સારૂં થયું યાને કે સારા વિચારો વીચાર્યે કે આપસી મેળે સારાજ વચનો બોલાશે કે જેમ થવાથી જે કાર્ય કરવામાં આવે છે તે પણ પોતાની મેલે સારૂંજ થાય છે. મૂળ વાત "વ્હોહૂ-મનો" યાને કે ભલું મન મેળવવામાંજ છે. ત્યારે એવાં અને એ વતરોગે બીજાં ઘણાક કારણોને લીધે, આપણે આતશનો કેબ્લો કરીએ છીએ તેને હરએક ક્રિયાકામમાં હાજર રાખીએ છીએ એ બધામાં ઘણીજ ઉમદા મકસદ સમાયલી છે.

## જરથોશ્તીઓ આતશ-પરસ્ત છે કે?

"અહ્યા થ્વા આથ્રો વૅર્જેના પઓઉરૂયે પઇરિ-જસામઈદે મજ્દા અહુરા થ્વા થ્વા મઇન્યૂ સ્પૅનિશ્તા" (યજ્. હા ૩૬, ફ. ૧, વંદી. પરગર્દ ૧૧, ફ. ૪).

અહીં ભણનાર કહે છે કે "આએ આતશની મારફતે, અએ સઉથી વૃદ્ધિ કરનાર મીનો હોરમજ્દ સઉથી પહેલાં હમો તુંને અને તુંને પહોંચીએ છીએ." તેમજ યજશ્ને હા ૩૬ નાં ત્રીજા ફકરામાં ભણવામાં આવે છે કે——————આતર્શ વોઇ મજ્દાઓ અહુરહ્યા અહી, મઇન્યેઉશ વોઇ અહયા સ્પૅનિશ્તો અહી———યાને કે "અએ આતશ! હોરમજ્દની તું એક નિશાન છે. અએ આતશ! તું તે મીનોની યાને દાદાર હોરમજ્દની સઉથી વૃદ્ધિ કરનાર નિશાન છે." (એરવદ કાંગાજીની ખુર્દેહ અવસ્તા બા માએની).

ઉપલાં અવસ્તામાં ભણાતાં વાકયો ઉપરથી તદન ખુલ્લું માલુમ પડે છે કે જરથોશ્તીઓ આતશ-પરસ્ત નથી, પણ તેઓ આતશને ખુદાની એક ઈધાણી દાખલ ગણે છે અને તે એકલા મહાજ્ઞાની હોરમજ્દની સેતાયશ, આતશ કે જેને હોરમજ્દનો પુથ્ર કહયો છે, તેની મારફતે કરે છે. આતશની સેતાયશ કરતી વેળા જો દાદાર અહુરમજ્દનો ખ્યાલ મનમાં નહિ હોય, તોજ આતશની પુજા કીધેલી કહેવાય. માટે જરથોશ્તીઓ કે જેઓ "માજ્દયસ્ની" યાને એકલા એકજ ખુદાને માને છે તેઓને આતશ-પરસ્ત કહેવું એ સર્યામ મૂર્ખાઇ ભર્યુંજ છે.

હીન્દુસ્તાનમાં ઇ. સને ૧૭૬૬ માં જેમ્સ ફોરબસ નામે એક અંગ્રેજ વિદ્વાન આવ્યો હતો. તેણે લગભગ સત્તર વર્ષ હીન્દુસ્તાનમાં ગાળી કાઢયાં હતાં અને દરેક ધર્મની માહીતી મેળવી હતી. તેણે પોતાની સફરના ચાર વૉલ્યુમો અંગ્રેજી ભાષામાં લખ્યાં છે તેમાંનાં પહેલાં વૉલ્યુમના ૧૧૦ માં પાનાં ઉપર લખ્યું છે કે "આ આતશની (યાને કે પારસીઓનાં આતશબેહેરાંમો તથા આતશે આદરાંનોનાં આતશની) ખેદમતમાં, અથોરનાનો રાત તથા દિવસ હાજર રહે છે અને આતશને બુજાઇ જવા દેતા નથી. તેઓ આતશને મોટાં પાતરામાં રાખે છે અને માવજતથી કાથી તથા સુખડ અને બીજી ખુશબોઈ આલે છે. અનજાણા તથા અભણ લોકો એ પાક આતશ તથા સુરજ-ચંદ્ર-સેતારા-ની ભકિત કરે છે અને મીનોઈ ખુદાએતાલા સાથે કશી નિસબત રાખતા નથી. પણ કાબેલ તથા શ્યાનાં પારસી લોકો નુરનાં પેદા કરનાર, સઘળી ચીજોના કીર્તાર અને રચનાર એખલા એક ખુદાતાલાની આતશનાં કેબલાની મારફતે આરાધના કરે છે. તેઓનાં ધર્મ પુસ્તકોમાં એવું ફર્માવ્યું નથી કે તમામ દુનીઆનાં પેદા કરનાર ખુદા કરતાં સુરજ (કે આતશ) આલા છે..................................સુરજની બરકતથી દુનીઆમાં બેશુમાર ફાયદા હાંસેલ થાય છે.......... ...................... ...અને પાક આતશ જે અશોઇની સારી નિશાન છે તે હંમેશાં કાયમ રાખવી એવું ફર્માન છે............"

વળી આવીજ રીતનું મહાન શાએર ફીરદોસી તુસીનું લખાન જગ મશહુર છે. તે કહે છે કે:—

"મગુઇ કે આતશ-પરરતાંન બુદંદ: પરસ્તન્દએ પાક યજદાન બુદન્દ:

"ચુન મર તાઝીઆનરા અસ્ત મેહરાબે સન્ગ: બદાંન ગાહ બુદી આતશે ખુબ રન્ગ" યાને કે "એમ નહિ કહેવું જોઇએ કે તેઓ આતશની આરાધના કરતા હતા, કારણ કે તેઓ તો પાક યજદાંનની બંદગી કરતા હતા. જેવી રીતે કે તાઝીઓ પથ્થરની મેહરાબનો કેબ્લો કરતા હતા, તેવી રીતે ઝળકતા આતશનો કેબ્લો પારસીઓ કરતા હતા."

## શ્રી હીન્દનાં સર્વથી પહેલા આતશબેહેરાંમ (ઈરાનશાહ) અને તેઓને પરથાવતી વેળાની ક્રિયા.

જોકે હિન્દુસ્થાનમાં સર્વથી પહેલાં આતશબેહેરામ સંજાણ આવીને સ્થાપીઆ હતા, જે હાલમાં ઇરાનશાહ આતશબેહેરાંમ તરીકે ઓળખાય છે, તે કયી ક્રિયાઓ કરીને પરથવામાં આવ્યા હશે, તે હજુર ચોક્કસ રીતે કહી શકાતું નથી. અને એરવદ નોશીરવાન ન. ઉનવાલા "પાવ-

મેહેલની ક્રિયાઓ" એ નામની કેતાબની શરૂઆતમાં જણાવે છે કે "સંજાણા તોળાએ "ઇરાનશાહ" આતશબેહેરામ સિવાય હજુ બીજા કોઇબી આતશબેહેરામ પરઠવાની ક્રિયા કીધેલી માલમ પડી નથી અને એ ક્રિયાને લગતા આપણાં અસલ હસ્તલેખોબી હજી કેહે માલમ પડયા હોય એવું જણાયું નથી..............."

છતાં હાલમાંજ બહાર પડેલી મી૦ હોમી એફ. ચાચાની પહેલવી "ગજસ્તક અબાલીશ" નામની કેતાબ, તથા તેનો અંગ્રેજી તરજુમો વાંચતાં પાનાં ૮૦ ઉપર નીચલી બાબદ લીધેલી જોવામાં આવે છે, જેનો ગુજરાતી સારાંશ આ પ્રમાણે છે:—

☞ "એરવદ તેહમુરસ્પ (અંકલેસરીઆ)નાં અસલ પાજન્દ–સંસ્કૃત –ગુજરાતી લેખમાં, "અર્દાવીરાફ નામા" જે અગાઉ અધ્યારૂ બહેરામ સુત અધ્યારૂ લક્ષ્મીધરે, સંવત ૧૫૦૭, (ઇ. સ. ૧૪૫૧)માં લખ્યું હતું, તે લેખની સેવટે, અસલ ગુજરાતી એબારતમાં, એક ટુંકો હેવાલ આતશ-બેહેરામને પરથાવવા બાબેનો આવ્યો છે. કદાચને, હિંદુસ્તાનમાં જ્યારે એકજ આતશબેહેરામ હતું તે વેળાનો લખાયલો સર્વથી પુરાણો લેખ, કે જે આજે મોજુદ છે, તે લેખની સેવટે આવેલી બાબદનો સારાંશ આપું છું કે જે લેખ વાંચવાને તથા સમજી શકવાને ઘણોજ અઘડો છે:—"૧૫૦૦૦ જોત વાજશ્ત વિશ્વાનરની (માણસો ઉપર સરદારી ભોગ-વનાર વાજીશ્ત); ૧૦૦ જોત સુનાર (સોની)ની; ૯૦ જોત કંસારાની; ૮૦ જોત લુહારની; ૭૦ જોત કથીરીચા (લાકડાં કાપનાર કથીચારો ?)ની; ૬૦ જોત કંદોઇ (ભથીઆરો)ની; ૫૦ જોત કુંભારની; ૪૦ જોત છીપા (રંગારો)ની; ૩૦ જોત વંજારાની; ૨૦ જોત બાહેરની (બહારનો આતશ); ૧૦ જોત જમનવારની (યાને જ્યાં જમવાનું થયું હોય ત્યાંની); ૧ ઘરના દીવાની; ૧ ઘરના મનગાલાની (યાને ઘરની રાંધણીનો આતશ); ૧ જોત ઇજશ્નીની (યજશ્ને થઇ હોય તે આતશની); ૧ જોત આફ્રીનગાંનની; ૪૦ જોત પુમારા (કુંભકાર (?)=કુંભાર)ની ભઠ્ઠીનો; ૧૦૦૦ જોત સમશાનહુનની (મુદ્દું બાળવાની જગો); સમસ્યાનની ૧૦૦૦ જોત લેવાની વિગત: પહેલાં જ્યાં સમસ્યાન બલતું હોય તેની ત્રણ વહેંત દૂરથી આતશની એક જોત તૈયાર કરવી; સમસ્યાનવાલી જગ્યાને ઠંડી પડવા દેવી જોઇએ; આપણે ત્રણ વહેંત જગ્યા તેનાથી દૂર છોડવી જોઇએ, અને આપણે નવી જોત તૈયાર કરવી; જ્યાં સુધી કે પહેલી જોતમાંથી નવી જોતનો આતશ સળગે, અને નવી જોત તૈયાર કરવી અને પહેલી જોતનાં આતશને થંડો પડવા દેવો અને તેને હાથે કરી 'પાતરી' [આફ્રરગાંન્યું (?)]માં મૂકવો; જ્યાં સુધી બીજી જોતનો આતશ બનાવેલો ઠંડો પડે ત્યાં સુધી 'પાતરી'ને રહેવા દેવી; અને ત્યારપછી ૧૦૦૦ જોતની સંખ્યા એ પ્રમાણે (?) બનાવવી.

આ પ્રમાણેની રીતે કહ્યાચને ૧૦૮૧ વર્ષ આગમજ સંજાણનાં ઇરાન-શાહ આતશબેહેરાંમને નેર્યોસંઘ્ર ધવલે પરથાવ્યા હતા. બનવા જોગ છે કે, લખનારે જાણવા છતાં હરેક ક્રિયાકામની વિગત ઉંડાનથી નહિ આપી હોય. અને નેર્યોસંઘ્ર ધવલના વારસ તરીકે, ક્રિયાકામોની રીતોનો ઇતીહાસ સાચવી રાખવાને ઇંતેજાર હોય કે જે ક્રિયાથી ઇરાનશાહને પરથાવવામાં આવ્યા હતા અને જે ઇરાનશાહને સંજાણથી નવસારીમાં સંવત ૧૪૭૫ (?), યાને આ લેખ લખાયાની આસરે ૩૨ વર્ષ આગમજ ખસેડવામાં આવ્યા હતા. જો આપણે આતશની ઝાળ, જે આ લેખમાં જણાવી છે તે ગણીએ તો તેની સંખ્યા ૧૬૫૯૪ની થાય છે."

## શ્રી ઇરાન તથા હીન્દુસ્તાનનાં આતશબેહેરાંમો.

ઇરાનથી હીન્દુસ્તાનમાં આવ્યા પછીથી આજ સુધીમાં સર્વે મલીને એકંદર આંઠ (૮) આતશબેહેરાંમ પરથવામાં આવ્યા છે, અને ઇરાનની અંદર શેહેનશાહી રાજ અમલમાં જે કયકંઇ આતશબેહેરાંમો પરથાવવામાં આવ્યાં હતાં, તેને બદલે રાજપાટ ફના થયા બાદ હાલમાં ફકત એકજ આતશબેહેરાંમ શ્રી ઇરાન દેશનાં યજદ શેહેરમાં મોજુદ છે. સઘળાં આતશ-બેહેરાંમોની વિગત ટુંકમાં નીચે મુજબ છે:—

૧:—શ્રી ઇરાન દેશના યજદ શેહેરમાં આતશબેહેરાંમ કયારે પરથ-વામાં આવ્યા તે વિષેની માહિતી મળતી નથી. પણ ધારવા મેળે, ઇરાનના પાદશાહ આગા મહમદખાને ઘણુંક લશકર લાવીને કેરમાંન શેહેરને ઘેરી લઇ સર્વે ખાનાખરાબી કીધી તે વખતે ત્યાંનાં આતશબેહેરાંમ પણ ખરાબ કીધા; તે વખતે મુરદેહ-સુઝનાં (૬૧) આતશો, સુરતથી પગ રસ્તે મહુંમ શેઠ નોશેરવાનજી કોયાજીએ મોબેદો પાસે ય. જ. સને ૧૧૬૫ (ઇ. સ. ૧૭૯૫) માં મોકલ્યા હતા.

વળી યઝદ શેહેરને લગતાં પરગણાઓમાં સર્વે મલીને સોળ આતશે-આદર્યાનો છે.

૧:—શ્રી હિન્દુસ્તાનમાં, ઇરાનશાહને નામે જાણીતાં આતશબેહેરાંમ, શ્રી સંજાણ ખાતે[1] રોજ ૯—માહ ૯—સને ૯૦ ય. જ. માં ધારવા મેળે[2] દસ્તુર નેર્યોસંઘ્ર ધવલની આગેવાની હેથળ સ્થાપીત થયા હતા. હાલ ઉદવાદા ખાતે છે.

---

૧:—ઇરાનશાહ નામ ઉપરથી કેટલાકો એમ ધારે છે કે, ઇરાનથી જરથોસ્તી-ઓ નાસી આવ્યા તે વખતે પોતાની સાથે આતશ પણ લેતા આવ્યા હતા, જે હાલમાં ઉદવાડામાં છે, પણ તે એક ભૂલ છે.

૨:—મી૦ શાપુરજી કાવસજી હોડીવાલાની "પાક ઇરાનશાહની તવારીખ" (પા. ૭૦) માં ઉપર, શ્રી ઇરાનશાહને પરથાવનાર, જાણીતા પહેલવી, સંસ્કૃત લેખક વીદ્વાન દસ્તુર નેર્યોસંઘ ધવલ હોઇ ન શકે એમ જણાવવામાં આવ્યું છે.

**નોંધ**:—શ્રી ઇરાનશાહને પરથાવ્યાનો સને કયો એ એક સવાલ છે અને એ માટે હેરફેર મતો આપવામાં આવ્યાં છે જે નીચે જોવાથી માલુમ પડશે.

મી. ચાચાની "ગજસ્તક અબાલીશ" નામની પહેલવી કેતાબનાં પા. ૭૯ માં ઉપર આ પ્રમાણેનું જણાવ્યું છે કે "શ્રી ઇરાનશાહુ આતશબેહેરાંમ રોજ ૯–માહ ૯–સાકે ૭૭૭ (ઇ. સ. ૨૬–૧૨–૮૫૫=૨૨૪ ય. જ.) ને દીને દસ્તુર નેર્યોસંઘ ધવલની આગેવાની હેઠળ શ્રી સંજાણ ખાતે પરથાવવામાં આવ્યા હતા. ત્યાર પછીથી નવસારીમાં એઓને રોજ ૨૯–માહ ૬; સંવત ૧૪૭૫ [ઇ. સને ૨૬–૬–૧૪૧૯(?)] ને દીને લાવવામાં આવ્યા હતા, અને ત્યાર પછીથી રોજ ૬–માહ ૧; સંવત ૧૭૯૮ (ઇ. સને. ૨૮–૧૦–૧૭૪૨) ને દીને નવસારીથી ઉદવાડા લાવવામાં આવ્યા હતા, જ્યાર પછીથી આજ સુધી ત્યાંજ છે."

[**નોંધ**:—"શ્રી ઇરાનશાહને નવસારી લાવ્યાનો સને ડૉ. જીવનજી મોદીએ એક ઠેકાણે ઇ. સ. ૧૫૧૯ જણાવ્યો છે, પણ દસ્તુર હમજીઆર એક વર્ષ આગળ બનેલા બનાવને ૧૦૧ વર્ષ આગળ મેળે એ બનાવાજોગ નથી." જુઓ પાક ઇરાનશાહની તવારીખ પા. ૭૭.]

મોબેદ બેહરાંમ ખુરશેદ કામદીન દસ્તુરનાની "પાવ મેહેલને લગતી ક્રિયાઓ"ની કેતાબમાં (પા. ૬૭ ઉપર) આતશબેહેરાંમ પરથયાનો સને ય. જ. ૯૦ નો જણાવ્યો છે.

વળી મી. શાપુરજી કાવસજી હોડીવાલાની "પાક ઇરાનશાહની તવારીખ"માં નીચલી વિગતો જોવામાં આવે છે.

(પા. ૭૪ તથા ૬૫૬ માં ઉપર) એઓને પરથાવવાનો ઇ. સને ૭૨૧ જણાવ્યો છે, અને (પા. ૭૪ ઉપર) આ પ્રમાણે જણાવ્યું છે કે.........
......માટે ઇ. સ. ૭૨૧ નું સાલ જે દંતકથા પ્રમાણે નક્કી થયલું છે, તે સઘળા સંજોગોને અનુકુળ થઇ પડે છે.*

*એરવદ રૂસ્તમજી જા. દસ્તુરે આતશબેહેરાંમ પરથાવ્યાનો સંવત ૭૭૭ (=ઇ. સને. ૭૨૧) જણાવ્યો છે. (જુઓ કીસ્સે આતશબેહેરાંમે નવસારી પા. ૯૬). વળી સર દીનશાજી પીટીટવાલી દરેમેહેરનાં તા. ૨જી જાનેવારી ૧૮૯૬ વાળાં ટ્રસ્ટડીડમાં આતશબેહેરાંમ પરથાવ્યાનો સને ૯૦ યજદેજરદી યાને ઇ. સ. ૭૨૧ જણાવ્યો છે."

તેમજ શ્રી ઇરાનશાહ આતશબેહેરાંમમાં જે તખ્તી મૂકવામાં આવી છે તેમાં પણ પહેલવહેલાં આતશબેહેરાંમ પરથાવ્યાનો સને ય. જ. ૯૦ છે.

૨ :—નવસારીનાં અંજુમનના આતશબેહેરાંમ, એર્વદ ખુર્શેદજી બાપા દેશાઇનાં વડપણ હેઠળ, રોજ ૧૭–માહ ૨–૧૧૩૫ ય. જ. (તા. ૨–૧૨–૧૭૬૫ ઇ. સને) ને દીને દસ્તુરજી સોરાબજી રૂસ્તમજી મેહેરજી

રાણાની ક્રિયાના વડપણ હેથળ અને દસ્તુરજી રૂસ્તમજી બેહેરાંમજી સંજાણા અને દસ્તુરજી શાપુરજી માણેકજી સંજાણાની મશવરતની મદદ સાથે સ્થાપિત થયા હતા. (પારસી પ્રકાશ વૉ. ૧. પા. ૧૦૧)

૩:—મુંબઇ બહારકોટ મધે શેઠ દાદીભઇ નોશેરવાનજી દાદીશેઠની માલેકીનું પહેલવહેલું કદીમી આતશબેહેરાંમ, રોજ ૧૭–માહ ૧ લો કદીમી, સને ૧૧૫૩ ય. જ. (તા. ૨૯–૯–૧૭૮૩ ઇ. સ.) ને દીને દસ્તુરજી મુલ્લાં કાઉશ રૂસ્તમ જલાલની ક્રિયાની આગેવાની હેઠળ સ્થાપિત થયા હતા.

૪:—સુરત મધે દાદાભાઇ નશરવાનજી મોદીનાં શેહેનશાહી આતશબેહેરાંમ રોજ ૧૭–માહ ૨–સને ૧૧૯૩ ય. જ. (તા. ૧૯–૧૧–૧૮૨૩ ઈ. સ.) ને દીને દસ્તુરજી એદલજી દારબજી સંજાણાની ક્રિયાની આગેવાની હેથળ સ્થાપિત થયા હતા.

૫:—સુરત મધે શેઠ પેસ્તનજી કાલાભઇ વકીલનાં કદીમી આતશબેહેરામ રોજ ૧૭–માહ ૪ કદીમી, સને ૧૧૯૩ ય. જ. (તા.૫–૧૨–૧૮૨૩ ઇ. સ.)ને દીને દસ્તુરજી સોહરાબજી રૂસ્તમજી કુમાનાની ક્રિયાની આગેવાની હેથળ પરઠાયા હતા.

૬:—મુંબઇ, ધોબીતલાવ મધે શેઠ હોરમસજી બેહુમનજી વાડીઆજીના શેહેનશાહી આતશબેહેરાંમ રોજ ૧૭–માહ ૨–૧૨૦૦ ય. જ. (તા. ૧૭–૧૧–૧૮૩૦ ઇ. સ.)ને દીને દસ્તુરજી એદલજી દારબજી સંજાણાની ક્રિયાની આગેવાની હેથળ પરઠાયા હતા.

૭:—મુંબઇ, કરેલવાડી મધે, મહુંમ શેઠ કાવસજી બેહેરામજી બનાજી તથા બાઇ જાઇજી બનાજીની નૈયતે કદીમી આતશબેહેરાંમ, રોજ ૧૭–માહ ૪ કદીમી–સને ૧૨૧૫ ય. જ. (તા. ૧૩–૧૨–૧૮૪૫ ઇ. સ.) ને દીને, શેઠો ફરામજી, ખુરશેદજી તથા રૂસ્તમજી કાવસજી બનાજી અને દાદાભઇ રૂસ્તમજી બનાજીએ, દસ્તુરજી જમશેદજી એદલજી જામાસ્પ આશાનાની ક્રિયાની આગેવાની અને દસ્તુર બેજનજી રૂ. માકીહતાનાની મશવરતની મદદ સાથે સ્થાપીઆ હતા.

૮:—મુંબઇ, ધોબીતળાવ ખાતે અંજુમનનાં શેહેનશાહી આતશબેહેરાંમ, રોજ ૩–માહ ૨–સને ૧૨૬૭ ય. જ. (તા. ૧૭–૧૦–૧૮૯૭ ઇ. સ.) ને દીને, દસ્તુરજી જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પ આશાનાની આગેવાની હેથળ પરઠાયા હતા.

(જુઓ મોબેદ બે. ખુ. કામદીન દસ્તુરની "પાવમેહેલને લગતી ક્રિયાઓ" પા. ૯૮ તથા મી. ચાચાની "ગજસ્તક અબાલીશ"; "પાક ઇરાનશાહની તવારીખ" વિગેરે કેતાબો.)

## આતશબેહેરામ પરથાવતી વખતે આતશો ચુંટવાની ક્રિયા.

આ પવિત્ર ક્રિયામાં નીચલી ૧૬ જાતના આતશો લેવામાં આવે છે.

૧. નસાનો યાને મુડદું બાળેલો આતશ.
૨. રંગરેજનો આતશ.
૩. હમામખાનાનો આતશ.
૪. કુજેગરનો યાને માટીનાં વાસણ બનાવનાર કુંભારનો.
૫. ખેશ્તેકાર યાને ઇતરડી બનાવનારનો આતશ.
૬. કંસારાનો તથા ખુદાને યાદ કરનારા ફકીરની ધુંઇનો આતશ.
૭. જરગર યાને સોનીને ત્યાંનો આતશ.
૮. ટંકશાળનો આતશ.
૯. લુહારનો આતશ.
૧૦. હથીઆર બનાવવાનાં કારખાનાનો આતશ.
૧૧. તનદુર યાને ભઠીઆરાની ભઠ્ઠીનો આતશ.
૧૨. કલાલખાનાંનો યાને દારૂ ગાળે તેની ભઠ્ઠીનો તથા બુતપરસ્તોનો યાને દેહરાંના પુંજારીનો આતશ.
૧૩. લશ્કરની છાવણીનો આતશ.
૧૪. પાસબાનનો યાને ગોવાળીઆનો આતશ.
૧૫. કુદરતી વિજળીનો આતશ અને
૧૬. દીનદાર માજદયસ્ની જરથોશ્તીને ઘરનો આતશ.

(વળી જુઓ આ કેતાબના પાના ૨૪૦-૨૪૧).

આ આતશો ચુંટવાની, તેઓને પવિત્ર કરી ઇજવાની બાબદ જેટલી લાંબી તેટલીજ ગુંચવાડા ભરી છે. એટલા માટે આતશબેહેરામ પરથાવતી વખતે કાબેલ અને ફાજેલ દસ્તુર દાવરો વચ્ચે કોઇક નાની ક્રિયાઓ માટે મતફેર પડેલો જોવામાં આવે છે, જોકે બીજી સઘળી મોટી ક્રિયાઓ તો એક સરખીજ કરવામાં આવે છે. દસ્તુરજી મીનોચેહેરજી જામાસજી જામાસ્પ આશાના, આતશબેહેરામ પરથાવાની ક્રિયાની બાબદ ઉપર લખતાં લખે છે કે મુંબઇ અને આજુબાજુનાં બીજાં આતશબેહેરામો પરથાવતી વખતે તેઓની ઉડાણની ક્રિયા કામોમાં કાંઇને કાંઇ ફરક પડેલો જોવામાં આવે છે. એવું એકપણ આતશબેહેરામ નથી કે જે પરથાવતી વખતે એકજ સરખી બધી ક્રિયા થઇ હોય.

ઉપર જણાવેલા સોળ આતશો ચુંટી તેઓને ચોકખા કરી, ઇજીને, તે સોળ આતશોનો એક આતશ બનાવવામાં આવે છે. જેને પણ સેવટે ઇજીને, એક ઇજાયલી જગ્યાએ (યાને આતશબેહેરામનાં ગુંમ્બજમાં) લઇ જઇ તખ્તનશીન કરવામાં આવે છે. આ ચોપડીમાં આતશબેહેરામ પરથાવવાની ક્રિયાને તેનાં નીચલા સાત ભાગોમાં વેહેંચી નાખી છે. જે અકેક પછી અકેક આગળ ચાલતાં સમજાવવામાં આવશે.

ભાગ પહેલો:—૧૬ આતશો ચુંટવાની વિગત.
,, બીજો:— ,, ,, ને ચોકખા કરવાની ક્રિયા.
,, ત્રીજો:— ,, ,, ,, ઇજવાની ક્રિયા.
,, ચોથો:— ,, ,, ,, એકઠા કરી એકત્ર કરવાની વિગત.
,, પાંચમો:—આ એકત્ર કીધેલા એખલા એક આતશને ઇજવાની ક્રિયા.
,, છઠ્ઠો:—આતશબેહેરાંમનો ગુમ્બજ ઇજવાની ક્રિયા.
,, સાતમો:—આતશને તખ્તનશીન કરવાની ક્રિયા.

## ભાગ પહેલો[1] (૧૬ આતશો ચુંટવાની વિગત.)

પહેલી જાતનો યાને મુડદું બાળેલા આતશ ચુંટવાની વિગત :—

જે હીંદુનું મુડદું બલતું હોય ત્યાં જઈ તેઓ પાસે આતશ માંગવો.[2] જો તેઓ પોતાને હાથ આપે તો ઠીક, નહિ તો મુડદું બળી રહ્યા પછી જે આતશ રહે તેમાંથી કોઇ જુદ્દીન પાસે થોડા આતશ મંગાવવા. પણ જો તે જુદ્દીન પણ આ કામ કરવા ના પાડે તો બે બેહેદીન મરદ કુસ્તી પાદીઆબ કરી, પએવંદ ધરી, સરોશની બાજ "અપહે" સુધી લઈ, હાથમાં એક સુરાખદાર ચમચ પકડી તેની ઉપર સુખડનો ભુકો, લોબાંન, રૂ, વિગેરે જે સહેલાઇથી સલગી ઉઠે એવી ચીજો મૂકી પેલા આતશ આગળ જઇ તેની ઉપર આશરે અર્ધો ગજ જેટલી ઉંચાઇએથી પકડે અને તે ચમચ આતશને નાહ લાગે તેની તકેદારી રાખી પેલા નીચેના આતશની ગરમીથી ચમચની ઉપરનો ભુકો સલગવા માંડે કે તરત તેને એક સુકી જગ્યાએ લઇ જઇ મૂકે. બન્ને બેહુદીન મરદો ત્યારપછી "નેમસ્ચા યા આર્મઇતિશ્ ઇજાચા"થી બાજ મૂકી રીમન નહાન નાહી પવિત્ર થાય.

---

૧. આ ક્રિયા "તમામ અસ્તા" (વૉ. ૨, પા. ૨૧૩-૪૪) નામની દાદાભાઇ કાવસજીની કેતાબમાંથી લીધી છે, કે જે કેતાબ મહુમ દસ્તુર એરચજી શો. મેહેરજીરાણાએ લખેલી ધારવામાં આવે છે. વળી જુઓ મી. ચાચાની "ગજસ્તક અબાલીશ" નામની પહેલવી કેતાબમાં સમાયલી અંગ્રેજી નોંધો—પા. ૮૧.

દસ્તુર એરચજીએ નવસારીમાં જરથોસ્તી અંજુમનનાં આતશબેહેરાંમ જે મહુમ દેશાઇજી ખુરશેદજી તેહમુલજીની સરદારી હેઠળ, ભગરસાથ મોબેદોએ પરથાવ્યા હતા, તે વિગત પ્રમાણેની લખેલી લાગે છે, કે જે રીતી શમસુલ ઓલ્મા સર જીવનજી જ. મોદીએ પણ પોતાની "The Religious Ceremonies and Customs of the Parsees" નામની કેતાબમાં લીધી છે.

૨. દસ્તુર મીનોચેહરજી આગળ જણાવેલી કેતાબમાં લખે છે કે જો બ્રાહમણનું મુડદું બાલ્યું હોય તેનો આતશ લીધેલો સારો.

બીજા જરથોશ્તીઓ જ્યાં પેલો આતશ મૂકયો છે તેની પાસે આશરે અર્ધો ગજના અંતરે, સુખડ, લોબાંન વિગેરેનો ભુકો મૂકીને ૯૧) ઢગલીઓ બનાવે, તે એવી રીતે કે પહેલી ઢગલી તરફથી બીજી ઢગલીઓ તરફ કોઇપણ દીશાનો પવન ફુંકતો હોય. કારણ કે તેમ થવાથી પહેલી ઢગલીના આતશની ઝાલ બીજી ઢગલીમાં મૂકેલા સુખડ, લોબાંન વિગેરેના ભુકાને સલગાવે છે અને તેજ પ્રમાણે ૯૧) ઢગલીઓ અકેક પછી સલગે છે. જ્યારે ૯૧) મી છેલ્લી ઢગલી સલગે ત્યારે તેને ખુબ રોશન કરે અને બાકીની ઢગલીઓના આતશને ઠંડા પડવા દે. હવે આ આતશ ઉપર બીજી ક્રિયાઓ કરી શકાય. અહીં પહેલી જાતના આતશને ચુંટવાની વિગત તમામ થઇ. (ત્યાર પછીથી આતશ ચોકખા કરવા માટે જુઓ ભાગ બીજો.)

આજ પ્રમાણે બીજા ૧૫) આતશો ચુંટવામાં આવે છે. ફરક માત્ર નીચલી ત્રણ ચીજોનો છે :—

૧) લું—જ્યારે પહેલી જાતના આતશ (મુડદાં બાળેલો) ચુંટતી વેળા ૯૧) ઢગલીઓ બનાવવામાં આવે છે ત્યારે આ આતશોમાં તેનાંથી ઓછી ઢગલીઓ બનાવવામાં આવે છે. આ માટે પાનાં ૨૪૦-૨૪૧ ઉપર કોઠો આપવામાં આવ્યો છે જેમાંથી તુરત સઘળું જણાઇ આવશે. દાખલા તરીકે રંગરેજનો આતશ. એ આતશ ચુંટતી વેળા ૮૦) ઢગલીઓ બનાવવામાં આવે છે.

૨) જું—પહેલા આતશને ચુંટી રહેવા પછી બહેદીન મરદોને રીમન નહાન નહાવું પડે છે જ્યારે બીજા બધી જાતના આતશો ચુંટી રહ્યા પછી રીમન નહાન નહાવાની કાંઇપણ જરૂર રહેતી નથી. કારણ કે આતશથી મુડદું બલ્યું છે માટે તે સાધારણ રીતે કહેતાં રીમન થયલો ગણાય છે જ્યારે બીજા આતશો ચોકખા ગણાય છે.

૩) જું—જ્યારે પહેલી જાતના આતશને ચુંટવામાં આવે છે ત્યારે તેની ઉપર બે બહેદીન મરદો સુરાખદાર ચમચ પકડી પેલા આતશની ગરમીથી ચમચ ઉપરનો ભુકો સલગાવી પછી તેને રોશન કરી ૯૧) ઢગલીઓમાંથી પસાર કરવામાં આવે છે. જ્યારે આ બીજા ૧૫) આતશો ચુંટતી વખતે તેમ કરવામાં આવતું નથી, પણ બહેદીન યા મોબેદ કોઇપણ જણ તે આતશ ચમચે કરી બહાર લાવી શકે છે અને પછી જેટલી ઢગલીઓ બનાવવી હોય તેટલી ઢગલીઓ બનાવવામાં આવે છે.

સોળમી જાતનો યાને જરથોશ્તીનાં ઘરનો આતશ ચુટવાની વિગત :— આ આતશ ચુંટતી વેળા, એની સાથે બીજા આતશો ઉમેરવા પડે છે. એક માજદયસ્ની જરથોસ્તી, ધર્મગુરૂ વર્ગના હોય યાતો બહેદીન વર્ગના હોય એટલે બન્ને બાજુના આતશ લેવા ઘટે છે. વળી પાછું ધર્મગુરૂ વર્ગમાં એક તો દસ્તુર વર્ગ હોય અને બીજો તો મોબેદી ધંધો

કરનારો યોઝદાથ્રેગર વર્ગ હોય. એટલે ધર્મગુરૂ વર્ગનો આતશ લેતી વેળા, બન્ને ઘરના આતશ લેવા ઘટે છે. અને ત્યારપછી દસ્તુરજી સાહેબના ઘરના આતશમાં, મોબેદ સાહેબના ઘરનો આતશ ઉમેરી તેમાં બહેદીન સાહેબને ત્યાંના આતશ ઉમેરી, એક આતશ (ક) બનાવવામાં આવે છે. પણ વળી પાછું ઘરનો આતશ ચુંટતી વખતે બે જાતના આતશ લેવા ઘટે છે. આગલના વખતમાં બે રીતે આતશ પાડવામાં આવતા હતા. (અ) એક તો ચકમકના પથ્થરો ઘસીને અને (બ) બીજું તો બે સુક્કાં લાકડાં ઘસીને અને આ બન્ને જાતના આતશોને ધર્મગુરૂ તથા બહેદીનનાં ઘરનાં આતશ સાથે મેળવવામાં આવે છે.

પહેલાં ઘરનો આતશ યાને કે ધર્મગુરૂને ત્યાંનો તથા બહેદીનને ત્યાંનો સાથે મેળવેલો આતશ (ક) લઇ તેને ૪૦ ઢગલીઓમાંથી આગળ જણાવ્યા પ્રમાણે પસાર કરવો પડે છે. આવી રીતે ચુંટેલા છેલ્લા આતશમાં, ઉપર જણાવેલી ઘસાડાની રીતથી પાડેલા બન્ને આતશો (અ+બ) ઉમેરવા અને ત્યારપછી એકઠા કીધેલા આતશ (અ+બ+ક) ને ૧૪૪ ઢગલીઓમાંથી આગળ જણાવ્યા પ્રમાણે પસાર કરવામાં આવે છે. ત્યારપછી છેલ્લી યાને ૧૪૪ મી ઢગલીનો આતશ લઇ તેને રોશન કરવામાં આવે છે. જ્યારે બાકીની ઢગલીઓનાં આતશોને ઠંડા પડવા દેવામાં આવે છે.

## ભાગ ૨ જો.

### (૧૬ આતશોને ચોકખા કરવાની ક્રિયા.)

વંદીદાદને આધારે :—ઉપર પ્રમાણે આતશો એકઠા કરી મોબેદોને સોંપવામાં આવે છે, જેઓ તે આતશોને ચોકખા કરીને દેજે છે. આગળ લખવા પ્રમાણે પહેલો આતશ જ્યારે ૯૧ માં ઢગલી વેર સલગતો સલગતો આવે ત્યારે બે મોબેદ સાહેબો કુસ્તી પાદીઆબ કરી, પએવંદ પકડીને સરોશની બાજ "અપહે" સુધી ભણે અને જેમ બરેશ્નૂમ આપતી વખતે દસ્તુરી ભણે છે તે પ્રમાણે દસ્તુરી ભણે, ત્યારપછી તેઓ આતશ ચોકખા કરવા જાય. વંદીદાદમાં એક નસો યાને મુડદું બાળતા આતશને કેવી તરતીબથી પાવ કરવો તેની વીગત પર્ગર્દ ૮ માં આવી છે જે નીચે જણાવ્યા પ્રમાણે છે.

(૧) પહેલાં તો પેલી મુરદાર વસ્તુ જે બળે છે, તેને ખસાડવી જોઇએ કે જેથી તે વસ્તુ વધારે બળતી અટકે.

(૨) ત્યારપછીથી હાથમાં એક સુરાખદાર ચમચ લઇ તેની ઉપર સુખડ લોબાન વિગેરેનો ભુકો મૂકી પેલા આતશ ઉપર તેને ચમચ નહિ લાગે એવી રીતે પકડે કે જેથી ચમચ ઉપર મૂકેલો સુખડનો ભુકો

સલગી ઉઠે. ત્યારપછીથી આ નવા સલગેલા આતશને પેલા આતશથી એક 'વીતસ્તી' યાને ૧૦ ઇંચને તફાવટે મૂકે અને આગળા આતશને પોતાની મેળે બુજાવા દે.

(૩) આવી રીતે સલગાવેલા આતશની ઉપર સુખડ વિગેરે મૂકે. ત્યારપછી ઉપરલીજ રીત પ્રમાણે સુરાખદાર ચમચ પકડીને બીજો નવો આતશ બનાવે તેને પેલા આગળા આતશથી ૧૦ ઇંચના અંતરે મૂકી તેની ઉપર સુખડ, લોબાંન વિગેરે મૂકે અને આગળા આતશને થંડો પડવા દે.

(૪) આવી રીતે ૯ વખત ઉપલી તરતીબથી ક્રિયા કરે. (વંદીદાદમાં જણાવેલી બરૅશ્નૂમની ક્રિયામાં પણ એક માણસને ૯ પહાડયાં, જે અમુક અંતરે મૂકેલાં હોય છે તેની ઉપર જુદી જુદી ક્રિયા કરવી પડે છે. પછીજ તે પાક થાય છે. તે પ્રમાણે આતશને પણ ૯ વખત ઉપર પ્રમાણેની ઢગલીમાંથી યા ખાડામાંથી પસાર કરવામાં આવે છે ત્યારેજ તે આતશ ચોકખો થયલો કહેવાય છે.)

હાલમાં કરવામાં આવતી ક્રિયા રેવાયતનાં આધારે :--હાલમાં થતી ક્રિયા થોડાક તફાવત સિવાય વંદીદાદમાં જણાવ્યા પ્રમાણેજ કરવામાં આવે છે. આગળ લખ્યું છે તેમ, બે મોબેદ સાહેબો કુસ્તી-પાદીઆબ કરી, સરોશની બાજ "અપંદ" સુધી ભણી, હસ્તુરી ભણે અને પેલી ૯૧ મી ઢગલી આગળ આવી તેની ઉપર એક સુરાખદાર ચમચ કે જેની ઉપર સુખડ લોબાંન વિગેરેનો ભુકો મૂકવામાં આવ્યો છે તે ચમચ આતશને નહિ લાગે તેવી રીતે અર્ધો ગજ ઉંચેથી પકડે. નીચેના આતશની ગરમીથી ચમચ ઉપરનો ભુકો સલગવા બાદ તે આતશને એકજ ચોકખી જગ્યાએ મૂકી તેની ઉપર સુખડ કાઠી વિગેરે મૂકી રોશન કરવો. ત્યારપછીથી ૯૧ ખાડા ખોદી તેની અંદર તુર્ત સલગી ઉઠે તેમ સુખડ, લોબાન, રૂ, વિગેરે મૂકે અને ઉપર જણાવેલા આતશને પહેલા ખાડામાં મૂકે. તેની ઉપર આગળ લખ્યા પ્રમાણે સુરાખદાર ચમચ પકડી તેની ગરમીથી બીજો આતશ બનાવે તેને બીજા ખાડામાં મૂકે, અને પહેલા તેમજ બીજા ખાડાને સુખડના કટકા યાતો સુતરથી પએવંદ લગાડે. ત્યારપછીથી પહેલા ખાડાનાં આતશને પોતાની મેળે થંડો પડવા દે અને આગળ જણાવ્યા પ્રમાણે ફરી પાછી ચમચ બીજા ખાડામાં મૂકેલા આતશ ઉપર પકડી જે નવો આતશ બનાવે તેને ત્રીજા ખાડામાં મૂકી, આગળનીજ માફક પએવંદ લગાડે. આ પ્રમાણે ૯૧ માં ખાડામાં આતશ મૂકે ત્યાં સુધી ક્રિયા કરે અને સેવટે ૯૧ માં ખાડાનો આતશ લઇ આફરગાન્યામાં મૂકી દરેમેહેરમાં લઇ જઇ મોબેદોને ઇજવાને માટે આપવો. આતશ ઇજવા માટે જુઓ ભાગ ત્રીજો.

(આ ક્રિયાઓ કરવા માટે વિશાળ જગ્યા જોઇએ છે પણ તેવી જગ્યા જો નહિ મળે તો થોડાંક આફ્રરગાંન્યાં લઇ ઉપર પ્રમાણે ક્રિયા કરવી. ૯૧ આફ્રરગાંન્યાંની ખાસ જરૂર નથી. થોડાંક આફ્રરગાંન્યાં લઇ ૯૧ વખત એકેક પછી ક્રિયા કરી શકાય એમ છે.)

આ ઉપર લખેલી ક્રિયા પહેલી જાતના યાને મુડદું બાળેલા આતશને ચોકખા કરવાની બાબદ માટે છે. આજ પ્રમાણે બીજા આતશોની પણ ક્રિયા કરવી. ફરક માત્ર ખાડાઓની સંખ્યાઓનો છે જેનો ખુલાસો પાના ૨૪૦–૨૪૧ પર આપેલા કોઠામાંથી માલમ પડશે. જેટલી ઢગલીઓ આતશ ચુંટતી વખતે કરવામાં આવે છે તેટલા ખાડાઓ આતશને ચોકખા કરતી વખતે ખોદવામાં આવે છે, એ ધ્યાનમાં રાખવું.

## ભાગ ત્રીજો.

(૧૬ આતશોને ઇજવાની યાને પવિત્ર કરવાની ક્રિયા.)

પહેલી જાતના આતશને ઇજવાની ક્રિયા:—

આગળ લખેલી ક્રિયા પ્રમાણે આતશને ચુંટી ચોકખા કરે અને ત્યાર પછીથી દરેમેહેરમાં લાવી મોબેદોને આપે. બે મોબેદો કે જેઓ બરશ્નૂમનાં ધણી હોવા જોઇએ તેઓ પેલા આતશના આફ્રરગાંન્યાંમાંથી, એક બીજા આફ્રરગાંન્યાંમાં થોડાક આતશ કાઢે અને તેની ઉપર એક યજશ્ને અને એક વંદીદાદ દાદાર અહુરમજદની ક્ષ્નૂમનથી ઇજે. ત્યાર પછીથી આ વંદીદાદ અને યજશ્નેથી ઇજાયલા આતશને એક બીજા જુદા આફ્રરગાંન્યાંમાં મૂકી તેને ચાલુ રોશન રાખે.

હવે પેલા નસાથી ચોકખો કીધેલો આતશ કે જેને પણ રોશન રાખવામાં આવ્યો છે તેમાંથી બીજે દહાડે વળી પાછા થોડાક આતશ કાઢીને આગળે દિવસની માફક દાદાર અહુરમજદની ક્ષ્નૂમનથી એક યજશ્ને અને એક વંદીદાદ તેની ઉપર ઇજે, અને આ ઇજાયલા આતશને આગળ ઇજેલા આતશનાં આફ્રરગાંન્યાંમાં સાથ મૂકી ભેળી નાખે અને કાઠી વિગેરે મૂકી ચાલુ સલગતો રાખે.

આજ પ્રમાણે ત્રીજે દિવસે ક્રિયા કરીને ત્રીજી વખત ઉપલીજ ક્ષ્નૂમનથી પેલા નસાથી પરહેજ કીધેલા આતશના એક ભાગને છૂટો કાઢીને ઇજે અને પેલા ઇજેલા આતશનાં આફ્રરગાંન્યાંમાં, ત્રીજી વખત ઇજેલો આતશ મૂકે.

આ પ્રમાણે દાદાર અહુરમજદની ક્ષ્નૂમનથી સવારે અને રાત્રે ત્રણ યજશ્ને અને ત્રણ વંદીદાદ, ત્રણ દિવસ સુધી ઇજવાના ચાલુ રાખે.

ત્યાર પછી ઉપર જણાવ્યા પ્રમાણે, હોરમજદ રોજથી અનેરાંન રોજ યાને ૩૦ દિવસ સુધી, પેલા ઇજ્યા વગરનાં ચોકખા આતશમાંથી

થોડો થોડો ભાગ લઇ, તેની ઉપર હરરોજ એક યજશ્ને વંહીદાદ ઇજે. તે એવી રીતે કે હોરમજ્દ રોજે હોરમજ્દ રોજની ક્ષ્નૂમનથી, બહુમન રોજે બહુમન રોજની ક્ષ્નૂમનથી .......... અનેરાંન રોજે અનેરાંન રોજની ક્ષ્નૂમનથી, એવી રીતે ક્રિયા કરી, પેલા ઇજાયલા આતશનાં આફ્રગાં-ન્યાંમાં તે આતશ ભેળતા જાય.

ઉપર જણાવ્યા પ્રમાણે વળી પાછું, અનેરાંન રોજ પૂરો થયા પછી, બીજી વખત હોરમજદ રોજથી અનેરાંન રોજ સુધી યજશ્ને તથા વંહીદાદ કરવો.

અને ત્રીજી વખત પણ ઉપર જણાવ્યા પ્રમાણે યજશ્ને વંહીદાદ કરવો. પણ અહીં હોરમજદ રોજથી જમ્યાદ રોજ સુધી યજશ્ને વંહીદાદ કરી અટકવું. યાને કે ૨૮ યજશ્ને તથા ૨૮ વંહીદાદ ત્રીજી વખત ઇજવા.

ઉપર જણાવેલી ક્રિયાનો નીચે ટુંકમાં ખોલાસો આપ્યો છે :—

| | |
|---|---|
| પહેલા ત્રણ દિવસ દાદાર હોરમજ્દની ક્ષ્નૂમનથી યજશ્ને વંહીદાદ... | ૩. |
| બીજા ત્રીસ દિવસ હોરમજ્દથી અનેરાંન રોજ સુધી યજશ્ને વંહીદાદ ... ... ... ... ... ... | ૩૦. |
| વળી બીજા ત્રીસ દિવસ, હોરમજ્દથી અનેરાંન રોજ સુધી યજશ્ને વંહીદાદ ... ... ... ... ... | ૩૦. |
| અને સેવટે, અઠાવીસ દિવસ, હોરમજ્દથી જમ્યાદ રોજ સુધી યજશ્ને વંહીદાદ ... ... ... ... | ૨૮ |
| કુલ્લે યજશ્ને તથા વંહીદાદની સંખ્યા | ૯૧. |

હવે આ યજશ્ને તથા વંહીદાદ કરવાની ક્રિયામાં બે મોબેદ સાહેબો રોકાય છે. અને તેઓ એકલા જો ફક્ત ઉપલી ક્રિયા કરવા માંગે તો ૯૧ દિવસ ફક્ત પહેલાજ આતશને ઇજવાના થાય. માટે મોબેદની એક જોડ કરતાં વધુ જોડ રોકવામાં આવે તો થોડા દિવસમાં જલદીથી કામ પૂરૂં કરી શકાય. જો એક કરતાં વધારે જોડ મોબેદની હોય તો તેઓએ હરરોજ જુદા જુદા ફરેસ્તાઓની ક્ષ્નૂમનથી યજશ્ને તથા વંહીદાદ ઇજવો. મોબેદોની વધારે જોડ હોય તો પછી હરરોજનાં રોજ પ્રમાણે યજશ્ને વંદાદાદ ઇજવાની જરૂર રહેતી નથી. કારણ કે બધું મળી આગળ લખ્યા પ્રમાણે ૯૧ વખત વંહીદાદ તથા યજશ્ને ઇજવાનીજ આપણને જરૂર છે. અહીં પણ જોઇશું તો માલમ પડશે કે જેટલી વખત આતશ ચુંટવામાં આવે છે, તેટલા ખાડા ખોદી, આતશ ચોકખો કરવામા આવે છે, અને તેટલીજ યજશ્ને વંહીદાદ કરી આતશને ઇજવામાં આવે છે.

ત્યાર પછી ૯૧ ઇજેલા આતશને એકત્ર કરી એક જુદાં આફ્રગાંન્યાંમાં મૂકી, તેની ઉપર નિશાની દાખલ જે જાતનો આતશ ઇજ્યો

હોય તેનું નામ પાડે અને હર વખત સુખડ કાઠી વિગેરે મૂકીને રોશન રાખે.

આવીજ રીતે બીજા ૧૫ આતશોની ઇજવાની ક્રિયા કરે. તફાવત માત્ર નીચલી ચીજોનો છે:--

૧૫ આતશોને ઇજવાની ક્રિયા :—

(૧) લું. હરેક આતશને ઇજતી વખતે અમુક સંખ્યામાંજ યજશ્ને વંદીદાદ ઇજવામાં આવે છે. ૧૬ આતશો ઇજતી વખતે યજશ્ને વંદીદાદની સંખ્યામાં મોટે ભાગે ઘણો ફેર પડે છે. દાખલા તરીકે બીજી, ત્રીજી, ચોથી, ...........વિગેરે જાતનાં આતશો ઇજતી વખતે ૮૦, ૭૦, ૬૧,.................એમ યજશ્ને તથા વંદીદાદ કરવામાં આવે છે. કે જે સંખ્યા આતશને ચુંટતી વેળા તેમજ ચોકખા કરતી વખતે જે ખાડા ખોદવામાં આવે છે તેને મલતી આવે છે.

(૨) જું હરેક જુદા જુદા આતશોને ઇજતી વેળા, યજશ્ને વંદીદાદ જે ફરેસ્તાઓની ક્ષ્નૂમનથી કરવામાં આવે છે તેમાં ફરક પડે છે. દાખલા તરીકે પહેલી જાતના આતશને ઇજતી વખતે, ત્રણ યજશ્ને વંદીદાદ દાદાર અહુરમજદને નામે કરવામાં આવે છે. જ્યારે બીજી જાતના યાને રંગરેજના આતશને ઇજતી વેળા ત્રણ યજશ્ને વંદીદાદ બેહેમન અમૅષાસ્પંદની ક્ષ્નૂમનથી કરવામાં આવે છે. ત્યાર પછીથી હોરમજદ રોજથી અનેરાંન રોજ સુધી ૩૦ યજશ્ને વંદીદાદ અને પાછું હોરમજદ રોજથી અનેરાંન રોજ સુધી ૩૦ યજશ્ને વંદીદાદ કરીને, હોરમજદ રોજથી સરોશ રોજ સુધી ૧૭ યજશ્ને વંદીદાદ મળીને કુલ્લે ૩+૩૦+૩૦+૧૭=૮૦ યજશ્ને તથા વંદીદાદ કરવામાં આવે છે. તેનીજ રીતે ત્રીજી જાતના આતશને ઇજતી વખતે ત્રણ યજશ્ને તથા વંદીદાદ ત્રીજા ફરેસ્તા અર્દીબેહેશ્ત અમૅષાસ્પંદની ક્ષ્નૂમનથી ઇજવા, અને આવી રીતે પાછળ (પાનાં ૨૪૦-૨૪૧) ઉપર આપેલા કોઠામાં જણાવ્યા પ્રમાણે બીજા આતશોને ઇજતી વખતે ત્યાં જણાવેલી સંખ્યા પ્રમાણે યજશ્ને તથા વંદીદાદની ક્રિયા કરવી.

આવી રીતે તે ૧૬ આતશો જો દરરોજ લાવવાને બની આવે તો તે આતશો દરરોજ (આગળ લખ્યા પ્રમાણેની તરતીબથી) નવા લાવતા જાય અને તેની ક્રિયા સાથે યજશ્ને વંદીદાદ કર્યા જાય અને તેમ દરરોજ લાવવાને નહિ બને તો એક વખત લાવીને તેમાંથી થોડા થોડા લઇને તે ઉપર યજશ્ને, વંદીદાદ કર્યા જાય, એમ દીનનું ફરમાન છે.

(જુઓ વસ્તાએ યશતે વાજહા, પાનું ૨૧૬.)

# પાક આતશબહેરામ પાદશાહ સાહેબને પરઠાવતી વખતે જે ૧૬ જાતનાં આતશો લેવામાં આવે છે, તેને ચુંટવાની, ચોકખા કરવાની તથા ઈજવાની ક્રિયા કરવાની સંખ્યાનો કોઠો.

| આતશોની જાત. | આતશોને (૧) ચુંટવા (૨) ચોકખા કરવા તથા (૩) ઈજવાની સંખ્યા. | પહેલા ત્રણ દિવસ અને ત્રણ રાત જે ફરેસ્તાઓની ક્ષનુમનથી ત્રણ ય.-વંદી* કરવામાં આવે છે, તે ફરેસ્તાઓનાં નામો. | બાકી રહેલી યજશ્ન તથા વંદીદાદની સંખ્યા. આ સાથે પહેલા ત્રણ દિવસ તથા ત્રણ રાત યજ.-વંદી.* કરવામાં આવે છે, તે મલીને કુલ્લે યજશ્ને તથા વંદીદાદની સંખ્યા આપવામાં આવી છે. (ખાણું બીજાંની સંખ્યા સાથે સરખાવો) |
|---|---|---|---|
| ૧ નસાનો યાને મુડદું બાલતો આતશ | ૯૧ | અહુરમજ્દ | પહેલા ત્રણ દિવસ, દાદાર અહુરમજ્દની ક્ષનુમનથી યજ.-વંદી. ૩+બે વખત હોરમજ્દથી અનેરાંન રોજ સુધી **ત્રીસ** યજ.-વંદી. ૬૦ (૩૦×૨=૬૦)+ હોરમજ્દથી જમ્યાદ રોજ સુધી **અઠ્ઠાવીસ** યજ.-વંદી. ૨૮. કુલ્લે **યજ.-વંદી. ૯૧.** |
| ૨ રંગરેજનો યાને કપડાં રંગનારની દેગ નીચેનો આતશ | ૮૦ | બહેમન | પહેલા ત્રણ દિવસ, બહેમન રોજની ક્ષનુમનથી યજ.-વંદી. ૩+**બે** વખત હોરમજ્દથી અનેરાંન રોજ સુધી **ત્રીસ** યજ.-વંદી. ૬૦+હોરમજ્દથી સરોશ રોજ સુધી **સત્તર** યજ.-વંદી. ૧૭. કુલ્લે **યજ.-વંદી. ૮૦.** |
| ૩ હમામખાનાનો યાને રાજા તથા હાકેમના ઘરનો આતશ | ૭૦ | અર્દીબેહેસ્ત | પહેલા ત્રણ દિવસ, અર્દીબેહેસ્ત રોજની ક્ષનુમનથી યજ.-વંદી. ૩+બે **વખત** હોરમજ્દથી અનેરાંન રોજ સુધી **ત્રીસ** યજ.-વંદી. ૬૦+ હોરમજ્દથી અમરદાદ રોજ સુધી સાત યજ.-વંદી. ૭. કુલ્લે **યજ.-વંદી. ૭૦.** |
| ૪ કુજેગર યાને કુંભાર જે માટીના વાસણો બનાવે છે તેને ત્યાંનો આતશ | ૬૧ | શહેરેવર | પહેલા ત્રણ દિવસ, શહેરેવર રોજની ક્ષનુમનથી યજ.-વંદી. ૩+**એક વખત** હોરમજ્દથી અનેરાંન રોજ સુધી **ત્રીસ** યજ.-વંદી. ૩૦ (૩૦×૧=૩૦)+ હોરમજ્દથી જમ્યાદ રોજ સુધી અઠ્ઠાવીસ યજ.-વંદી. ૨૮. કુલ્લે **યજ.-વંદી. ૬૧.** |
| ૫ ખેસ્તકાર યાને ઇંતરદી બનાવે છે તેની ભઠ્ઠીનો આતશ | ૭૫ | સ્પેન્દારમદ | પહેલા ત્રણ દિવસ સ્પેન્દારમદ રોજની ક્ષનુમનથી યજ.-વંદી. ૩+**બે વખત** હોરમજ્દથી અનેરાંન રોજ સુધી **ત્રીસ** યજ.-વંદી. ૬૦+ હોરમજ્દથી મોહોર રોજ સુધી **બાર** યજ.-વંદી. ૧૨. કુલ્લે **યજ.-વંદી. ૭૫.** |
| ૬ ખોદાને યાદ કરનારા ફકીરની ધુંઇનો તથા કંસારાનો આતશ | ૫૦ | ખુર્દાદ | પહેલા ત્રણ દિવસ, ખુર્દાદ રોજની ક્ષનુમનથી યજ.-વંદી. ૩+ **એક વખત** હોરમજ્દથી અનેરાંન રોજ સુધી **ત્રીસ** યજ.-વંદી. ૩૦+ હોરમજ્દથી સરોશ રોજ સુધી **સત્તર** યજ.-વંદી. ૧૭. કુલ્લે **યજ.-વંદી. ૫૦.** |
| ૭ જરગર યાને સોનીને ત્યાંનો આતશ | ૬૦ | અમર્દાદ | પહેલા ત્રણ દિવસ, અમર્દાદ રોજની ક્ષનુમનથી યજ.-વંદી. ૩+ **એક વખત** હોરમજ્દથી અનેરાંન રોજ સુધી **ત્રીસ** યજ.-વંદી. ૩૦+ હોરમજ્દથી આસમાંન રોજ સુધી **સત્તાવીસ** યજ.-વંદી. ૨૭. કુલ્લે **યજ.-વંદી. ૬૦.** |
| ૮ ટંકશાળ યાને જ્યાં સોનાં રૂપાંનું નાણું પડતું હોય તેની ભઠ્ઠીનો આતશ | ૫૫ | દએ-પ-આદર | પહેલા ત્રણ દિવસ, દએ-પ-આદર રોજની ક્ષનુમનથી યજ.-વંદી. ૩+ **એક વખત** હોરમજ્દથી અનેરાંન રોજ સુધી **ત્રીસ** યજ.-વંદી. ૩૦+ હોરમજ્દથી ગોવાદ રોજ સુધી **બાવીસ** યજ.-વંદી. ૨૨. કુલ્લે **યજ.-વંદી. ૫૫.** |

| | | | |
|---|---|---|---|
| **૯ લુહારની ભઠ્ઠીનો આતશ** | ૬૧ | આદર | પહેલા ત્રણ દિવસ, આદર રોજની ક્ષ્નૂમનથી યજ.–વંદી. ૩+ બાકીની ક્રિયા ચોથી જાતના આતશની ક્રિયા લખી છે તે પ્રમાણે કરવી. કુલ્લે **યજ.–વંદી. ૬૧.** |
| **૧૦ હથિયાર** બનાવનારનાં કારખાનાની **ભઠ્ઠીનો આતશ** | ૬૧ | આવાં | પહેલા ત્રણ દિવસ, આવાં રોજની ક્ષ્નૂમનથી ૩) યજ.–વંદી. કરી, બાકીની બીજી ક્રિયા ઉપર ૪)થી જાતના આતશને માટે લખી છે તે પ્રમાણે કરવી. કુલ્લે **યજ.–વંદી. ૬૧.** |
| **૧૧ તન્દુરનો અથવા ભથીઆરખાનાંનો યાને કે જે રોટી પકાવે અને રાંધીને લોકોને વેચાતું આપે તેને ત્યાંનો આતશ** | ૬૧ | ખોરશેદ | પહેલા ત્રણ દિવસ, ખોરશેદ રોજની ક્ષ્નૂમનથી યજ.–વંદી. ૩; બાકીની ક્રિયા ઉપર લખેલા આતશ ચોહાનીજ માફક કરવી. કુલ્લે **યજ.–વંદી. ૬૧.** |
| **૧૨ કલાલખાનાંનો** યાને મવડાં, ખજુર અને દારૂ ગાળે તેની ભઠ્ઠીનો અથવા બુતપરસ્તનો યાને દહેરાંનાં પુંજારીનો આતશ | ૬૧ | મોહોર | પહેલા ત્રણ દિવસ, મોહોર રોજની ક્ષ્નૂમનથી યજ.–વંદી. ૩; બાકીની ક્રિયા ઉપર લખેલા ચોહી જાતના આતશની માફક કરવી. કુલ્લે **યજ.–વંદી. ૬૧.** |
| **૧૩ લશ્કરી** સરદારો અથવા રાહદારીઓ **જ્યાં** પદાવ નાંખીને રહ્યા હોય તેઓનો **આતશ** | ૩૫ | તીર | પહેલા ત્રણ દિવસ, તીર રોજની ક્ષ્નૂમનથી યજ.–વંદી. ૩+ **એક વખત** હોરમજદથી અનેરાંન રોજ સુધી **ત્રીસ** યજ.–વંદી. ૩૦;+ હોરમજદ તથા બેહમન રોજની યજ.–વંદી. ૨; કુલ્લે **યજ.–વંદી. ૩૫.** |
| **૧૪ પાસબાનનો** અથવા ગોવાળીઓ જે જંગલમાં ઢોરો ચરાવે તેનો આતશ | ૩૦ | ગોશ | પહેલા ત્રણ દિવસ. ગોશ રોજની ક્ષ્નૂમનથી યજ –વંદી. ૩+ **એકજ વખત** હોરમજદથી અનેરાંન રોજ સુધી **ત્રીસ** યજ.–વંદી. ૩૦. કુલ્લે **યજ.–વંદી. ૩૩.**<br>**નોટ:**—આ ચઉદમાં આતશની યજ.–વંદી. ૩૦ ફરમાવેલા છે પણ ૩૦ રોજમાંનો કોઇ રોજ ખાલી મુકવો નહિ જોઇએ, તેથી એ આતશ ઉપર જે પહેલા ત્રણ દહાડાની યજ.–વંદી. કર્યા છે, તે પણ ગણીને ૩૩ યજ–વંદી. કરવાનું ફરમાન છે. (જુઓ પા. ૨૩૨, "વરતાએ મશ્તે વાજહા.") |
| **૧૫** વિજળીનો આતશ યાને કે કુદરતી વિજ પડવાથી ઝાડો સલગી ઉઠે છે **તેનો અને** બીજું આસમાન ઉપરથી **પથ્થર** પડે તેની ઉપર લોઢું મારીને **આતશ** પાડે અને અગર જો વિજનું **લોઢું** મલે તો તે ઉપર પથ્થરે કરી **ચકમક** મારીને આતશ પાડે તે આતશ | ૯૦ | દએ–પ–મેહેર | પહેલા ત્રણ દિવસ, દએ–પ–મેહેર રોજની ક્ષ્નૂમનથી યજ.–વંદી. ૩+ **બે વખત** હોરમજદથી અનેરાંન રોજ સુધી **ત્રીસ** યજ.–વંદી. ૬૦+ હોરમજદથી આસમાન રોજ સુધી **સત્તાવીસ** યજ–વંદી. ૨૭. કુલ્લે **યજ.–વંદી. ૯૦.** |
| **૧૬** માજદયસ્નાંન યાને દસ્તુર, મોબેદ, તથા **બેહદીનનાં ઘરનો આતશ સાથે ચકમકનો અને** લાકડાં ઘસીને પાડેલો આતશ | ૪૦+૧૪૪=૧૮૪ (જુઓ આ ચોપડીનું પાનું ૨૩૪-૨૩૫)<br>૧૬ આતશોની, ચુંટવાની, ચોકળા કરવાની તથા છજવાની કુ. સંખ્યા **૧,૧૨૮** | મેહેર | પહેલા ત્રણ દિવસ, મેહેર રોજની ક્ષ્નૂમનથી યજ.–વંદી. ૩+ **છ વખત** હોરમજદથી અનેરાંન રોજ સુધી **ત્રીસ** યજ.–વંદી. ૧૮૦ (૬×૩૦=૧૮૦)+ હોરમજદ રોજની ક્ષ્નૂમનથી યજ.–વંદી. ૧. કુલ્લે **યજ.–વંદી. ૧૮૪.**<br>૧૬) આતશોને છજતી વખતે કરવામાં આવતી યજશ્ન તથા વંદીદાદની કુલ્લે સંખ્યા **૧,૧૨૮.** |

* યજ.–વંદી. = યજશ્ન અને વંદીદાદ.

## ઉપર આપવામાં આવેલા કોઠાની સમજણ.

પહેલાં ખાણામાં ૧૬ જાતના આતશ જે ચુંટવાના છે તેનાં નામો આપવામાં આવ્યાં છે.

બીજાં ખાણામા (૧) લુ આતશની કેટલી ઢગલી બનાવી ચુંટવા (૨) જુ કેટલા ખાડા ખોદીને પાક કરવા તેમજ (૩) જુ કેટલી યજશ્ન તથા વંદીદાદ તેને ઇજવાને માટે કરવી તેની સંખ્યા દેખડાવી છે. યાદ રાખવું કે આ ત્રણેની સંખ્યા સરખીજ રહે છે.

ત્રીજાં ખાણામાં, પહેલા ત્રણ દિવસ અને ત્રણ રાત કયા ફરેસ્તાની ક્ષ્નૂમનથી યજશ્ન તથા વંદીદાદ, આતશો અનુક્રમે ઇજતી વખતે કરવામાં આવે છે તેઓનાં નામો આપ્યાં છે.

ચોઠાં ખાણામાં બાકીની યજશ્ન તથા વંદીદાદ, કેટલી સંખ્યામાં કરવામાં આવે છે, અને કયા રોજથી શરૂ કરી, બીજા કયા રોજ આગળ અટકવામાં આવે છે તે દેખાડયું છે. આપણે જોઇશું તો માલમ પડશે કે પહેલા ૧૬ ફરેસ્તાઓની દરેકની ક્ષ્નૂમનથી ત્રણ યજશ્ન તથા વંદીદાદ કરવામાં આવે છે તે, તથા ત્યારપછીના ફરેસ્તાઓની ક્ષ્નૂમનથી જે યજશ્ન-વંદીદાદ કરવામાં આવે છે તે, આ બન્નેનો સરવાળો બીજાં ખાણામાં દેખાડેલી સંખ્યાની બરોબર થાય છે. યાને કે જો પહેલી જાતનો આતશ ૯૧ વખત ચુંટવામાં આવે તો તેને ૯૧ વખત ચોકખો કરી, તેને ઇજવાને માટે ૯૧ યજશ્ન વંદીદાદ કરવા. આ પ્રમાણે બીજા બધા આતશોનું સમજવું.

આગળ આપવામાં આવેલા કોઠામાં જોતાં માલુમ પડે છે કે બધું મલી એકંદર ૧,૧૨૮ યજશ્ન તથા તેટલાજ વંદીદાદ ૧૬ આતશોને ઇજતી વખતે કરવા પડે છે. જો એકજ જોડ મોબેદની હોય તો તેને ૧,૧૨૮ દિવસ એટલે લગભગ ૩૭ મહિના કરતાં વધારે વખત લાગે છે. એટલા માટે આંઠ-દશ મોબેદોની જોડ રાખી કામ ચલાવવું કે જેથી કામ એક વર્ષમાં પુરૂં થાય.

બીજુ યાદ રાખવું કે હરએક વખત આતશ પાવ કરતાં, હમેશાં સરોશ બાજ ભણીને દસ્તુરી ભણવી અને જ્યારે જ્યારે અકેક આતશ પાવ કરી રહે, ત્યારે ત્યારે આફરગાન્યાંઓપર નંબર પાડી અકેકની પાસે મૂકે તે વખતે આજુબાજુ પડદા કરી લે, કારણ કે આ ઇજેલા આતશો ઉપર ચેરાગની રોશની તેમજ બીજા ઇજેલા આતશોની રોશની તથા પરકોમીઓની નજર પડવી નહિ જોઇએ. અને ઘણીક વેળા જ્યારે વિજળી પડે છે અને તેમાંથી આતશ સલગે છે ત્યારે તે આતશને એક અલાહેદી જગ્યાએ લઇ જઇ ચાલુ રોશન રાખવો જોઇએ છે. તેવો આતશ

આતશબેહેરાંમ પાદશાહને પરથાવતી વખતે લેવો.[1] જો આ આતશ મેળવવામાં ઢીલ થાય છે તો આખી ક્રિયા કરી રહ્યા હોય તોપણ વિજળીનો આતશ મળે તેટલો વખત ખોટી થવું પડે છે.[2]

**વધારાની ક્રિયા**:—ઉપર જણાવેલી ૧,૧૨૮ યજશ્ન-વંદીદાદની ક્રિયા કરતી વખતે નીચલી ક્રિયા કરવાની ખાસ જરૂર રહે છે. ઉપલી ક્રિયા કરતાં વરસ દહાડાનાં જે જશનો આવે તે દિવસે, એક યજશ્ન-વંદીદાદ તે જશનની ક્ષ્નૂમનથી કરવામાં આવે છે. તેમજ ગાહમ્બારના વખતે એક વીસ્પરદ જે ગાહમ્બાર હોય તેની ક્ષ્નૂમનથી કરવામાં આવે છે. આ વધારાની યજશ્ન, વંદીદાદ, વીસ્પરદની ક્રિયાની સંખ્યા અમુક ઠેઠવેલી આવતી નથી કારણકે તે આતશબેહેરાંમ પરથવાના દિવસોની શરૂઆતથી આખેરી મુદત ઉપર આધાર રાખે છે.

## ભાગ ચોથો.

### (૧૬ આતશોને એકત્ર કરવાની ક્રિયા).

આગળ જણાવ્યા પ્રમાણે ૧૬ આતશો તૈયાર કીધા પછી ગાથા ગાહમ્બારમાં પહેલે દિવસે આતશબહેરાંમમા મૂકવાનું મોટું આફરગાન્યું તૈયાર રાખે. પછીથી બે યોજદાથ્રેગર મોબેદો, ખુબના ધણી હોય તેઓ પયવન્દ પકડી, પેલો મુડદાંને બાલેળો આતશ જે ઇજ્યો છે તે આફરગાન્યાંમાંથી જરાકે જરાક આતશ કાઢી મોટાં આફરગાન્યાંમાં મૂકે. તેવીજ રીતે બીજો, ત્રીજો, ચોથો, એમ અનુક્રમે સોળ આતશો અકેક પછી લાવી પેલાં મોટાં આફરગાન્યાંમાં મૂકે, યાને કે સોળે સોળ આતશો મોટાં આફરગાન્યાંમાં એકઠા કરે. અને મોટું આફરગાન્યું ઉંચકી હીંધોરા આગળ લાવી, આતશનાં ખુઆંન ઉપર મૂકે.

## ભાગ પાંચમો.

### (એકત્ર કીધેલા એક આતશને ઇજવાની ક્રિયા).

આવી રીતે એકઠા કીધેલા આતશ ઉપર પહેલા ત્રણ દિવસ યજ-

---

[1] સુરતના શેઠ દાદાભાઇ મોદીના શહેનશાહી આતશબેહેરાંમ પરથાવ્યા ત્યારે કલકતેથી વિજળીથી બલેલાં એક કેળનાં ઝાડમાંથી આતશ મોકલી આપવામાં આવ્યા હતા. તેવીજ રીતે મુંબઇના અંજુમનના શહેનશાહી આતશબેહેરાંમ પરથાવ્યા તે વખતે પુનાની સર જમશેદજી જીજીભાઇની દરેમેહેરમાં લગભગ ૫૦ વર્ષ ઉપર એક વીજળીનો આતશ જાળવી રાખ્યો હતો તે તેમજ ખળકાળાની નજદીકની કારલાની ટેકડી ઉપર પડેલી વિજળીથી ઉત્પન્ન થયલો આતશ મુંબઇ મંગાવવામાં આવ્યો હતો. (જુઓ એરવદ બજાંની ફરહંગ).

[2] નરીમાન હોશંગની રિવાયતમાં કહે છે કે આતશબેહેરાંમ પરથવાને માટે વિજળીનો આતશ લેવાની જરૂર નથી.

શ્ન-વંદીદાદ ૩; સરોશની ક્ષ્નૂમનથી કરવા. ત્યારપછી હોરમજ્દ રોજથી અનેરાંન રોજ સુધી દરરોજ એક યજશ્ન-વંદીદાદ મલી, ૩૦ દહાડામાં ૩૦ યજશ્ન-વંદીદાદ, જે રોજે યજશ્ન-વંદીદાદ કરે, તે રોજની ક્ષ્નૂમનથી કરે. જ્યારે આતશ પાદશાહ સાહેબને તખ્તનશીન કરવાનો દિવસ આવે તે દિવસે એક સરોશની યજશ્નથી આ આતશ ઇજે અને પછીથી તેને તખ્ત-નશીન કરવાની ક્રિયા કરે.

## ભાગ છઠ્ઠો.

(આતશબહેરાંમનો ગુમ્બજ ઇજવાની ક્રિયા).

આતશબહેરાંમ પાદશાહને તખ્તનશીન કરવા અગાઉ જે જગ્યા ખાસ અલાહેદી રાખેલી છે જેને ગુમ્બજ કરીને કહેવામાં આવે છે, તે જગ્યામાં પહેલા ત્રણ દિવસ દરરોજ એક યજશ્ન અને એક વંદીદાદ સરોશની ક્ષ્નૂમનથી કરવો. ત્યારપછીથી આ ગુમ્બજ ઇજાયલો કહેવાય છે અને તેમાં આતશબહેરાંમ પાદશાહને તખ્તનશીન કરવા.

## ભાગ સાતમો.

(આતશબહેરાંમ પાદશાહને તખ્તનશીન કરવાની ક્રિયા).

ઉપર વર્ણવેલી સઘળી ક્રિયા ચોક્કસ રીતે કર્યા પછી જે દહાડે આતશબહેરાંમ પાદશાહને તખ્તનશીન કરવાના હોય તે દહાડે તે આતશને પેલા ઇજેલા ગુમ્બજમાં લઇ જવામાં આવે છે. આ વખતે એક સરઘસ દસ્તુર, દાવરો, યોજદાથ્રેગર મોબેદ સાહેબો, એરવદ સાહેબો તેમજ બેહ-દીનોનું એકઠું થાય છે. જેઓએ ક્રિયા કરવામાં ભાગ લીધો હોય છે તેઓ હાથમાં તરવાર, ગુર્જ વિગેરે પકડીને આગળ ચાલે છે. આતશને લઇ જતી વખતે પાવીઓ બનાવી રાખી હોય છે તેમાંથી લઇ જવા. જ્યારે આતશ લઇ જનારા મોબેદ સાહેબો એક આગળી પાવીમાં હોય ત્યારે બીજા બધાઓએ તેની પછીની બીજી પાવીમાં રહેવું. એવી રીતે આખું સરઘસ જ્યાં આતશને તખ્તનશીન કરવાના હોય છે તે ગુમ્બજનાં બહારનાં ઓરડામાં દાખલ થાય છે, અને આતશબહેરાંમ પાદશાહ સાહે-બને તખ્તનશીન કરવામાં આવે છે. ત્યારપછી બોય દેવામાં આવે છે અને જશન કરવામાં આવે છે જેમાં નીચલા ત્રણ કર્દા કરવામાં આવે છે:—પહેલો કર્દો સરોશની ક્ષ્નૂમનથી, બીજો દહમની ક્ષ્નૂમનથી અને ત્રીજો પાછો સરોશની ક્ષ્નૂમનથી કરવામાં આવે છે. આજ પ્રમાણે દરૂન ઇજવામાં આવે છે. એટલે આતશબહેરાંમ પાદશાહ સાહેબને પરથવાની ક્રિયા તમામ થઇ.

# આતશબેહેરાંમની બોએ દેવાની ક્રિયા.

પ્રથમ એક યોજદાથ્રેગર મોબેદ જે મોટી ખુબનો ધણી હોય તે દરેક ગેહમાં બોએ દેતી વખત કુસ્તી-પાદીઆબ કરી, ફરજીયાત ગુજારે. દિવસને વખતે સરોશબાજ, ગેહ, ખોર્શેદ મેહેરની નીઆએશ કરે, અને રાતને વખતે ખોર્શેદ મેહેરની નીઆએશને બદલે સરોશ યશ્ત રાતની વડી ભણે. પછીથી ગુમ્બજમાં જઈ, હાથમાં સફેદ મોજા પહેરી, મૂંગે મોંઢે આતશ ઉપર ખુશ્બો મૂકવી. ત્યારબાદ સુખડની યા કાઠીની માચી (આતશ પાદશાહના તખ્ત માટેના)ના છ કટકા લઈ તેને સાફ કરી બન્ને હાથમાં ચમચ પકડી, તેનાંથી નીચે લખ્યા પ્રમાણે માચી ચઢાવે.




પહેલાં ઉગમણુ દિશા તરફ મોઢું કરી પહેલો કટકો (નકશા પ્રમાણે H-H) જમણા હાથ તરફથી મૂકે. પછીથી બીજો કટકો ચમચે લઇ, જમણી બાજુથી ફરી આવીને યાને કે દક્ષિણ, પૂર્વ અને ઉત્તર દિશા તરફથી ફરી આવીને પછીજ પશ્ચિમ દિશા તરફથી પાછો, પહેલા કટકાથી થોડેક અંતરે તે બીજો કટકો મૂકે. (નકશામાં O-O) '=' આ પ્રમાણે બે કટકા ગોઠવે.

ત્યારપછીથી દક્ષિણ દિશા તરફ મોઢું કરી ત્રીજો કટકો (નકશામાં R-R) જમણા હાથ તરફથી મૂકે. અને ચોથો કટકો ચમચે લઇ, જમણી બાજુથી ફરી આવીને યાને કે પશ્ચિમ, દક્ષિણ, અને પૂર્વ દિશા તરફથી ફરી આવીને પછીજ દક્ષિણે મોઢું કરી, ત્રીજા કટકાથી થોડેક અંતરે તે ચોથો કટકો (નકશામાં M-M) મૂકે. '॥' આ પ્રમાણે બીજી વખત બે કટકા ગોઠવે.

પછીથી પશ્ચિમ દિશા તરફ મોઢું કરી પાંચમો કટકો જમણા હાથ

તરફથી મૂકે (નકશામાં જણાવેલો A–A નામનો કટકો.) અને છઠ્ઠો કટકો ચમચે લઇ, જમણી બાજુથી ફરી આવીને, યાને કે ઉત્તર, પશ્ચિમ અને દક્ષિણ દિશાએથી ફરી આવીને પછીજ, પાંચમાં કટકાથી થોડેક અંતરે, તે છઠ્ઠો કટકો મૂકે. (નકશામાં દેખડાવેલો Z–Z નામનો કટકો) '=' આ પ્રમાણે ત્રીજી વખત બે કટકા ગોઠવે.

નોટ:—માચી ચઢાવતી વેળા, સુખડના કટકાની લંબાઇ એકજ સરખી આવે છે. પણ નકશામાં A–A; અને Z–Z; નામનાં કટકા લાંબા દેખડાવ્યા છે. જે ખરૂં જોતાં તો માચી ચઢાવતી વેળા H–H; અને O–O; નામનાં કટકાની ઉપર-નીજ હારમાં મૂકવામાં આવે છે.

હવે ઉપર જણાવ્યા પ્રમાણે છઠ્ઠો કટકો આતશ ઉપર મૂકી, બીજી ત્રણ સલી, અથવા ત્રણ કટકા, બાજમાં '**હુમત**' ભણતાં એક સલી યા કટકો, '**હુખ્ત**' ભણતાં બીજી સલી યા કટકો અને '**હુવરશ્ત**' ભણતાં ત્રીજી સલી યા કટકો, એમ ત્રણ સલી યા કટકા, ઉગમણી દિશા તરફ મોઢું કરી ઉભા રહી મૂકવા.[1]

આ પ્રમાણે માચી ચઢાવી, જામાની બાંહયો ઉંચે કરે, અને જામાની ચાર ઉંચે ખોસી એક કળશ્યામાં ચોકખું પાણી લઇ બીજે કળશ્યો પાવ કરે. ત્યાર પછીથી પાંચે ગેહની માચી ચઢાવતી વેળા, પૂર્વે મોઢું કરી ઉભા રહી જેમ યજશ્ને કરતી વેળા ખુઆંન પાવ કરવામાં આવે છે[2] તેમ વાવ્ય કોણ તરફથી પાવ કરવું. પણ ભણતી વેળા આ પ્રમાણે

---

૧. ભગર સાથ મોબેદો આ પ્રમાણે ક્રિયા કરી માચી ચઢાવે છે. બીજું અહીં જાણવાજોગ આ છે કે, માચીના ૬ મોટા કટકા મૂકયા પછી, બીજી ત્રણ સલી યા ત્રણ કટકા મૂકવામાં આવે છે. જે મૂકતી વેળા બાજમાં "**હુમત હુખ્ત, હુવરશ્ત**" ભણવામાં આવે છે. કેટલાક સાહેબોનું કહેવું એવું છે કે ફક્ત ઉદવાડામાંજ ૯ કટકાની માચી ચઢાવવામાં આવે છે, અને તેને માટે જુદાં જુદાં અનુમાનો બાંધી, સમજણો આપવામાં આવે છે. પણ આપણે જોઇશું તો માલમ પડશે કે ઉપર જણાવેલી રીત પ્રમાણે જ્યાં માચી ચઢાવવામાં આવે છે ત્યાં પણ માચીના કટકાની સંખ્યા (૬+૩) મળીને ૯ જ કટકાની થાય છે. જ્યારે ઘણાક આગળા વખતમાં મોબેદ સાહેબોએ પંથકો જુદાં પાડયાં હોય તે વખતે કદાચને જુદા જુદા પંથવાલાઓની ક્રિયામાં ફેરફાર દેખાડવાને સબબે, એક જગ્યાએ જ્યારે ૯ કટકા ગોઠવીને ચઢાવવામાં આવ્યા હોય, ત્યારે બીજી બાજુએ ૬ કટકા ચઢાવીને, ત્રણ કટકા પછીથી મૂકવામાં આવતા હોય એમ અનુમાન બાંધવાને કારણ મળે છે. તેમજ ઉદવાડામાં, માચી ચઢાવતી વખતે જે ક્રિયા થાય છે તેમાં અને ભગર સાથ તરીકાની ક્રિયામાં ફરક રહે છે. ઉદવાડામાં ૯ કટકાની માચી, દાદીશેઠનાં આતશબહેરાંમ (મુંબઇ) માં ૫ કટકાની, તથા બીજાં સર્વે આતશબહે-રામોમાં ૬ કટકાની માચી ચઢાવવામાં આવે છે.

૨. આતશનો ખુઆંન હાવન, ઉજીરન, અને ઉષહિન ગેહમાં બાજ લઇ પાવ કરે, અને રપિથ્વન તથા આઇવિસ્રુથ્રેમ ગેહમાં પાવ નહિ કરે એમ ૭૮ સવાલની રવાયતના જવાબ ૧ લામાં જણાવ્યું છે.

ભણવું :—"ક્નઑથ્ર અહુરહે મજ્દાઓ અષેમ્ વોહૂ ૩; ક્વરાને (જાવત) ફ્સરેતયએચ આથ્રો અહુરહે મજ્દાઓ પુથ્ર તવ આતર્શ પુથ્ર અહુરહે મજ્દાઓ ક્નઑ૦ ય૦ વ૦ ક્નઑ૦ ફ્૦ (જાવત) ગ્રઑત્ર અષેમ્. અષેમ્ વોહૂ ૩." આ ત્રણ "અષેમ વોહૂ.' ભણતાં ખુઆંન પાવ કરે અને કળશ્યો તેની જગ્યાએ મૂકી, હાથ લુંછી સાફ કરી, બાંહુયો તેમજ જામો સરખો કરે. પછીથી બન્ને હાથમાં મોજાં (યાને દસ્તાનાં) પહેરી, બન્ને હાથમાં અકેક ઉપર ચમચ પકડી, તેની ઉપર ખુશ્બો મૂકી, આફ્રરગાન્યાંનાં સરપોશની કોરની પશ્ચિમ દિશાથી, નીચે જણાવ્યા પ્રમાણે (જુઓ ચક ફરવાનો નકશો.) ચક ફરે :—

(૧) પહેલાં પશ્ચિમ (આથમણુ) દિશાએ ઉભા રહી, પૂર્વ તરફ મોઢું કરી નમન કરતાં બાજમાં ભણે: "આ થ્વા આથ્રો ગારયેમિ."

(૨) ત્યાર પછીથી પશ્ચિમ દિશાએથી જમણી બાજુથી ફરી આવીને ઇશાન ખૂણે ઉભા રહી નમન કરતાં બાજમાં ભણે: "વંઘુહેઉશ મનંઘહો જઑથ્રાબ્યો યજમઇદે."

(૩) પછી ઇશાન ખૂણેથી ડાબી બાજુએ ફરતાં અગ્નિ ખૂણો પકડે અને ત્યાં ઉભા રહી નમન કરતાં બાજમાં ભણે: "આ થ્વા આથ્રો ગારયેમિ."

(૪) પછીથી અગ્નિ ખૂણેથી જમણી બાજુ ફરતાં પૂર્વ (ઉગમણુ) દિશાએ ઉભા રહી નમન કરતાં બાજમાં ભણે; "વંઘુહેઉશ ઉખ્ધો જઑથ્રાબ્યો યજમઇદે."

(૫) ત્યારપછી ઉગમણુ દિશાથી ડાબી બાજુ ફરી નૈરૂત્ય ખૂણે ઉભા રહી નમન કરતાં બાજમાં ભણે: "આ થ્વા આથ્રો ગારયેમિ."

(૬) પછીથી નૈરૂત્ય ખૂણેથી ડાબી બાજુ ફરતાં વાવ્ય ખૂણે ઉભા રહી નમન કરતાં બાજમાં પઢે: "વંઘુહેઉશ બ્યઑથનહે જઑથ્રાબ્યો યજમઇદે."

(૭) પછીથી વાવ્ય ખૂણેથી ડાબી બાજુએ ફરી ઉત્તર દિશાએ ઉભા રહી નમન કરતાં બાજમાં ભણે: "સુકાઇ મનંઘહ."

(૮) ઉત્તર દિશાથી જમણી બાજુએ ફરી દક્ષિણ દિશા તરફ ઉભા રહે અને નમન કરતાં બાજમાં ભણે "સુકાઇ વચંઘહ."

(૯) પાછા પશ્ચિમ દિશાએ આવી ઉભા રહીને નમન કરતાં બાજમાં ભણે " સુકાઇ બ્યઑથ્ન."

પછીથી ચમચ ઉપરથી સુખડ લોબાન આતશ ઉપર મૂકે અને એક મોટી ચમચ લઇ તેને ડાબે હાથે પકડી આફ્રરગાન્યાં સાથે પએ-

વન્દ લગાડે અને બાજમાં આતશ ન્યાએશ[1] ભણે :—

ક્ષ્નઑથ્ર અહુરહે મજદાઓ.............દુશ્મત દુઝુખ્ત દુઝવ-રશ્ત-(આ ત્રણ પદમાંનું પહેલું ભણતાં ત્રણ વખત, બીજું ભણતાં ત્રણ વખત, અને ત્રીજું ભણતાં ત્રણ વખત એમ નવ વખત, જમણા હાથે ઘંટ વગાડે)[2].............પ પતેત-હોમ.

(પગટ ભણે) ઉસ્ મોઇ ઉઝારેશ્વા............ અષહે બેરેજ યઑાજદાનાં (પહેલી વાર આતશ ન્યાએશ કરતી વખતે દરેક બે ત્રણ બોલો ભણી રહ્યા પછી સુખડ તથા લોબાન ચાલુ આતશ ઉપર મૂકયા જવું.)

(બાજમાં ભણે) અહુરમજદ ખોદાએ..........અએદૂન બાદ.

(પગટ ભણે) યથા અહૂ વઈર્યો ૨; (આ બે 'યથા' ભણતાં બન્ને હાથમાં ચમચ પકડી, આતશનાં પાતરાંનાં સરપોશની અંદરની ભષ્મ ઉપર બે કસ ખેંચે. ત્યારપછીથી પહેલી ન્યાએશ આગળ ભણે) યસ્નેમ્ચ વહ્મેમ્ચ.......... અત્ તોઇ આતરેમ્ અહુરા.................. અએનંઘ્હેમ. અષેમ્ વોહૂ ૧."

ત્યારપછીથી બીજી ન્યાએશ ભણવી શરૂ કરે. (બાજમાં ભણે) પ નામે યજદાન્.............પ પતેત હોમ (પગટ ભણે) ઉસ્ મોઇ ઉઝારેશ્વા અહુરા............ ...અએનંઘ્હેમ્. અષેમ્ વોહૂ ૧."

ત્યારપછીથી ત્રીજી ન્યાએશ ભણવી શરૂ કરે, જે ઉપર પ્રમાણેજ ભણે, પણ આ ન્યાએશમાં બે "યથા" ભણતી વખતે, પહેલી ન્યાએશ વેળાએ દોરેલા કસો સાફ કરી નાખે. એ પ્રમાણે જેટલી ન્યાએશ કરવી હોય એટલી કરવી.[1] કોઈબી ગેહની છેલ્લી ન્યાએશ કરતી વખતે

---

૧. હાવન ગેહમાં ૧૧ ન્યાએશ; રપિથ્વન ગેહમાં અથવા બીજી હાવનમાં ૯; ઉજીરન ગેહમાં ૭; અઇવિસ્રૂથ્રેમ ગેહમાં ૭; અને ઉષહિન ગેહમાં ૯ આતશની ન્યાએશ કરવામાં આવે છે. બોએ દેતી વેળાએ હાવન ગેહમાં તથા ઉષહિન ગેહમાં પૂર્વ તરફ મોઢું કરી ઉભા રહીને ન્યાએશ કરવામાં આવે છે જ્યારે બાકીની ગેહોમાં પશ્ચિમ દિશા તરફ મોઢું કરી ઉભા રહીને ન્યાએશ કરવામાં આવે છે. ઉદવાડામાં હાવન તથા ઉષહિનમાં ૧૧ ન્યાએશ, બીજી હાવન અથવા રપિથ્વન, અને અઇવિ-સ્રૂથ્રેમમાં ૯ ; તથા ઉજીરનમાં ૭, એ પ્રમાણે ન્યાએશો કરવામાં આવે છે.

૨. કદીમી પંથમાં, "સઓચે બુયે અહમ્ય ન્માને" ભણતાં ત્રણ થોકા મારે, "મત્ સઓચે બુયે અહમ્ય ન્માને" ભણતાં બીજીવાર ત્રણ થોકા મારે અને "રઓચહિ બુયે અહમ્ય ન્માને" ભણતાં ત્રીજીવાર ત્રણ થોકા મારી ઘંટ વગાડે છે. વળી ત્રણ ન્યાએશ કરવામાં આવે છે, અને દરેક ન્યાએશ પઢતાં ઘંટ વગાડવામાં આવે છે.

"અહ્‌માઇ રએશ્ચ" થી છેલ્લે સુધી ભણી આખી ન્યાએશ તમામ કરવામાં આવે છે. જ્યારે "અહ્‌માઇ રએશ્ચ" થી "નેમો ઉર્વઇરે...... ......મજદધાતે. અષઁમ વૉહૂ ૧" સુધી ભણે ત્યારે ગુમ્બજમાંથી બીજી પાવીમાં બહાર આવી ઉભા રહીને ભણે. પછીથી પાછું ગુમ્બજની પાવીમાં જઇ, ચમચ ઉપર ખુશ્બો મૂકી, આફ્રરગાન્યાંને પએવંદ લગાડીને "ક્ષનઑથ્ર અહુરહે મજદાઑ. નૅમસે-તે આતર્શ મજદાઑ અહુરહે હુધાઑ માજિશ્ત યજત. અષઁમ વૉહૂ ૧" ભણી આતશ ઉપર ખુશ્બો મૂકી વળી પાછા બહારની પાવીમાં આવી ઉભા રહીને, માચી ચઢાવનારને નામની તંદરોસ્તી ભણે. એટલે માચી ચઢાવી બોએ દેવાની ક્રિયા ખલાસ થઈ.

## ચક ફેરવાનો નકશો.



( આ નકશામાં ખુર્આનની આસપાસ દિશાઓ તેમજ ખૂણાઓ દોરી બતાવ્યા છે; અને આંકડાઓ લખ્યા છે તે પ્રમાણે અનુક્રમે ચક ફરી, જે જે જગ્યાએ જે ભણતર લખ્યું છે તે ભણતર બાજમાં ભણતી વેળા, ચમચનું પએવંદ આફ્રરગાંન્યાંનાં 'સરપોશ' સાથે કરવું. )

## આતશબેહેરાંમની ભષ્મ યાને રાખ કાઢવાની ક્રિયા.

પ્રથમ બે[1] મોટી ખુબવાલા મોબેદ સાહેબો ઉષહિન ગેહમાં, ૧) ખુમચો, ૨) ચમચ, અને ૧) કપડાંનો કટકો અને થોડુંક સૂતર લઇ પાવ કરીને મૂકવે. ત્યારપછીથી બન્ને જના પએવંદ પકડીને આતશ-બેહેરાંમનાં ગુંમ્બજના ઉંબરની પાવીમાં જ્યાં બોએ દઇને બાજ મૂકે છે ત્યાં ઉભા રહી નીચે પ્રમાણે બાજ લે:—

**"ક્ષનઑાથ્ર અહુરહે મજ્દાઑ. અષેમ્ વોહૂ ૩; ફ્રવરાને મજ્દયસ્નો ............ઉષહિનાઇ......ફ્રસસ્તયએચ, બેરેજયાઇ ન્માન્યાઇચ......... ફ્રસસ્તયએચ. અહુરહે મજ્દાઑ રએવતો ખરેનંઘુઉહતો ક્ષનઑાથ્ર ય૦ વ૦ ક્ષ૦ ફ્રસસ્તયએચ યથા અહૂ વઇર્યો ગ્ઝઑાતા.........વિધ્વાઑ મ્રઑાતૂ. અષેમ્ (બાજમાં ભણે) અષેમ્."**

ત્યાર પછીથી એક મોબેદ પોતાનાં હાથમાં મોજાં પહેડી ચમચ પકડે અને પછીથી આતશબેહેરાંમનાં આફ્રરગાન્યાંમાંથી જેટલી જોઇએ એટલી રાખ કાઢી પેલા પાવ ખુમચામાં મૂકે. પછી બન્ને જના પોતાના હાથ પાવ કરી ખુશ્ક કરે, અને પાવ કપડું લઇ તેમાંથી ભષ્મ ચાળે. બાકી રહેલી જારી ભષ્મને, આતશબેહેરામના આફ્રરગાન્યાંમાં પાછી મેલે નહિ, પણ તે દાદગાહનાં આફ્રરગાન્યાંમાં મૂકે. પછીથી તેને એક પાવ વાસણમાં મૂકી તેનાં મોંઢાં ઉપર પેલા કપડાંનાં પાવ કીધેલા કટકાના ત્રણ પડ કરી મૂકે, અને સૂતરનાં ત્રણ આંટા મારી બે સવળા ગાંઠ, જેમ કુસ્તીનાં મારીએ છીએ તેમ મારી ઉંચે મૂકે. પછીથી ગુમ્બજમાંથી બહાર આવી બાજ મૂકે:—

(બાજમાં પઢે) **"અહુર મજદ ખોદાએ અવજૂની મર્દુમ ...... ......અએદૂન્ બાદ્."**

(પ્રગટ પઢે) **"યથા અહૂ વઇર્યો ૨; ય૦ વ૦ અ૦ જ૦ આક્રિનાંમિ અહુરહે મજ્દાઑ રએવતો ખરેનંઘુઉહતો. અષેમ્ વોહૂ ૧. અહ્માઇ રએશ્ચ થી કેર્ફે મોજદ. અષેમ્ વોહૂ ૧"** પછીથી કુસ્તી કરે એટલે ભષ્મ લેવાની ક્રિયા ખલાસ થઇ.[2]

---

૧. એક મોબેદ સાહેબ એકલા હોય, અને તેઓ જો ઉપર જણાવેલી તરતીબથી ભષ્મ કાઢે તો તેમાં કશી હરકત જેવું નથી.

૨. દસ્તુર એરચજી એક રિવાયતનું લખાણ ટાંકી કહે છે કે તેમાં એમ જણાવેલું છે કે બાજ નીચે પ્રમાણે લે:— **અષેમ ૩) ફ્રવરાને...........** (ક્ષ્નૂમન) **અષહે વહિશ્તહે** .........**મજદધાતયાઓ અષઓન્યાઓ ક્ષનઓથ્ર..........અષેમ્ વહિશ્તેમ્ સ્રએશ્તેમ્......અષઓનીમ્ યજ-મઈદે**............વળી એજ રિવાયતમાં ભષ્મ કાઢવાની ૨) ગેહ જણાવી ત્યાં કહે છે કે હાવન અથવા ઉજીરનમાં ખાકેસ્તર લેવી, બીજી ગેહમાં નહિ લે.

## આતશબેહેરાંમની બોઓએ દેવાની, માચી ચઢાવવાની, ચક ફેરવવાની, તથા ભષ્મ કાઢવાની ક્રિયાનો ખુલાસો.

**પૂરાતન વખતની ક્રિયા**:—આપણે આગળ જોઇ આવ્યા છીએ કે આતશનો કેબલો કરવાનો રિવાજ ઘણોજ પૂરાણા વખતનો છે. કહેવામાં આવે છે કે ઘણાજ વર્ષો પૂર્વે માણસો આતશનો ઉપયોગ જાણતા ન હતા પણ તેઓએ આતશ જોયો પણ ન હતો, અને ખોરાક પણ તેઓ કાચોજ ખાતા હતા. વિદ્વાનોનાં જણાવવા પ્રમાણે સર્વેથી પહેલાં આતશ ઘસારાથી ઉત્પન્ન થયો હતો. શાહનામેહ તથા વેદમાં પણ એજ રીતનાં લખાણો મળે છે. હવે જ્યારે આતશનો ઉપયોગ જણાયો ત્યારે તેને વારંવાર બે લાકડાંના ટુકડા લઇને અથવા એવીજ કોઇ બીજી રીતે આતશ ઉત્પન્ન કરવો એ ઘણું મહેનતનું કામ જણાયું. ત્યારે તેઓએ એક વખત આતશ ઉત્પન્ન કરીને તેને જાહુકનો બલતો રાખવા લાગ્યા. કુદરતી રીતે આતશને વરસાદ વિગેરેથી બુજાઇ ન જાય એટલા માટે તેની આસપાસ ઘર વિગેરે બાંધી, બધાઓએ સરખો હીસ્સો આપી તેને બલતણ વિગેરે પૂરૂં પાડી હંમેશનો રોશન રાખવામાં આવ્યો. અને જે વખતે જરૂર પડે તે વખતે માણસો પેલા આતશમાંથી થોડોક આતશ પોતાને ઘર લઇ જઇ તેનો ઉપયોગ કરવા લાગ્યાં. પણ જ્યારે આતશખાનાંનો આતશ વટીક અકસ્માતીક બુજાઇ જવા લાગ્યો ત્યારે તેઓએ, આતશ હંમેશાં બલતો રહે તેની તકેદારી રાખવા માટે માણસો રાખ્યાં, અને આતશ ઉપર બલતણ મૂકવાનો વખત ચોક્કસ કરવામાં આવ્યો. આવી રીતે ગામનાં સામાન્ય આતશખાનાંના આતશ તરફ લોકો ફીકર, ચિંતા, તેમજ માન અને પ્યારની લાગણીથી જોવા લાગ્યાં. કારણ કે તેઓનાં જીવનનો મુખ્ય આધાર આતશ ઉપર રહ્યો, અને એટલા માટે વખત જતાં તે પવિત્ર ગણાવા લાગ્યો.

શાહનામેહ મુજબ હોશંગ પાદશાહે આતશની પહેલવહેલી શોધ કીધી હતી. જ્યારે આપણામાં ખુદ શરૂઆતથીજ, આતશની સાથે તે દાદારનાં નુરની એક નિશાની તરીકેનાં આત્મિક વિચારો જોડાયા છે. અને તે પાછળા જમાનામાં વધારે અને વધારે ખીલતા ગયા છે; ત્યારે રોમનો વિગેરેમાં એ ધાર્મિક વિચારો પાછળથી જોડાતા ગયા. તેઓ તો પહેલાં પોતાનાં ઘરોની સગવડને ખાતર હંમેશાં આતશ રોશન રહે એટલા માટે આતશને સલગતો રાખતા હતા. પાદશાહ હોશંગે તેમજ ઇરાનીઓએ તુરત મળીને આતશનો કેબલો કીધો, અને શાહે કહ્યું કે "આ ખુદાઇ રોશની છે. અગર જો તમો ડાહ્યા હોવ તો એની પરસ્તેશ કરવી જોઇએ."

ત્યાર પછીથી આતશખાનાંઓ વિગેરે બંધાવવા માંડયાં, અને ચોક્કસ વખતે ચોક્કસજ માણસોનો વર્ગ આતશને બોઓ દઇ શકે એવું ઠેડવવામાં

આવ્યું. જ્યારે આપણામાં અથોરનાનો (આથ્રવન; આતર+વન=એટલે આતશની સંભાલ રાખનાર) બોએ હેતા હુતા ત્યારે અસલી રોમનોમાં કુમારી સ્ત્રીઓ (વૅસ્તલ વર્જીન) ને એ કામ સોંપવામાં આવ્યું હતું. ત્યારે આ પ્રમાણે અસલથીજ આતશને બોએ દેવાનો વખત જેને આપણે ગેહ[1] કહીએ છીએ તે નકકી કરવામાં આવ્યો હુતો. ત્યારે એવા આત્મિક વિચારો અને ખ્યાલો ઉત્પન્ન કરનારા આતશને આતશ-કદેહોમાં ગેહે ગેહ રોશન રાખવો એ જરૂરનું હતું. કારણ કે તેમ કરવાથી તે જગ્યાનાં જરથોશ્તીઓની આત્મિક લાગણીઓને રોશન રાખવા બરોબર હતું. હવે આ બોએ દેવાની ક્રિયાની ઉત્પત્તીની ટુંક તપાસ કીધા પછી, બોએ દેવામાં શું મતલબ સમાયલી છે તે ટુંકમાં તપાસશું.

**બોએ શબ્દનો અર્થ અને બોએ દેવાની ક્રિયાનું રહસ્ય :—**

'બોએ' એ અવસ્તાનો 'બઓધ' શબ્દ છે જેને માટે પહલવીમાં 'બુઇ' ફારસીમાં 'બુઇ' અને સંસ્કૃતમાં 'બુધ' શબ્દ મલે છે, જેનો અર્થ 'સુંઘવુ' અથવા 'સુગંધી થવું' ઉપરાંત 'બુધ્ધી' અથવા 'જાણવું' 'વાકેફ થવુ' એમ પણ થાય છે. ત્યારે આ શબ્દનો અર્થજ આપણને સૂચવે છે કે 'બઑધ' અથવા 'બોએ' દેવામાં, અસલ ભાવાર્થ 'બઑધ' અથવા બુધ્ધી એટલે જ્ઞાન, તથા અક્કલની હુશીઆરી મેળવવાનો છે. આતશ ન્યાએશમાં કહે છે કે "આતશ સઘળા તેની નજદીક આવનારાઓનાં હાથ તરફ જુએ છે, કે તે આવતો મિત્ર, બેઠેલા મિત્ર (યાને આતશ) ને માટે શું લઇ આવે છે?" ના, એટલુંજ નહિ પણ જ્યારે તે મિત્ર પાછો ફરે છે તે વખતે પણ આતશ તેના હાથ તરફ જુએ છે કે "એ મિત્ર મારે માટે સુખડ અને ખુશ્બોની જે ભેટ લાવ્યો હતો, તેનાં બદલામાં મારે ત્યાંથી પાછું કાંઇક લઇ જાય છે કે નહિ." અને જો આતશ તેના હાથ ખાલી જુએ છે, યાને કે મનને ખાલી હાથે પાછું ફરતું જુએ છે તો આતશ ઘણોજ રંજીદા થાય છે. વળી આતશ તે ખુશ્બો લાવનારને દુઆ દે છે કે "ચપળ મન તારી પુઠે ચાલજે, ચપળ જીંદગી તારી પુઠે ચાલજે." આ સઘળાં અલંકારીક બ્યાનનો ટુંકમાં ખોલાસો એટલોજ છે કે આપણે આતશને બીદાર કરી, આપણાં મનને અને આપણી બુધ્ધીને સારા નેક વિચાર, વચન, અને કામથી બીદાર કરી રોશન કર-

---

૧. આપણે જોઇશું તો માલમ પડશે કે ખ્રિસ્તિઓમાં પણ ૮) ગેહો મુકરર કરવામાં આવી છે જેમાંની મુખ્ય ચાર ગેહો નીચે પ્રમાણે ગણવામાં આવે છે, તે વખતે વખતનું ભણવાનું પણ નક્કી કરવામાં આવ્યું હોય છે કે જે પ્રમાણે આપણે પણ અમુક ગેહમાં અમુક ભણતર ભણીએ છીએ. ખ્રિસ્તિ ગેહો:—૧-Matin એટલે સહવારની ગેહ; ૨-nones એટલે બપોરની ગેહ; ૩-Vespers એટલે સાંજની ગેહ અને ૪-Nocturn એટલે રાતની ગેહ.

વાની છે. જે મતલબ ચક ફરતી વખતે ભણુવામાં આવતાં વાક્યોના ખુલાસા ઉપરથી માલમ પડશે (જુઓ પાના ૨૫૪.) આતશબેહેરાંમો તથા આદરાંનોમાં જઇ આપણે ખુશ્બો ચઢાવી ખુદાની બંદગી કર્યા પછી જો કાંઇપણ નિતિજનક વિચારો અને સારી બુધ્ધી લઇ જવાને બદલે ફકત ખાલી મને જઇએ તો એક પૈસાનું અથવા તો એક રૂપીઆનું સુખડ ચઢાવેલું હોય તે પણ ફોકટજ ગણાય. (જુઓ એરવદ જી. જ. મોદીની જરથોશ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો.)

## બોએ દેતી વેળા ચઢાવવામાં આવતી માચી.

માચી એટલે શું? 'માચી' શબ્દનો હાલ સાધારણુ અર્થ 'ખુરસી' અથવા 'બેઠક' એવો થાય છે. જેનો અસલ અર્થ સંસ્કૃત પ્રમાણે મંચ=મંચ ઉપરથી 'તખ્ત' અથવા 'બુલંદ માન ભરી બેઠક' એવો થાય છે, અને આગળ બોએ દેવાની ક્રિયા કરતી વખતે લખ્યું છે તે મુજબ, સુખડ, અગર, યા સોજ્જાં સુક્કાં લાકડાનાં ૫, ૬ અથવા ૯ કટકા, બેની હારમાં અકેક ઉપર ગોઠવીને આતશ ઉપર ચઢાવવામાં આવે છે તેને "માચી ચઢાવવી" કરીને કહેવામાં આવે છે. આપણે હંમેશાં આતશબેહેરાંમ પાદશાહ એમ બોલ્યે છીએ, અને દેશના મોટા પાદશાહને હદ્દીઆ તરીકે આપવા લાયક જે ઉમદા ચીજ છે તે તખ્ત છે; તેવીજ રીતે આપણુંમાં પણ સુગંધીદાર ચીજ, સુખડ યા અગરના કટકાઓનું તખ્ત જેવું બનાવી આતશબેહેરાંમ જેને આપણે પાદશાહ તરીકે ઓળખ્યે છીએ તેને અર્પણ કર્યે છીએ. તેવીજ રીતે ગુમ્બજમાં નજર નાખતાં આપણને આતશના આફરગાન્યાં ઉપર તાજ લટકાવેલું દેખાશે તેમજ અંદરની દિવાલ ઉપર તરવાર, ગુર્જ, બરછી વિગેરે હથીઆરો નજરે પડે છે. આ સઘલું ચિન્હરૂપી છે. ઘણુંકો એમ સમજતા જોવામાં આવે છે કે આગળા વખતમાં ચોર, લુટારા, ધાડપાડુઓ વિગેરેની વખતો વખતની હેરાનગતીને લીધે ઉપલા હથીઆરો રાખવામાં આવતાં હતાં કે જેથી વખત પડવે તેનો ઉપયોગ કરવામાં આવે. પણ આપણે આગળ જોયું છે કે આતશબેહેરાંમને પાદશાહનો માન ભર્યો એલકાબ આપવામાં આવ્યો છે અને આતશ ન્યાએશમાં આતશને 'રથએશ્તાર' કહ્યો છે, અને જેમ રાજ્ય પોતાની સત્તાથી દેશમાં શારીરિક વ્યવસ્થા જાળવે છે તેમ દીન પોતાની સત્તાથી આત્મિક અથવા નિતિની વ્યવસ્થા જાળવે છે. એટલા માટે દીનની હકુમત, અને દીનની પાદશાહીની નિશાનીઓ તરીકે ઉપર મુજબનાં હથીઆરો તથા તાજો-તખ્ત આપણે ગુમ્બજમાં મૂકેલાં જોઇએ છીએ કે જેથી પવિત્ર આતશને નમન કરવા આવનારાં જરથોશ્તીઓ પોતાનાં મનમાં નિતિમાન, સારા સદ્દગુણી વિચારો લાવે; જુઠાઇ, બદી, બુરાઇ વિગેરે અનેક દૂર્ગુણોને મારી હઠાવે.

## ચક ફરતી વેળા ભણુવામાં આવતા શબ્દોનો ખુલાસો.

આતશબેહેરામ પાદશાહ સાહેબને બોએ હેતી વેળા ચક ફરવામાં આવે છે. આ ચક ફરતી વેળા જે શબ્દો ભણુવામાં આવે છે તે ઘણાજ નિતિજનક છે, જે દેખાડે છે કે આપણુ જરથોસ્તીઓ આતશપરસ્ત નથી, તેમજ વળી આતશ સાથે જે ઉંડા આત્મિક વિચારો જોડાયલા છે તે દેખાડે છે, અને જેમ આપણામાં તેમ બીજાઓમાં આ ચાર દિશાઓ તથા ચાર ખૂણાઓ કોઇક કાર્યને વધારે મજબુતી આપવા અથવા તો તે ક્રિયા માટેની બુઝોર્ગીનો તથા ગંભીરતાનો છાપ મારવા અગત્યનો ભાગ ભજવે છે. જેવી રીતે કે સ્વસ્તીકા અને ક્રોસ. હવે અહીં જે શબ્દો ભણુવામાં આવે છે તે મોટે ભાગે યજશ્નેનાં ૬૮ માં હામાંથી લેવામાં આવ્યા છે જેનો સાર નીચે પ્રમાણે છે.

આ થ્વા આથ્રો ગારયેમિ = (અએ હોરમજ્દ!) તારા આતશ મારફતે હું તુંને વખાણું છું.

વંઘ્રહેઉશ મનંઘ્રહો જર્ઍાથ્રાબ્યો યજમઇદે (હા. ૬૮ ક. ૩) = ભલાં મનના જોરોથી હમો આરાધ્યે છીએ.

વંઘ્રહેઉશ ઉખ્ધહે જર્ઍાથ્રાબ્યો યજમઇદે (હા. ૬૮ ક. ૩) = ભલાં વચનના જોરોથી હમો આરાધ્યે છીએ.

વંઘ્રહેઉશ શ્યઑથ્નહે જર્ઍાથ્રાબ્યો યજમઇદે (હા. ૬૮ ક. ૩) = ભલાં કામોના જોરોથી હમો આરાધ્યે છીએ.

સૂકાઇ મનંઘ્રહ : સૂકાઇ વચંઘ્રહ : સૂકાઇ શ્યઑથ્ન : (હા ૬૮ ક. ૪) = મનને રોશન કરવા માટે, વચનને રોશન કરવા માટે, અને કામોને રોશન કરવા માટે યાને કે અએ અહુરમજ્દ! તારા આતશની મારફતે હમો તારી વખાણુ ગાઇએ છીએ. તથા હમો ભલાં મનના, ભલાં વચનના, અને ભલાં કામોના જોરોથી તુંને આરાધ્યે છીએ. આ સઘળું હમો હમારા વિચારોને, વચનોને તથા કામોને રોશન કરવાને માટે કર્યે છીએ.

ચક ફરતી વેળા, આફરગાન્યાનાં સરપોશની આસપાસ, તે ચોક્કસ અનુક્રમેજ ફરવામાં આવે છે જે આપણને સાધારણુ નજરે કશું માલમ પડતું નથી. છતાં નીચલાં ચીત્ર ઉપરથી માલુમ પડશે, કે ચક ફરતાં એક ઘણીજ માર્મીક નીશાની બનાવવામાં આવે છે જેમાં ઘણો ઉંડો અર્થ સમાયલો છે જે માટે આપણને ધર્મ અભ્યાસીઓની કેતાબોમાંથી સારી સમજણુ મલે છે.




## આતશબેહેરાંમની ભષ્મના ફાયદા.

આપણે આગળ આતશબેહેરાંમની ભષ્મ કાઢવાની ક્રિયા જોઇ ગયા છીએ. આ ભષ્મ યાને કે રાખ જે ચોક્કસ ક્રિયા કરી કાઢવામાં આવે છે તે ન્હાન આપતી વેળા નીરંગમાં ભેળવામાં આવે છે, અને પછીથીજ તે નીરંગ પીવાડવામાં આવે છે. તેમજ જ્યારે વરસ્યાને ઇજવાની ક્રિયા કરવામાં આવે છે તે વખતે તેના બાલ જેને 'વરસ' કહેવામાં આવે છે તે પવિત્ર કરતી વેળા પણ ભષ્મ નાખેલાં કુલીઆંમાં પાણી ઉકાળી તેમાં 'વરસ' ધોવામાં આવે છે કે જેથી વરસ ઉપરનો નસો દૂર થઇ તે પવિત્ર થાય. ત્યારે આ રાખમાં શું ગુણો સમાયલા છે તે જોઇશું.

આપણે આગળ જોયું છે કે ગઑમેજ યાને ગોદાનાં નીરંગમાં કેટલીક બીજી એસીડો ઉપરાંત 'કારબૉનીક ઍસીદ' (Carbonic acid gas) નામની એક જાતની ઝેરી હવા આવે છે જે આજુબાજુની ગલી-ચીને દુર કરે છે પણ જો આ હવા આપણું દમમાં લેવામાં આવે તો ત નુકશાન કરે છે. હવે ભષ્મ યાને રાખમાં કેટલાક બીજા ખારો ઉપરાંત 'કારબોનૅટ ઑફ પોતાશ' (Carbonate of Potash) નામનો ખાર મુખ્ય છે, જેમાં ખરાબ ગલીચી ચુસી લેવાનો ગુણ સમાયલો છે. ત્યારે હવે જ્યારે ગઑમેજ કે જેમાં 'કારબૉનીક ઍસીડ' નામની ઝેરી હવા છે, તેમાં ભષ્મ યાને રાખ, કે જેમાં 'કારબોનૅટ ઑફ પોતાશ' નામનો ખરાબ ચીજને ચુસી લેનારો ખાર છે, તે ભેળવાથી પેલી ઝેરી હવાનું કૌવત તદન ખલાસ થઇ જાય છે અને ત્યારપછીથી પીધેલો નીરંગ, પીનારને કાંઇપણ નુકશાન કરતો નથી.

અને આ ગઑમેજ કે જેની ઉપર નીરંગદીનની બુલંદ ક્રિયા કરવામાં આવી હોય છે તેમાં સાધારણ પ્રકારની રાખ ભેળવામાં આવે તો તેની પવિત્રાઇ જળવાઇ શકતી નથી એટલા માટે રાખ જેવી ચીજને પણ ક્રિયા કરી તદન પવિત્ર બનાવી પછીથીજ ઉપયોગમાં

લેવાનું આપણા મજહુબ કે જે સાયન્તીફીક ક્રિયાઓથી ભરપુર છે તેમાં શીખાડયું છે.

## આતશબેહેરાંમનાં પવિત્ર કેબલાને એક ગુમ્બજમાંથી બીજા ગુમ્બજમાં લઇ જવાની ક્રિયા.

જ્યારે પણ આતશબેહેરાંમનું મકાન તથા તેની અંદરના ગુમ્બજ વિગેરેની મરામત કરાવવી પડે છે, ત્યારે આતશબેહેરાંમના નુરી કેબલાને એક બાજુથી બીજી બાજુ ખસેડવાની જરૂર રહે છે. આવી વખતે પહેલાં ગુમ્બજને નીરંગથી ત્રણ મરતબે પાવ કરી પછીથી ચોકખાં પાણીથી ત્રણ મરતબે ધોઇ પવિત્ર કરવો. પછીથી યોજદાથ્રેગર મોબેદની એક જોડ કુસ્તી પાદીઆબ કરી ફરજીયાત ગુજારે, અને પાદશાહને તખ્તનશીન કરવાના ગુમ્બજમાંનાં ખુઆંન ઉપર પાંચ તાએની ખુબ કરે. ત્યાર પછીથી હોમ ગાળી મોટું પરગરૂં કરે, અને સરોશ યજદની ક્ષ્નૂમનથી યજશ્ન એક કરે. ત્યાર પછીથી બીજો મોબેદ ફરીથી યજશ્ને કરી ખુબ કાયમ રાખે અને દરૂન ઇજી ખાણું ખાવું કરે.

આ પ્રમાણે ત્રણ દિવસ, સરોશની ક્ષ્નૂમનથી યજશ્ને કરે અને ત્રણ રાત વંદીદાદ કરે.

ચોથે દિવસે, હાવન ગેહમાં જે રોજ હોય તેની ક્ષ્નૂમનથી યજશ્ન કરે અને ખુબ કાયમ રાખે. ગુમ્બજમાં આવજાવ કરવી હોય તો પદાંન બાંધીને કરવી. બીજા મદદનીશ મોબેદો પણ ખુબ કાયમ રાખે અને ઉજીરન ગેહમાં, પાદશાહને તખ્તનશીન કરવા માટેનું આફરગાન્યું સાફ કરી ત્રણ મરતબે ચોકખું કરીને, ત્રણ મરતબે પાવ કરે, અને પાવ કરી પાણી બહાર કાઢી ખુશ્ક કરે. તેવીજ રીતે 'સરપોશ' પાવ કરી ખુશ્ક કરે અને એક પાવ કીધેલી આરણી ઉપર મૂકી સુખડનો વેહેર વિગેરે મૂકે. પછીથી આફરગાન્યું મૂકવા માટેનું ખુઆંન યાને કે આતશ પાદશાહનું તખ્ત ત્રણ મરતબે પાવ કરી તેની ઉપર પાવ કીધેલું આફરગાન્યું મૂકે. ત્યાર પછીથી ઉપર 'તાજ' લટકાવે અને ચમચ, ચીપીઆ વિગેરે તૈયાર કરી મૂકે. હવે પછી ઉઝહિન ગેહમાં બોએ દઇ થોડો વખત થોભે. ત્યાર પછીથી બોએ દેનાર મોબેદ સાહેબ સિવાય કોઇ રહે નહિ અને કોઇનું સુખડ પણ નહિ ચઢાવે. બીજા મદદનીશ મોબેદો જેઓ ખુબવાલા હોય તેઓ કુસ્તી પાદીઆબ કરી ફરજીઆત ગુજારી, જામો પીછોરી પહેરી તૈયાર રહે.

હવે જે રસ્તા ઉપરથી આતશબેહેરાંમ પાદશાહને લઇ જવાના હોય ત્યાં, પહેલા ગુમ્બજથી બીજા ગુમ્બજ સુધીનાં રસ્તામાં, કસ ખેંચી જગ્યા અલાહેદી કરે, અને રસ્તા ઉપર ચેરાગની કે એવી બીજી બતી અથવા માહતાબ કે સેતારાની રોશની રહે નહિ, તેની તેમજ જુદીંનોની નજર

પડે નહિ, તથા રસ્તો શાંત રહે, એમ હરેક જાતનો ચોકસ પાકો બંદોબસ્ત રાખવો.

ત્યાર પછીથી બીજા ખુબવાલા મહદનીશ મોબેદ સાહેબ ગુમ્બજમાં જાય, અને પેલા તૈયાર કીધેલા આફ્રરગાન્યાંનાં પાવ 'સરપોશ'નો પએવંદ જુના આફ્રરગાન્યાંનાં 'સરપોશ' સાથે કરે અને સઘળા આતશ, ત્રણ મરતબે, ત્રણ ચમચ ભરી, 'હુમત હુખ્ત હવરૂશત' બાજમાં યાદ કરીને, પેલા નવા સરપોશમાં સંભાલથી મૂકે. પેલા જુનાં આફ્રરગાન્યાં સાથે પએવન્દ રાખી તેની રાખ ઠંડી પડવા દે. ત્યાર બાદ 'સરપોશ' ઉંચકવા માટે ૨) પાવ કીધેલા સલ્યા, ૪) કરાંમાં ભેરવી ૪) મોબેદ સાહેબો ધીમેથી ઉંચકે, ૨) મોબેદ સાહેબો ઢાલ, તરવાર, ગુર્જ વિગેરે લઇ આગળ ચાલે અને ૪) મોબેદ સાહેબો પાદશાહને લઇને ચાલે જયારે બીજા મોબેદ સાહેબો તે ઉપર છત્ર ઓઢાડે; આ પછીથી બીજા મોબેદ સાહેબો પછવાડે ગુર્જ, ઢાલ, તરવાર, વિગેરે લઇ, આજુબાજુ તકેદારી રાખતા, આહેસ્તેથી કદમ-બે-કદમ શાંતિથી ચાલે. બીજા મોબેદ સાહેબો, હાથમાં નવગરેહ લઇને આતશ પાદશાહ, તેમજ મોબેદ સાહેબો ચાલે છે તેઓની બન્ને તરફ કસ ખેંચતા ચાલે. [ઉપર જણાવેલા મોબેદ જેઓ આતશ પાદશાહની સાથે ચાલે છે તેઓ સઘળાઓ ખુબવાલા જોઇએ, તેમજ જામો, પીછોરી, પદાંન બાંધીને ફરજીયાત ગુજારી હોય તેવા જોઇએ.] ત્યારપછીથી પછવાડે હીન-દસ્તુરો, દાવરો, અકાબરો, મોબેદો તેમજ બહેદીન સાહેબો શાંતિથી ચાલે. સરઘસ ગુમ્બજમાં જઇ પુગા બાદ આતશ પાદશાહને તખ્તનશીન કરે અને ગુર્જ, તરવાર વિગેરે હથીઆરો અંદર મૂકે. ત્યાર પછીથી હાવનની બોએ દીધા બાદ, સુખડ ખુશ્બો વિગેરે મૂકે અને એક મજલિસ આરાસ્તેહ કરી જશન કરે, એટલે આ ક્રિયા ખતમ થઇ.

## આતશબેહેરાંમ પાદશાહપર જુદ્દીનની નજર પડે; યા હમ-પએવન્દ થાય, તેને પાવ કરવા વિષે.

(આતશબેહેરાંમને બરૅશ્નૂમ આપવું)

ખોદા ન ખાસ્તેહ કોઇ દિવસ આતશબેહેરાંમના પાક કેબલા ઉપર કોઇ જુદ્દીનની નજર પડે, યાતો ભૂલે ચૂકે તે હમ-પએવન્દ થાય, યાને કે કોઇ બીજો શખ્સ પાક કેબલાના ગુમ્બજમાં પેવશ થાય, તો તે વખતે પેલા આતશના પાક કેબલાને નીચલી તરતીબથી પાછા પવિત્ર કરવા.

પહેલાં જે મોબેદ સાહેબ બોએમાં હોય તેમને આતશનું નવ રાતનું બરૅશ્નૂમ લેવું, યાને કે તે ખેદમતગાર મોબેદ સાહેબે બરૅશ્નૂમ લીધું, તે ગોયા આતશે લીધા બરાબર ગણાય છે. જેવું પેલા મોબેદ સાહેબે નવ રાતનું બરૅશ્નૂમ લીધું, કે તેજ દિવસથી બીજા ૪) પાકીજેહ ખસ-

લતના દાનાવ મોબેદ સાહેબો મોટી ખુબ કરી, હમ-પએવન્દ થઈ, આતશબેહેરાંમના કેબલા આગળ જાય. ત્યારપછીથી આતશના આફ્રરગાન્યાં ૯) તૈયાર કરે અને હારેહાર મૂકે. પ્રથમ પહેલા આતશના કેબલામાંથી આગળ આતશ ચુંટવા જણાવ્યું છે તે પ્રમાણે આતશની જોત ચમચ ઉપર લઈ, પહેલાં આફ્રરગાન્યાંમાં આતશ મૂકી તેને રોશન રાખે, અને આગળા આતશના કેબલાને પોતાની મેળે સર્દ થવા દે. ત્યારપછી બીજે દિવસે પહેલાં આફ્રરગાન્યાંમાંથી જોત લઈ બીજાં આફ્રરગાન્યાંમાં આતશ સલગાવે, અને આગળાં આફ્રરગાન્યાં સાથે પએવંદ રાખી તેમાંનાં આતશને સર્દ થવા દે. આ પ્રમાણે ૯) દિવસ સુધીમાં ૯ માં આફ્રરગાન્યાં સુધી જોત લઈ અકેક પછી નવા આફ્રરગાન્યાંમાં નવા આતશ રોશન કરતા જાય અને આગળા આતશને સર્દ પાડતા જાય. ત્યારપછી બર્ૅશ્નૂમ લેનાર મોબેદ સાહેબ, નવસો નાહી ફારેગ થાય, અને ૧૧ મે દિવસે નાહી ધોઇ, અગીઆરીમાં આવી ફરજીયાત ગુજારે અને મોટી ખુબ કરે. પછીથી આફ્રરગાન્યું વિગેરે પાકીજેહ કરે, ગુમ્બજ સાફસુફ કરે અને પેલાં પાકીજેહ કીધેલાં મોટાં આફ્રરગાન્યાંમાં આતશ મૂકે અને આતશબેહેરાંમ પાદશાહ સાહેબને ફરીથી તખ્તનશીન કરે. પછીથી દસ્તુર-મોબેદો તથા બેહદીનો મળીને એક મજલીસ આરાસ્તેહ કરી જશન કરે, એટલે આતશબેહેરાંમ પાવ થયલા ગણાય. જુઓ ૭૮ સવાલની રેવાયત, તથા મોબેદ મેહેરવાનજી કામદીન દસ્તુરની "પાવ મેહેલને લગતી ક્રિયાઓ."

## એક આતશબેહેરાંમમાંથી બે નહિ થાય.

કામદીન શાપુરની રિવાયતમાં જણાવવામાં આવ્યું છે કે એક આતશબેહેરાંમ હોય, ને તેમાંથી અરધા આતશ કાઢી બીજું આતશબેહેરાંમ બનાવી શકાય નહિ. જો કોઇ એમ કરવા માંગે યા કરે તો મરગરજાંન ગુનાહ લાગે.

તેમજ નરીમાન હોશંગની રિવાયતમાં જણાવ્યું છે કે વીજનો આતશ જો કે પવિત્ર છે તો પણ તેને આતશબેહેરાંમ કરી બેસાડે તે નારવા છે. જો આતશ આદરાંન બનાવે અને તે આતશ આગળ, આતશ આદરાંનની ન્યાયેશ કરે તો રવા છે.

# નવાં આતશે આદરાંન પરથવાની ક્રિયા.

## આતશે આદરાંન પરથવાનું ફરમાન.

રિવાયતોમાં એવું ફરમાન આવેલું છે કે હરેક શહેર અથવા ગામ મધે જયાં માજદયસ્ની જરથોશ્તીઓનાં ૧૦)થી વધારે ઘરો હોય તે જગ્યામાં આતશે આદરાંન જરૂર પરથાવવાજ જોઇએ અને સર્વે જરથોશ્તીઓએ તેનો કેબલો કરી પાક યજદાંનની સેતાયશ અને બંદગી કરવી જોઇએ.

આદરાંન શબ્દનો અર્થ:—આપણે 'આદર્યાન' શબ્દ વાપડયે છીએ તે 'આદરાંન' શબ્દનું બીગડેલું રૂપ છે. આ શબ્દ 'આદર' બોલનું બહુ-વચન છે, જેનો અર્થ 'આતશો' યાને કે જુદીજુદી જગ્યાઓના આતશો એવો થાય છે. આ કેબલાને પરથાવતી વેળા નીચલા ૪ જાતના આતશો લેવામાં આવે છે.

## આતશો ચુંટવાની વિગત.

૧ :—અથોરનાનનાં ટોળાંનો આતશ.
૨ :—રથએશ્તારનાં ટોળાંનો આતશ.
૩ :—વાસ્ત્રયોશનાં ટોળાંનો આતશ.
૪ :—હુતઑક્ષનાં ટોળાંનો આતશ.

આતશબેહેરાંમ પરથાવવાની ક્રિયા લખી છે, તેજ માફક આ ક્રિયાને પણ ૬ વિભાગોમાં છૂટી પાડી નાખવામાં આવી છે. જેમાં

ભાગ પહેલામાં :—ઉપર જણાવેલા ૪ જાતના આતશો ચુંટવાની વિગત,
ભાગ બીજામાં :— ,, ,, ,, ,, ને ચોકખા કરવાની ક્રિયા,
ભાગ ત્રીજામાં :— ,, ,, ,, ,, ને ઇજવાની ક્રિયા,
ભાગ ચોથામાં :— ,, ,, ,, ,, ને એકત્ર કરી ઇજવાની ક્રિયા,
ભાગ પાંચમાંમાં :—બુઝબજ ઇજવાની ક્રિયા, અને
ભાગ છથામાં :—આતશે આદરાંનને તખ્તનશીન કરવાની ક્રિયા.

## ભાગ પહેલો.

(ચાર જાતના આતશો ચુંટવાની વિગત).

૧ :—અથોરનાનના ટોળાંનો આતશ એટલે કે દસ્તુર, મોબેદ, દાવર તથા જે ધણી આદરાંન પરથાવતો હોય તેને ઘરનો અને એ સિવાય તે ગામના પરહેજગાર બેહદીનો તથા દાવરોનાં ઘરના આતશ લેવા.

૨:—રથએશ્તારનાં ટોળાંનો આતશ એટલે કે (અ) દેશના દેશપતીને ઘરનાં બબરચીખાનાંનો તથા (બ) લશ્કરી વડા સરદાર યાને કે સેનાધીપતિને ત્યાંનો તેમજ (ક) વડા ન્યાયાધીશને ત્યાંના આતશો મેળવી એકત્ર કરવા.

૩:—વાસ્ત્રયોશનાં ટોળાંનો આતશ એટલે કે કોઇબી માજદયસ્નીજે બુરજીગરીનો યાને કે ખેડુતનો ધંધો કરતો હોય તેને ત્યાંનો આતશ તથા કોઇબી જુદ્દીન બુરજીગરને ત્યાંનો આતશ મેળવી એકત્ર કરવો.

૪:—હુતઑક્ષનાં ટોળાંનો આતશ તે એ કે જે આતશો ઉપર આજાબ વધારે પડતો હોય, જેવાકે લુહાર, સોની વિગેરે, તેવા જેટલાને ત્યાંથી મલે એટલા આતશ લેવા. દાખલા તરીકે નીચલા ૨૧) આતશોનાં નામો લખ્યાં છે અને એ આતશો વિગેરે જે કોઇ પર વધારે આજાબ પડતો હોય તેવા આતશ લેવાની ખાસ જરૂર છે.

૧) હમાંમખાનાનો; ૨) સોનીનો; ૩) ભઠીઆરાનો; ૪) લુહારનો; ૫) કલાઇગરનો; ૬) તન્દુરનો; ૭) રંગરેજનો; ૮) ખરાદીનો; ૯) રૂપગરનો; ૧૦) દારૂની ભટ્ઠીનો; ૧૧) કુંભારનો; ૧૨) નળીઆંની ભટ્ઠીનો; ૧૩) ઇંટની ભટ્ઠીનો; ૧૪) છોયની ભટ્ઠીનો; ૧૫) ચુનાની ભટ્ઠીનો; ૧૬) ગોવાલ્યાંને ત્યાંનો; ૧૭) કંસારાનો; ૧૮) ચોકીદારનો; ૧૯) વનજારાનો; ૨૦) સાબુવાલાની ભટ્ઠીનો; ૨૧) ભરતીઆનો જે ભરતનાં ઓટેલાં વાસણો બનાવે છે તેનો વિગેરે વિગેરે. આ જુદા જુદા આતશોને એકત્ર કરી એક જગાએ રાખવા. જો ક્રિયા કરાવનાર ધણી જે ગાંમ યા શહેરમાં આદરાંન બંધાતું હોય ત્યાં નહિ રહેતા હોય અને બીજા શહેરમાં રહેતા હોય તો તેને ઘરનાં આતશ લેવાની કાંઇ ખાસ જરૂર નથી. ઉપર મુજબ સઘળા આતશો એકઠા કરી રાખવા અને ત્યારપછી તેને બીજા ભાગમાં જણાવ્યા પ્રમાણે ચોકખા કરવા.

## ભાગ ૨ જો.

(આતશોને ચોકખા કરવાની ક્રિયા).

આતશોને ચોકખા કરતી વખતે જે ક્રિયા આગળ આપણે આતશબેહેરાંમ પરથાવતી વખતે જોઇ છે તેજ પ્રમાણે લગભગ કરવામાં આવે છે. પહેલાં સુરાખદાર ચમચની ઉપર સુખડનો વેહેર વિગેરે લઇ, સરોશ બાજ 'અષહે' સુધી ભણીને બાજમાં દસ્તુરી ભણવી, અને આતશની ઝાલ લેતી વેળા 'યથા' ભણ્યા કરવો. પછીથી નવા સળગેલા આતશને બીજાં આફ્રરગાન્યાંમાં મૂકી, પહેલાંની સાથે પએવંદ કરી રાખી, બીજું આફ્રરગાન્યું એક વેહેંતને તફાવતે દૂરથી મૂકવું. અસલ આતશને ઠંડા પડવા દેવા અને નવા આતશ ઉપર ખુશબો મૂકી રોશન રાખવા

અને 'યથા' ભણ્યા કરવો. એ પ્રમાણે આતશનાં ત્રણ પાતરાંઓ માંડીને હરએક આતશની ઝાલ જુદી જુદી લેવી અને ચોઠાં પાતરાંનાં આતશને સંગ્રી રાખવા.

આજ પ્રમાણે રથએશ્તાર, વાસ્ત્રયોશ, અને હુતઑક્ષના આતશોને ત્રણ વખત ચોકખા કરવા. એટલે ૪ જુદાં જુદાં આફ્રરગાન્યાંમાં જુદા જુદા આતશો ચોકખા કરી[1] રોશન રાખવા. ત્યારપછીથી ત્રીજા ભાગમાં જણાવ્યા પ્રમાણે તે આતશોને ઇજવાની ક્રિયા કરવી.

## ભાગ ૩ જો.

### (આતશોને ઇજવાની ક્રિયા).

ઉપર પ્રમાણે આતશોને પાવ કીધા પછી, મોબેદ સાહેબોની જોડ ચાર હોય તેમાંની અકેક જોડ અકેક જાતનો આતશ લઇ તેની ઉપર પહેલે દહાડે મીનો નાવરની યજશ્ન યાને ખુબ કરીને, સરોશની યજશ્ન એક તથા વંદીદાદ એક કરે.

બીજે દહાડે દાદાર અહુરમજદની યજશ્ન એક તથા વંદીદાદ એક કરે.

## ભાગ ૪ થો.

### (ચાર આતશોને એકત્ર કરવાની ક્રિયા).

ઉપર પ્રમાણે બે દિવસ યજશ્ન ૨) તથા વંદીદાદ ૨) કરી રહ્યા પછી ત્રીજે દિવસે, ચાર આતશોને એકત્ર કરી નાંખે; યાને કે અથોરનાનને ત્યાંના આતશનાં આફ્રરગાન્યાંમાં બીજા ત્રણ જાતના આતશો મેળવી દેવા, અને એ આતશ મેળવતી વખતે ત્રણવાર આતશનો નમસ્કાર કરવો તથા 'અહુમાઇ રએશ્ચ' ભણવી. પછીથી પેલાં ત્રણે આફ્રરગાન્યાંઓની રાખને ઠંડી કરવી, તે એવી રીતે કે પેલા અથોરનાનનાં આતશનાં પાતરાંની સાથે પેલા ત્રણે પાતરાંઓ તેની અંદરની રાખ ઠંડી પડે ત્યાં-સુધી ચમચે પએવંદ કરી રાખવાં; અને ત્યારપછી તેઓ ત્રણેને ખસે-ડવાં. હવે પછી બનતાં સુધી જે મોબેદની જોડે અથોરનાનનો આતશ ઇજ્યો છે તે જોડ આ એકત્ર કીધેલા આતશ ઉપર ૧ યજશ્ન તથા ૧ વંદીદાદ સરોશની ક્ષ્નૂમનથી ઇજે અને ચોથે દિવસે હાવન ગેહમાં તે એકત્ર કીધેલા એક આતશ ઉપર ફરીથી યજશ્ન ૧ દાદાર અહુરમજદની ક્ષ્નૂમ-નથી કરે, એટલે આતશે આદરાંન ઇજવાની ક્રિયા તમામ થઇ.

---

[1] દસ્તુરજી એરચજી શો. મેહેરજીરાણા પોતાના એક હસ્તલેખમાં વધુ લખે છે કે ચારે આતશો પાવ થઇ રહે ને પછી ત્યાંજ બેસીને સઘળા મોબેદોએ એક વખત આતશની સાથે પેવંડ રાખીને "અહ્યા થ્વા આથ્રો વેરેજેના" નો કરદો પઢવો, કારણકે વંદીદાદની ૧૧)મી ફરગરદમાં આતશને પાક કરવા એ કરદો પઢવા લખેલો છે.

## ભાગ ૫ મો.

(આદરાંનનો ગુમ્બજ ઈજવાની ક્રિયા).

આતશે આદરાંન સાહેબને તખ્તનશીન કરવાની ક્રિયા કરવા આગમજ, તેમને માટે બંધાવેલી દરેમેહેર તથા ગુમ્બજને ઈજવાં જોઈએ. પહેલાં ત્રણવાર દરેમેહેર તથા ગુમ્બજને નીરંગથી પાક કરી સૂકવે. પછી ત્રણ વાર ચોકખાં પાણીથી ધોઈ પવિત્ર કરે. ત્યારપછી દરેમેહેર ઈજાવનારને નામે નવાં બરશ્નુમ લઈ તૈયાર થયલા મોબેદ સાહેબો, ઉર્વીસગાહ એટલે હીંધોલા રાખવાની જગ્યામાં તેમજ ગુમ્બજમાં પથ્થરનાં ખુઆંન માંડી ત્રણ દિવસ સુધી ક્રિયા કરે. તેમાં પહેલે દહાડે, સઘળા હીંદોરા ઉપર તથા ગુમ્બજમાં પ્રથમ પાંચ તાએની ખુબ કરે. પછી આમનસામન મીનોનાવરની યજશ્ન અને મોટી ખુબ કરીને ત્રણ દહાડા સુધી રોજ ૧) સરોશની યજશ્ન તથા ૧ વંદીદાદ કરે. ચોથે દિવસે હરેક ઉર્વીસગાહ પર પેલા દરેમેહેર બંધાવનાર શખ્સને નામે અકેક યજશ્ન અર્દાફ્રવશની ક્ષ્નૂમનથી કરે[1] તથા બાજ ઈજે, તેમજ આફ્રીનગાંન કરે જેમાં ૧ લું, દાદાર અહુરમજ્દનું; ૨ જું, અર્દાફ્રવશનું; ૩ જું, અસ્ફંદાર્મદ અમેશાસ્પંદનું; ૪ થું, દહમાનનું; અને ૫ મું, સરોશનું. એ પ્રમાણે પાંચ કર્દા આફ્રીનગાંનના કરે તથા પાંચ બાજ ઈજે.

## ભાગ ૬ ઠો.

(આતશે આદરાંનને તખ્તનશીન કરવાની ક્રિયા).

ભાગ ચોથામાં જણાવ્યા પ્રમાણે સઘળા આતશોને એકત્ર કરી, એક આતશને ઈજ્યા પછી આતશે આદરાંન સાહેબને તે જગો ઉપરથી ઉઠાવી ગુમ્બજમાં લાવી બુજોર્ગીથી તખ્તનશીન કરવા. આ આતશને ઉઠાવતી વેળા "યથા અહૂ વઈર્યો" ભણતાં રસ્તામાંથી ચાલવું. આ પ્રમાણે સઘળી ક્રિયા કરીને આતશે આદરાંનને તખ્તનશીન કરી, એક મોબેદ સાહેબ બોએ દે. દસ્તુર એરચજી વધુ ઉમેરે છે કે જે મોબેદ બોએ દેવાના હોય તે પહેલાં "હુમત, હુખ્ત, હવર્શ્ત" એ ત્રણ શબ્દો બાજમાં પઢીને ત્રણ મરતબે ખુશબો મુકે. પછી જેમ આતશબેહરાંમ સાહેબને બોએ દે છે તેમ પહેલી બોએ દીએ. તેજ દિવસે અંજુમનનું જશન કરે, તેમાં પહેલો કર્દો અર્દીબેહેશ્ત અમેશાસ્પંદનો, બીજો કર્દો દાદાર અહુરમજ્દનો, ત્રીજો કર્દો અસ્ફંદાર્મદ અમેશાસ્પંદનો, ચોથો અર્દાફ્રવશનો, પાંચમો દહમનો તથા છઠ્ઠો સરોશનો કર્દો કરે. અને આદરાંન પરથાવનારને નામની તંદુરસ્તી ભણે. ઉપર જણાવ્યા પ્રમાણે છ બાજ ઈજે, ચાશ્ની કરે અને એક બીજા સાથે હમાજોર કરે, સવાબનો હમબેહરેહ હાંસલ કરે, એટલે આતશે આદરાંનને પરથાવવાની ક્રિયા તમામ થઈ.

---

1. કોઈક દસ્તુરજીના મત મુજબ "દાદાર હોરમજ્દ" ની ક્ષ્નૂમનથી.

# આતશે દાદગાહ પરથાવવાની ક્રિયા.

દાદગાહ એ અવસ્તાનો "દાઇત્યો-ગાતુશ" શબ્દ છે. જેનો અર્થ "લાયક જગ્યા" એમ થાય છે. જ્યારે નાચારીએ આતશે બેહેરામ યા આતશે આદરાંન જરથોશ્તીઓની ટુંક વસ્તીવાલાં ગામોમાં સ્થાપી શકાતાં નથી, ત્યારે "આતશે-દાદગાહ" સ્થાપવાની ખાસ જરૂર જોવામાં આવી છે, અને આતશને હુંમેશા રોશન રાખવામાં આવે છે. આતશે-દાદગાહ સ્થાપવા માટે, પહેલાં એક અલાહેદું મકાન બાંધવામાં આવે છે અને તેને નીરંગ તથા પાણીથી માજદયસ્નાનો પોતેજ ધોય છે. ત્યારપછી આતશને તેની લાયક જગ્યાએ પરથી, ત્યાં ચાર દિવસ નીચલું ક્રિયાકામ કરવામાં આવે છેઃ—

પહેલા ત્રણ દિવસ રોજ સહવારે એક સરોશની ક્ષ્નૂમનથી યજશ્ન કરવામાં આવે છે, અને ત્રણ દિવસ સુધી રોજ રાત્રે એક વંદીદાદ સરોશની ક્ષ્નૂમનથી કરવામાં આવે છે.

ચોથે દિવસે સહવારે અરદાફ્રવશની ક્ષ્નૂમનથી યજશ્ન કરી, એક જશન કરવામાં આવે છે જેમાં અનુક્રમે નીચલા છ કરદા કરવામાં આવે છેઃ—

(૧). અર્દીબેહેશ્ત અમેશાસ્પંદનો,
(૨). દાદાર અહુરમજદનો,
(૩). અસ્ફંદાર્મદ અમેશાસ્પંદનો,
(૪). અર્દાફ્રવશનો,
(૫). દહમનો અને
(૬). સરોશનો.

તેમજ ઉપર પ્રમાણે છ બાજે ઇજવામાં આવે છે.

એટલે આતશે-દાદગાહ પરથવાની ક્રિયા ખલાસ થાય છે. ત્યારપછીથી દરેક માજદયસ્નાનો આતશે-દાદગાહનો ફેબલો કરી સેતાયશ કરવાને ભેગા મલે છે.

નોટઃ—આખા હિંદુસ્તાનમાં, આદર્યાંન તથા દાદગાહ મલીને એકંદર સંખ્યા આશરે પોણી બસોની થાય છે, અને ઇરાનનાં યજદ શેહેરનાં પ્રગણાંઓમાં સોળ આદર્યાંનો છે તેમજ કેરમાન મધે મહુંમ બાઇ બાનુ રૂસ્તમ ફરરોખનાં પુણ્ય માટે, બાગે સતારે ખાનુમમાં અરબાબ સરૂષ જહાંગીરે સ્થાપી છે.

# દખ્મું પરથાવવા બાબે.

## દખ્મું બાંધવાને લગતો ખુલાશો.

દખ્મું, એ ધર્મ સંબંધી ઘણો અગત્યનો સવાલ છે અને એટલા વાસ્તે એ માટે કાંઇક જાણવાની ટુકમાં કોશીશ કરીશું.

'દખ્મ' શબ્દનો અર્થઃ—પારસી આરામગાહને સાધારણ રીતે દખ્મું કહેવામાં આવે છે જે તેનું લાયક નામ નથી, બલકે ધર્મની રૂએ સેવટની આરામગાહને એ નામે ઓળખવું વાજેબ નથી.[1] વંદીદાદમાં 'દખ્મ ઉજ્દએજ' અથવા 'દખ્મ' એ બે નામો જમીનની નીચે ચોતરફથી ચણી લીધેલાં ભોંયરાંનાં બંધીઆર બાંધકામને અર્થે વપરાયાં છે.[2] આ નામ પહલવી 'દખ્મક' તથા 'અજ્ઞંન' અને ફારસી 'દખ્મ' અથવા 'દખ્મેહ' મળે છે, જેનો અર્થ "જે જમીનની નીચે ખુરશેદ નેગીરશ્ન નહિ યાને આફતાબને જોતું નહિ, આફતાબના કીરણો તેની ઉપર પડે નહિ, એવું દખ્મું." ફારસી બુરહાને કાતે નામની ફરહંગ મુજબ "દખ્મ એક ભોંયરૂં છે, કે જેમાં મુડદાં મૂકે છે." "દખ્મ એટલે દખ્મેહ છે, કે જે મુડદાંઓનું ભોંયરૂં હોય છે, અને સાધારણ રીતે મુડદાંની પેટીને બી કહે છે, અને ખસુસન ગબરો (જરથોશ્તીઓ) ઘોરોનાં મકાનને કહે છે." ત્યારે આ સઘળી શહાદતો ઉપરથી માલુમ પડે છે કે પારસી આરામગાહ માટે દખ્મું એ લાયક નામ નથી, પણ અસલ દખ્મું જમીનનાં પેટામાં ચણતર કીધેલાં એક ભોંયરાંનું નામ છે.

આપણા આગળા નામીચા પાદશાહો તથા પહેલવાનોની લાસોને દખ્મનશીન કરવામાં આવી હતી એમ શાહનામેહ ઉપરથી માલુમ પડે છે, પણ તે દખ્માં તે કાંઇ હાલનાં દખ્માં જેવાં ન હતાં, પણ કેટલાકોની લાસોને આગળ જણાવ્યા પ્રમાણે દખ્માંની અંદર યાને કે ભોંયરાંની અંદર પેટીમાં બંધ કરીને મૂકવામાં આવી હતી, જ્યારે બીજા પાદશાહોની લાસોને ખુશબોએ લગાડી તાજ પહેરાવી, કમરબંધ વિગેરે બાંધીને તખ્ત ઉપર મૂકવામાં આવી હતી.

પણ આ રૂઢી જરથોશ્તી તરીકતથી ઉલટી હોવાને લીધે, લાસને ઠેકાણે પાડવાનું ફરમાન વંદીદાદમાં નીચે મુજબ જણાવ્યું છે. જરથોશ્ત સાહેબ કહે છે કે :—

"હાડમંદ મુલકોનાં અશો, પેદા કરનાર, અએ હોરમજદ! મુએલાં માણસનાં તનને હમો કયાં લઇ જઇએ, કયાં મૂકીએ?"

---

૧. 'રેસાલહા—એ ખુરશેદ' ભાગ બીજો.

૨. આ અર્થ સવંથી પહેલાં વિદ્વાન એરવદ શહેરયારજીએ દેખાડયો છે. જ૦ અ૦ અંક ૫ મો, સફો ૨૬૦–૨૬૧.

ત્યારે અહુરમજ્દે જવાબ આપ્યો કેઃ—

"અએ જરથોશ્ત! સૌથી ઉંચી જગા ઉપર જ્યાંથી તે મુવેલાંનાં કાલબુદ ખાનારાં કૂતરાં અથવા પક્ષિઓ ઘણા ખચ્ચીત જોઇ શકે."

ત્યારપછીથી મુએલાંના તનનાં હાડકાંની જાળવણી કરવાને માટે અસ્તોદાન, જેવી જેની શક્તિ હોય તે પ્રમાણે બનાવે. પણ આ અસ્તોદાન આપણાં હાલનાં દખ્માને તદ્દન મલતાં આવતાં નથી. વંદીદાદમાં 'ભિત્તર ભોંયરાં' માટે 'દખ્મ ઉજ્દએજ્' અને 'દખ્મ' એવાં બે નામો મળે છે; કે જેમાં લાસ મૂકવાથી જમીન નાખુશ થાય છે, અને તેને તારાજ્ કરવાથી જમીન ખુશહાલ થાય છે, અને જો તારાજ્ કરવામાં ન આવે, અને લાસને તેમાં ગાળવામાં આવે છે તો દેવ–દ્રૂજ યાને કે દુઃખદર્દોનો ઉપદ્રવ વધે છે.

ઉપર જણાવેલાં કારણો અનુસાર આપણી હાલની આરામગાહોને 'દખ્માં'ને નામે ઓળખવી ન જોઇએ.

બુલંદ ગાહ એ દખ્માંનું લાયક નામ:—આરામગાહને માટે વંદીદાદમાં આપણને એક લાયક નામ મળે છે, જે "બરેજીશ્ત ગાતુ" છે. જેનું પહલવી 'બાલેસ્ત–ગાસ' અને પાજંદ–ફારસી 'બુલંદતર ગાહ' થાય છે. જેનો અર્થ "સૌથી ઉંચી જગા" યાને કે "નામીચી જગા" થાય છે. એ મુજબ આપણી સેવટની જગ્યાને આરામગાહોને માટે મજ્હબની રૂએ અગર કોઇબી વધારે લાયક નામ હોય તો તે 'બુલંદતર ગાહ' યા તેનું ટુંકું રૂપ 'બુલંદ ગાહ' છે. આપણી સેવટની જગા, આરામગાહ માટે 'બુલંદ ગાહ'નું જ્યારે લાયક નામ મળે છે ત્યારે તેને મજ્હબે મના કીધેલાં 'દખ્માં'ને નામે ઓળખવું રવા ગણાવું નહિ જોઇએ. (જુવો 'રેસાલહા–એ–ખુરશેદ' (ભાગ બીજો) નામની દસ્તુરજી ખુરશેદજી પાવરીની ધર્મ સંબંધી કેતાબ.) એરવદ શહેરયારજી ભરૂચા 'રીસ્તિસ્તાન' નામની કેતાબમાં લખે છે કે જરથોશ્તી ધર્મ પ્રમાણે લાસને ઠેકાણે પાડવાની જગાને 'દાદગાહ' કરી કહે છે, જે શબ્દ અવસ્તા 'દાઇત્યો ગાતુશ' શબ્દ ઉપરથી નીકલેલો છે, જેનો અર્થ "ઘટતી અથવા બનાવેલી જગા" અથવા ઓટલો અથવા પ્લેટફોરમ અથવા તખ્ત કરી થાય છે, અને તે તદ્દન લાગુ પડતો શબ્દ છે. વાસ્તે દખ્માને બદલે 'દાદગાહ' કહેવું વધારે સહી ગણાશે. એ 'દાદગાહ' શબ્દ લાસની છેલ્લી જગાને વાસ્તે વપરાયલો ઘણીખરી કેતાબોમાં મલ્યો છે. દાખલા તરીકે સ્પીગલ પહલવી વં૦ ૫ ફ૦ ૧૨૭ માં કહે છે કે "તેજ મીસાલે કે જેમ એક 'દાઇત્ય' (દાદગાહે) લઇ જવાનું માણસ 'દાઇત્ય' (દાદગાહે) લઇ જવાય છે અને (માંસાહારી પક્ષીઓથી) ખવાય છે." તેમજ એઓનાં જણાવવા પ્રમાણે પહલવી, પાજંદ, અને ફારસી કેતાબોમાંના પુષ્કળ દાખલાઓમાં 'દાદગાહ' શબ્દ છેલ્લી જગાને અર્થે વાપરેલો છે.

## નવું દખ્મું બાંધવાની ક્રિયા.

નવું દખ્મું બાંધવા માટે નીચલી ત્રણ મુખ્ય ક્રિયા કરવામાં આવે છે.

૧ :—કોહાળી મારવાની યાને કે પાયો નાખવા માટે જમીન ખોદ-
વાની ક્રિયા.

૨ :—તાણો પૂરવાની યાને કે પાયાની ક્રિયા; અને

૩ :—દખ્મું ઇજવાની ક્રિયા.

### ભાગ પહેલો.

(કોહાળી મારવાની ક્રિયા).

પ્રથમ દખ્મું બાંધવા માટે ગામથી યા શેહેરથી દૂર એકાંત પહાડી જગ્યા, યા ટેકરીવાલી ઉંચી જગ્યા પસંદ કરવી, કે જેની આસેપાસે ખેતીવાડીનું કામ ચાલતું નહિ હોય અને માણસોની આમદો-રફત ઓછી હોય. ત્યારપછીથી દખ્મું બાંધવા માટેનો ઘેરાવો (Circumference) નક્કી કરવો અને આજુબાજુની સઘળી જગ્યા સાફ કરવી. ત્યારપછીથી નીરંગ છાંટી સઘળી જગ્યા પાક કરવી અને પછીથી પાણી છાંટવું. પછી તે જગ્યા ઉપર કોઇ જુદ્દીનની નજર નહિ પડે તેમ બધી બાજુથી પરદા બાંધી અંદર બાજ ઇજવા માટે પાવી કાઢવી.

પછીથી અરૅઝ્નૂમવાળા એક મોબેદ દરૂન, ગોશોદો, ઉર્વર, વિગેરે લાવી પેલી પાવીમાં મૂકે, અને ચોકખું પાણી ભરી લાવી કુસ્તી પાદી-આબ કરી, ઇજાર પહેરી, પદાંન બાંધે અને પાવીમાં જઇ પાંચ તાએની ખુબ કરે. ત્યારપછીથી નીચલી બાજો, જેને નામે દખ્મું બાંધતાં હોય તેની નેયતે ઇજે.

પહેલી બાજ સરોશ યજદની નેયતે ઇજે કે જે યજદ ગુજર પામેલાં-ઓનાં રવાંનોનો નેગેહબાન છે.

બીજી બાજ દાદાર અહુરમજદની નેયતે ઇજે.

ત્રીજી „ બેહમન અમ્શાસ્પંદની „ „

ચોથી „ અર્દીબેહેશ્ત „ „ „

પાંચમી „ શેહરેવર „ „ „

છઠ્ઠી „ અસ્ફંદાર્મદ „ „ „ આ ફરેસ્તો જમીન ઉપર મુવક્કલ છે, કે જેની ઉપર દખ્મું બાંધવામાં આવે છે.

સાતમી બાજ ખોર્દાદ અમ્શાસ્પંદની નેયતે ઇજે.

આઠમી „ અમર્દાદ „ „ „

નવમી „ અર્દા ફ્રવશની ઇજે.

ઢોળીઆનો તાણો પૂરવાનો નકશો.

(હયાં આ તરફ ઢોળીઆનો દરવાજો રાખવો).




( વિગતવાર ખુલાસા માટે જુઓ પાના ૨૬૭ થી ૨૭૧ ઉપરની 'તાણો પૂરવાની ક્રિયા'ની બાબદ. )

નોટ :—કેટલીક બાજુએ ઉપર જણાવેલી નવ બાજોને બદલે પાંચ બાજો ફજવામાં આવે છે. જેમાં ૧) લી સરોશની; ૨) જી દાદાર અહુરમજદની; ૩) જી અસ્ફંદાર્મદ અમેંષાસ્પંદની; ૪) થા અર્દાફ્રવશની અને ૫) મી 'હફ્ત-અમેંષાસ્પંદની.[1] (આગળી નવ બાજોમાં સાત અમેંષાસ્પંદની નૈયતે સાત જુદી જુદી બાજો ફજવામાં આવે છે. જ્યારે અહીં હફ્ત (યાને સાત) અમેંષાસ્પંદની નૈયતે ફક્ત એકજ બાજ ફજવામાં આવે છે).

આ પ્રમાણે બાજો ફજી રહ્યા પછી બાજ મૂકી ફુરવી કરે. ત્યારબાદ હાથમાં કોદાળી પકડી સરોશ બાજ 'અષહે' સુધી ભણી, ૨૧ (અથવા ૧૧) 'યથા અહૂ વઇર્યો' ભણતાં જમીનમાં કોદાળીથી ખાડો ખોદે. ત્યારબાદ બાજ મૂકવી એટલે કોદાળી મારવાની ક્રિયા ખલાસ થઇ. અગરજો તે જગ્યાએ જશન કરવું હોય તો જેટલી બાજો ફજી છે તેટલા કર્દા આફ્રેગાંનનાં કરવા[2] અને પછી થી કોદાળી મારવી. ત્યારબાદ મજુરોને કામે લગાડી ફરતેથી પાયો ખોદાવવો. પાયો (૩॥) સાડા ત્રણ ગજ ઉંડો ખોદાવવો.

## ભાગ બીજો.

### (તાણો પૂરવાની ક્રિયા.)

પ્રથમ જેટલો ઘેરાવો (Circumference) મુકરર કીધો હોય તે ધ્યાનમાં રાખી તેની અંદર ત્રણ આંટા ફરી વળે એટલો લાંબો સુતરનો દોરો લેવો અને (૧૦૧) તાર એકત્ર કરી તેનો તાણો તૈયાર કરવો. અને તેને ચોકખાં પાણીથી ધોઇ, સૂકવીને એક ઝુમચીમાં મૂકી રાખવો, પછી લોઢાનાં ખીલા સઘળા નાના મોટા મળીને (૩૦૧) ત્રણસો ને એક નીચે જણાવ્યા પ્રમાણે તૈયાર કરવા.

પહેલો મોટો ખીલો ૧; સુરાખ વગરનો એક મણના વજનનો તૈયાર કરવો. (નકશામાં જણાવેલો P નામનો ખીલો).

---

૧. દસ્તુર એરચજી શે. મેહરજીરાણા આ પાંચ બાજો ફજવા લખે છે, પણ કેટલીક ગમ બાજોમાં હેરફેર પણ હોય છે એમ જણાવે છે. વળી આ દસ્તુરજી લખે છે કે ઉપલી સઘળી બાજો નહીં ફજી શકાય તો એક સરોશ બાજ ફજવી, કારણ કે દસ્તુરજી કહે છે કે કેટલાક દાનાવોથી સમજ્યું છે કે અસલ એકજ સરોશ બાજ ફજવાનો હુકમ છે. પણ આપણા સાહેબોએ નેક કામ જાણી બીજી બાજો ફજવાનું દુરૂસ્ત ધાર્યું છે તેથી ફજે છે.

૨. દસ્તુર એરચજી જણાવે છે કે "કોદાળી મારવાની બાજ ફજે છે ત્યાં કાંઇ આફ્રેગાંન અથવા જશન કરવાનું જરૂર ફરમાન નથી. પણ કેટલાકો આફ્રેગાંન કરે છે અને એક રેવાયતમાં પણ મારા જોવામાં આવેલું છે કે જો ત્યાં આફ્રેગાંન કરવા ચાહે તો ૩) આફ્રેગાંન કરે:–૧ લું અસ્ફંદાર્મદનું—૨ જું દહમનું–૩ જું સરોશનું, અને આફ્રીન પઢે."

બીજા ૪ ખીલા; અગ્નિ, નૈરૂત્ય, વાવ્ય અને ઇશાન કોણના (નકશામાં જણાવેલા H, I, M, O, નામના ખીલા) બે મણનાં,[1] વજનના તૈયાર કરવા, યાને કે અકેક ખીલો અરધા મણનો હોવો જોઇએ. આ ચાર ખીલાને હરેકને ત્રણ ત્રણ સુરાખ મથાળેથી પડાવવાં, જેમાં નીચેનાં બે સુરાખ આડા અને ઉપરનો એક સુરાખ ઉભો.

ચાર દિશાનાં ખીલા નંગ ૩૬, હરેક દિશાનાં ૯)ના હિસાબે (નકશામાં જણાવેલા Y નામવાલા ૧૬, અને R નામવાલા ૨૦), મણ ૧ ના કરાવવા; યાને કે અકેક ખીલો ૧/૩૬ મણનો કરાવવો, જેનાં માથાં વાંકાં વાળેલાં ( ſ ) હોવાં જોઇએ.

ત્યારપછી ભંડારની ૪) નીકના ખીલા ૨૫૬, એક મણના કરાવવા, યાને કે હરેક ખીલાનો વજન ૧/૨૫૬ મણનો હોવો જોઇએ. જે ચાર ખુણાની બધું મળીને આઠ હાર (નકશામાં જણાવ્યા પ્રમાણે ( $V_1$, $V_2$, $V_3$, $V_4$, ) હરેક હારમાં ૩૨ ખીલા એટલે બધું મળીને ૩૨×૮=૨૫૬ ખીલા.

અને બીજા ચાર ખીલા ઉપરનાજ જેવા કરાવવા જે (નકશામાં જણાવ્યા પ્રમાણે $A_1$; $A_2$; $A_3$; $A_4$) ચાર નીકની શરૂઆતનાં માર્ગનાં હરેક ઠેકાણેનો અકેકો ખીલો. આ રીતે જોતાં ૧ મણનો/૧, ૨ મણના/૪, ૧ મણના/૩૬, ૧ મણના/૨૬૦ મલી કુલ્લે ખીલા (૩૦૧) ત્રણસો ને એક તૈયાર કરવા. જેમાં ફક્ત ૪ ખીલાઓનેજ સુરાખ પડાવવા તે સિવાયના સઘળા ખીલાઓ સુરાખ વગરનાંજ હોવા જોઇએ.

હવે દખ્માને લગતી ગોળ ફરતી દિવાલનો પાયો તથા ભંડાર, અને તેની ચાર નીકના પાયા ખોદી તૈયાર રાખવા અને નીક પાસેની ચાર બાજુની જગ્યાઓ ઉંચી રાખવી. આ પ્રમાણે તૈયાર કીધા પછી નીચે પ્રમાણે આગળ કામ કરવું.

જે દિવસે તાણો પૂરવાનો હોય તે દિવસે, બે બરૅશ્નુમવાળા મોબેદ સાહેબો પાયાની અંદર ઉતરી ખીલા, સૂતર, હથોડા વિગેરે તૈયાર રાખે. પછી પાયાની અંદર બન્ને જણા જુદા જુદા દરૂન લઇ પાંચ તાઓની નાની બુઝ કરે અને બાજ મૂકી, બન્ને જણા જામો પીછોડી પહેરી

---

૧. એરવદ નોશેરવાન ન. ઉનવાલા (ઉદવાડીઆ) પાવ મહેલની ક્રિયાઓ નામની કેતાબમાં જણાવે છે કે આ ચાર ખીલા એક મણના વજનનાં કરવા. તેજ પ્રમાણે "ઝોરોઆસ્ત્રીનીની બુલંદી" નામની કેતાબમાં ડૉક્ટર જહાંગીર મે. પાવરી પણ એક મણના વજનના ચાર ખીલા લેવા જણાવે છે. જ્યારે બીજી ઘણીક કેતાબોમાં બે મણના ખીલા લેવા જણાવ્યું છે.

# દોખ્માનો

## અંદરની પાવીઓનો દેખાવ




## આંકડાઓની

૧. દાખલ થવાની સ્લોપ–સીડી.

૨. લોખંડનો દરવાજો.

૩. દોખ્માની અંદર દાખલ થવા આખી પગથી.

૪. પાવીઓ તરફ જવા માટેની ગોળ ફરતી પગથીઓ.

૫. ,, ,, ,, ,,

૬. ,, ,, ,, ,,

૭. ,, ,, ,, ,,

૮. મરદો માટેની પાવીઓ.

૯. બાનુઓ માટેની પાવીઓ.

# નકશો

દોખ્માનો બહારનો દેખાવ



દોખ્માનો ભીતરનો દેખાવ




**સમજણ.**

૧૦. બચ્ચાંઓ માટેની પાવીઓ.

૧૧. વચ્ચે ભંડારનો કુવો.

૧૨. ચાર ખુણાઓ મધેથી લોહી, રસી વગેરે જવા માટેની પથરની જાલીઓ.

૧૩. ચાર ખુણાઓ મધે જમીનની નીચેની ગટરો.

૧૪. ફીલટર થવાની ગોઠવણ.

૧૫. ગટર તથા ફીલટર સાથે સંબંધ ધરાવતા જમીનની અંદરના ચાર ખાલ કુવાઓ.

૧૬. બહારની ઘેરાવાની દોખ્માની દીવાલ.

હુમ-૫એવંદ થઇ સરોશ બાજ 'અપહે' સુધી ભણે અને ખીલા માર-વાનું કામ શરૂ કરે. જ્યારે જ્યારે એકેકો ખીલો ઠોકે તે વખતે અહુ-નવર ભણે.

૧ લો ખીલો (P નામનો) બરોબર ભંડારની વચ્ચે ઠોકે, જેનું માથું બે બીલ્લસ ઉંચું રાખે.

૨ જો ખીલો (H નામનો) સુરાખદાર લઇ અગ્નિ કોણુ ઉપર મારે.

૩ જો ખીલો (I નામનો) સુરાખદાર લઈ નૈરૂત્ય કોણુ ઉપર મારે.

૪ થો ખીલો (M નામનો) સુરાખદાર લઇ વાવ્ય કોણુ ઉપર મારે.

૫ મો ખીલો (O નામનો) સુરાખદાર લઇ ઇશાન કોણુ ઉપર મારે.

આ ચારે કોણુના ખીલા જમીનથી ઘણા ઉંચા રાખવા, પછી ૩૬ ખીલા (૧૬+૨૦) મારવા શરૂ કરે, તે એવી રીતે કે દરેક દિશાએ નવ ખીલા મારવા, તેમાં અકેક દિશાએ ૪ ખીલા દિવાલ તરફ, અને ૫ ખીલા ભંડાર તરફ મારવા. ખીલા મારવાનું દક્ષિણ દિશાની પરનાલ તરફથી શરૂ કરે અને પહેલો ખીલો ભંડાર તરફના અગ્નિ ખુણાની તરફના નાકા આગળ મારવો. બીજો તેની સામી બાજુએ આડકતરો મારવો. એ પ્રમાણે આડકતરા યાને એક ભંડાર તરફ અને બીજો દિવાલ તરફ એ પ્રમાણે ૯) ખીલા દક્ષિણ દિશા તરફ મારવા. ત્યારપછી પશ્ચિમ, ઉત્તર અને પૂર્વ દિશા તરફ આજ પ્રમાણે ખીલા મારવા. (નકશામાં જણાવ્યા પ્રમાણે $R_1$; $Y_2$; $R_3$; $Y_4$; એવી રીતે $Y_{35}$; $R_{36}$; સુધી અનુક્રમે ખીલા ઠોકવા). આ ખીલાઓ પણ ઘણા ઉંચા રાખવા.

ત્યાર પછીથી ન્હાના ખીલા ૨૫૬ નકશામાં દેખડાવ્યા પ્રમાણે આઠ હારમાં મારવા. તેમાં પહેલા ૩૨ ખીલા $V_1$ અને $R_1$ એ બેની વચ્ચેની હારમાં મારવા. ત્યારપછી બીજા ૩૨ ખીલા $V_1$ અને $R_{36}$ ની વચ્ચેની હારમાં મારવા. તેવીજ રીતે બીજા ૩૨ ખીલા $V_2$ અને $R_{10}$ની વચ્ચેની હારમાં મારવા. અને બાકીના બીજા ૩૨ ખીલા $V_2$ અને $R_8$ ની વચ્ચેની હારમાં મારવા. આ મુજબ નકશામાં દેખાડયા પ્રમાણે અગ્નિ, નૈરૂત્ય વાવ્ય, અને ઇશાન ખુણાઓ તરફ બત્રીશ બત્રીશ ખીલાઓ ચોઢે અને એ પ્રમાણે ફરતા ૨૫૬ ખીલા થોકવા.

પછીથી છેલ્લા ૪ ખીલા નકશામાં જણાવ્યા પ્રમાણે $A_1$, $A_2$, $A_3$, અને $A_4$ ની નિશાની કાઢી છે ત્યાં થોકવા. આવી રીતે ૩૦૧ ખીલા થોકતાં 'યથા અહૂ વઇર્યો' ભણ્યા જાય.

આ પ્રમાણે ખીલા થોકયા પછીથી તાણો યાને કે સૂતરનો ૧૦૧ તારનો દોરો જે બુમચીમાં મૂકયો છે, તે એક મોબેદ લઈ આવે અને તેનો છેડો પકડી અગ્નિ કોણુનો ત્રણ સુરાખવાલો ખીલો (H) છે, તેમાં નીચેનાં આઢા સુરાખમાં પરોવીને દક્ષિણ દિશા તરફ છેડો બહાર

કાઢે અને તેને એક તરફથી ખેંચવા માંડે, અને ઝુમચામાં સંભાળીને એકઠો કરે. જ્યારે તે સઘળો તાણો ખેંચાઇને પૂરો થાય, અને પાછળો છેડો રહે તેને તેજ ખીલા સાથે નીચેનાં સુરાખમાંજ રાખી સવળા ગાંઠ વાળે, અને આ બે સવળા ગાંઠ વાળતાં બે અહુનવર ભણે. પછી એક જન સૂતરનો ઝુમચો ઉંચકે અને બીજો પેલા તાણાનો દક્ષિણ દિશા તરફનાં પરનાલનાં ભંડાર તરફનાં ખીલા ($R_1$) માં ભેરવીને તેની સામેના ખીલા ($Y_2$) માં ભેરવે, પછીથી ($R_3$) માં ભેરવીને ($Y_4$) માં ભેરવે. એવી રીતે ભેરવતા ભેરવતા નવે નવ ખીલામાં આંટો મારીને નૈરૃત્ય કોણના મોટા સુરાખવાલા ખીલા (I) નાં નીચેનાં આડા સુરાખમાંથી ભેરવીને સઘળો તાણો ખેંચી કાઢે અને પછી વળી પાછો પશ્ચિમ દિશાની પરનાલનાં ભંડાર તરફનાં ખીલાઓમાંથી આમણુ સામણુ ખીલાઓમાં આંટો મારીને નવે નવ ખીલામાં આંટો મારે. પછી વાવ્ય કોણના મોટા સુરાખવાલા ખીલા (M) નાં નીચેનાં આડા સુરાખમાંથી પરોવીને સઘળો તાણો ખેંચો કાઢે અને પછી ઉત્તર દિશા તરફનાં ભંડારનાં ખીલામાં આંટો મારીને તેની સામણનાં ખીલામાં ભેરવી, આમણુ સામણુ નવે નવ ખીલામાં ભેરવીને આંટો મારીને ઇશાન કોણના મોટા સુરાખવાલા ખીલા (O) નાં નીચેનાં આડા સુરાખમાં તાણો પરોવીને ખેંચી કાઢે અને પૂર્વ દિશાનાં ભંડાર તરફના ખીલામાં ભેરવીને તેની સામેના આમણુ સામણુ નવે નવ ખીલામાં ભેરવીને આંટો મારી પાછા પહેલા અગ્નિ કોણ આગળ જાય એટલે બરોબર એક આંટો ફરી રહે.

આ પ્રમાણે પહેલો આંટો ફરી રહ્યા પછી બીજો આંટો ફરવો શરૂ કરે તે પાછો અગ્નિ કોણના મોટા ખીલા (H) નાં વચમાંનાં બીજા સુરાખમાં તાણો પરોવીને ખેંચી કાઢે, અને જેમ પહેલો આંટો ફરતાં તાણો પરોવીઓ છે તેવીજ રીતે જમણી બાજુથી ફરતાં બીજો આંટો પરોવે.

હવે છેલ્લો ત્રીજો આંટો ફરતાં વળી પાછો અગ્નિ કોણના ખીલા (H) નાં ઉપરનાં ઉભાં સુરાખમાં, તાણાનો બેવડો આંટો, એટલે બેવડો તાણો કરીને, તે ઉભા સુરાખમાં પાયાની દિવાલની તરફથી પોચ, અને ભંડારની તરફથી ખેંચી કાઢે, અને જે અગ્નિ ખુણાની ભંડાર તરફ ૩૨ ખીલા ($V_1$ નામના) ની જમણી હાર છે તે હારનાં ખીલાઓમાં આડો તીડો તાણો ફેરવી ખીલાની બે હારની વચમાં ભંડારમાં જે નાનો ખીલો ($A_1$ નામનો) છે તેમાં આંટો મારી બીજી ૩૨ ખીલાની ડાબી હારનાં ખીલા પર આવીજ રીતે આડો અટારો તાણો ફેરવીને પાછો અગ્નિ કોણનાં મોટા ખીલા (H) તરફ જાય અને તે તાણાનો આંટો પાછો મોટા ખીલાની સુરાખની દિવાલ તરફથી ખેંચીને વળી પાછો જે પ્રમાણે આગળ બે આંટા ફરી ગયા છીએ તેવીજ રીતે

દક્ષિણ દિશાની પરનાલના નવે નવ ખીલામાં પરોવીને 'નૈરૃત્ય' કોણના મોટા ખીલા (I) નાં ઉપરનાં સુરાખમાં બેવડો તાણો કરીને પરોવીને ભંડાર તરફ ખેંચી કાઢે અને એજ ખુણાની જમણી બાજુના, નાના ૩૨ ખીલાઓ ($V_2$) માં આડો અટારો આંટો મારી, વળી પાછો વચલો નાનો ખીલો ($A_2$) માં આંટો મારી ડાબી બાજુના ૩૨ ખીલામાં આડો અટારો આંટો મારી મોટા ખીલા (I) આગળ આવે.

આજ રીત મુજબ, જમણી બાજુથી ફરતા જઈને સઘળા નાના તેમજ મોટા ખીલાઓમાં તાણો પરોવીને પાછો અગ્નિ કોણના ખીલા (H) આગળ આવી, તે ખીલાને એક આંટો મારીને તે તાણાને સામેના ભંડારની તરફ લાવે, અને ભંડારનાં મોટા ખીલા (P) ની ઉપર સૂતરથી બે સવળા ગાંઠ, કુસ્તી બાંધતી વખતે વાલવામાં આવે છે તે પ્રમાણે, બે 'યથા અહૂ વઇર્યો' ભણતાં વાલવા અને બાકીનો વધેલો તાણો (જો વધ્યો નહિ હોય તો કાંઇ નહિ) વચલા ખીલા (P) ની આજુબાજુએ વીંતાલી મૂકે એટલે તાણો પૂરવાનું કામ તમામ થયું.

હવે બન્ને મોબેદ સાહેબો બહાર આવી સરોશની બાજ જે આગળ 'અષહે' સુધી લીધી હતી તે બાજ મૂકે. આટલી ક્રિયા તમામ કીધા બાદ, ખીલાઓ અને તાણા ઉપર પાયો પૂરીને દખ્મું બાંધવાનું કામ શરૂ કરે.

## દખ્માની પાવીઓ વિગેરે માપ રાખી બાંધવાની વિગત.

આગળ જણાવ્યા પ્રમાણે પાયાની ક્રિયા કરી, તાણો પૂરી તેની ઉપર પથ્થરનું મજબુત દખ્મું બંધાવવું અને તેની અંદર પાવીઓ તેમજ ભંડારનો કુવો વિગેરે નીચે મુજબ કરાવવું.

દખ્માને ત્રીજે ભાગે ભંડારનો કુવો રાખવો. ધારો કે જો દખ્માની અંદરનો ગાળો ૩૦ ગજ પહોળો અને ૩૦ ગજ લાંબો હોય તો તેમાંથી દસ ગજનો ભંડારનો કુવો રાખવો અને વીસ ગજમાંથી પાવીઓ અને ચાલ કરાવવી. ભંડારની ઉંડાઈ ૬ થી ૯ ફુટનીજ રાખવી. પાવીઓ આ પ્રમાણે કરાવવી ——પહેલાં દખ્માની અંદર દિવાલની બાજુથી ફરતી ૪॥ ગજની નસેસાલારોને ચાલવાની ચાલ યાને કે પગથી રાખવી. તે પછી પહેલાં મરદની પાવીઓ કાઢવી તે ૨॥ ગજ લાંબી તથા માથાં આગળથી એક ગજ અને પગ આગળથી ૦॥ ગજ અને ૨) તસુ પહોળી રાખવી. પછી એ મરદની પાવીની નીચે ૦। ગજ અને ૪ તસુની બીજી ચાલ રાખવી.————પછીથી બીજી પાવીઓ ઓરતોને માટે રાખવી. તે ૨॥ ગજ લાંબી તથા માથાં આગળથી ૦॥ ગજ અને ૧ તસુ; તથા પગ આગળથી ૦॥ ગજ અને ૩ તસુ પહોળી રાખવી————પછી

ત્રીજી પાવીઓ બચ્ચાંઓને માટે રાખવી તે ૧॥ ગજ અને ૩ તસુ લાંબી તથા માથાં આગળથી ૦॥ ગજ અને ૨ તસુ, તથા પગ આગળથી ૦। ગજ અને ૩ તસુ પહોળી રાખવી.

આ રીતે પાવીઓ કાઢવી; પણ યાદ રાખવું કે જ્યારે દખ્માની અંદરનો ગાલો ૩૦ ગજ લાંબો તથા ૩૦ ગજ પહોળો હોય ત્યારેજ ઉપરનાં માપની પાવીઓ કાઢવી. માટે નાનાં મોટાં દખ્માઓની અંદરની જગાનાં પ્રમાણમાં નાની મોટી ચાલ રાખી પાવીઓ રાખવી. સાધારણ રીતે ત્રણ જાતની પાવીઓ રાખવામાં આવે છે એટલે કે મરદની, ઓરતની તથા બચ્ચાંની જુદી જુદી એક એકની નીચે રાખવામાં આવે છે, તેમજ અંદરની નસેસાલારોને ચાલવાની પાવી સાધારણ રીતે અર્ધો ગજ પોણો ગજ જેટલી રાખવામાં આવે છે.

હવે ઉપર મુજબની દરેક પાવીઓ બનાવી, તે દરેક પાવીઓમાંથી ભંડારનાં કુવામાં, પાવીઓમાંનું પાણી તેમજ રસી જવા માટે દરેક પાવીઓમાંથી જુદી જુદી "નીક" યાને પાવીઓ બનાવવી તે એવી રીતે કે દરેક પાવીઓમાંની રસી તેની નીચેની યા તેની પાસેની કોઇબી પાવીમાંથી પસાર થયા વગર બાહરો બહાર સીધી ભંડારમાં જઇને પડે એવી રીતે રાખવી. તેમજ દખ્માની ઉંચી દિવાલ અંદરની પાવીઓથી એક માણસની ઉંચાઈ કરતાં વધારે ઉંચી રાખવી (દખ્માની ગોળ ફરતી દીવાળ જમીનની સપાટીથી ૧૨ થી ૧૫ ફુટ ઉંચી બાંધવામાં આવે છે, કે જેથી કરીને દખ્માની અંદરનો દેખાવ બહારથી કોઇ પણ જોઇ શકે નહિ. વળી આ ગોળ ફરતી દીવાલમાં આશરે ૪ થી ૬ ઇંચ જેટલુ ગોળ બાકોરૂં જમીનથી ૧૦ થી ૧૨ ફીટની ઉંચાઇએ એવી તદબીરથી રાખવામાં આવે છે, કે દખ્માના કમપાઉન્ડની સગડી, કે જ્યાં આતશ તેમજ રાતની વખતે દીવો બળતો રાખવામાં આવે છે, તેનાં કીરણની રોશનીનો પ્રવાહ દખ્મામાં પસરી રહેવા પામે), અને દરવાજો પૂર્વ દિશા તરફથી રાખવો અને તે ૧॥ ગજ ને ૫ તસુ લાંબો તથા ૧। ગજ ને ૨ તસુ પોહોળો રાખવો. આ સઘળું ઉપર લખ્યું છે તે અમુક કદનાં દખ્મા વિષેજ લખ્યું છે, નહિ તો જેવું દખ્મું નાનું યા મોટું હોય તેનાં પ્રમાણમાંજ બધું કરાવવું (વધુ ખોલાસા માટે જુવો નકશો).

(જુઓ એરવદ નોશેરવાન ઉનવાલા કૃત) પાવ મહેલની ક્રિયાઓ, પાનું ૧૮૩.

## ભાગ ત્રીજો.

### (દખ્મું ઇજવાની ક્રિયા).

ઉપર પ્રમાણે દખ્મું બંધાઇ રહી તૈયાર થયા પછી તેને ઇજવાને માટે એક દહાડો મુકરર કરવો. ત્યારબાદ તેને પહેલાં નીરંગે પાકને

સાફ કરવું, અને પાણીથી ત્રણ મરતબે ધોઇને ચોકખું કરવું. પછીથી તેની ઉપર કપડાંની ચાદરનો સાહુયો કરે, અને તેની બહાર આસપાસ પાવી ખોદી અલાહેદું કરે. જો ભંડાર નાનો હોય તો એક હીંધોલો માંડે અને મોબેદોની એક જોડે કામ કરે, અને જો મોટો હોય તો અંદર પાવી કાઢી બે હીંધોલા માંડે, અને મોબેદોની બે જોડે કામ કરે. પ્રથમ સૂતરનો લાંબો દોરો લઇને, લાસ મૂકવાની સઘળી પાવીઓમાં તે દોરો મૂકીને સઘળી પાવીઓને પએવંદ લગાડે અને તે દોરાને ભંડારમાં ઉતારી, હીંધોલા સાથે સઘળી પાવીઓનું પએવંદ કરે. ત્યારપછીથી યજશ્નના સઘળાં આલાતો લઇ ભંડારમાં મોબેદ સાહેબો ત્રણ દિવસ સુધી મોટી ખુબ કરી, સરોશ યજદની ક્નૂમનથી ત્રણ યજશ્ન અને ત્રણ વંદીદાદ કરે, અને હર વખત સરોશની બાજ ઇજી ખાવું પીવું કરે. પણ જમવાની જગ્યા અલાહેદી રાખે. ચોથે દિવસે સવારનાં દાદાર અહુરમજ્દની યજશ્ન એક કરે પછી તે જગ્યાએ ચાર બાજ ઇજે તેમાં પહેલી દાદાર અહુરમજદની; બીજી અસ્ફંનદાર્મદ અમેંષાસ્પંદની; ત્રીજી સરોશ યજદની અને ચોથી બાજ અર્દા ફ્રવશની ઇજે. પછીથી દખ્માની બહાર મીજલસ ભરી જશન કરે તેમાં પહેલું આફ્રીનગાંન દાદાર અહુરમજદનું; બીજુ અસ્ફંનદાર્મદ અમેંષાસ્પંદનું; ત્રીજું અર્દાફ્રવશનું; ચોથું દહમનું અને પાંચમું સરોશ યજદનું કરે. ત્યારપછી 'આફ્રીન' ભણી જે ધણીએ દખ્મું બાંધવાનું કામ કરાવ્યું હોય તેને નામની તંદુરસ્તી ભણે. આ મુજબ જેબી કાંઇ ક્રિયા કામ કરે તે બંધાવનારની નૈયતે કરે. અહીં દખ્મું બાંધી તેને ઇજવાની ક્રિયા સમાપ્ત થઇ.

નોટ:—શ્રી. વલસાડનાં દખમાં વિષેનો દસ્તુર માવંદાદનાં એક પત્રની દસ્તુરજી એરચજી શે૦ મહેરજીરાણાએ, પોતે જે નકલ ઉતારી છે તેમાં દખમું ઇજવાની ક્રિયા વિષે નીચે પ્રમાણે બાજો તથા આફરંગાનોનું વર્ણન આપ્યું છે:—

ત્રણ ત્રણ દહાડા સુધી સરોશની ઇજશ્ને તથા સરોશનો વંદીદાદ કરે. ચોથે દહાડે અરદાફરવશ કરે. પહેલે દહાડે બાજ ધરે તેની વીગત:—૧ લી સરોશની, ૨ જી દાદાર હોરમજદની, ૩ જી હફ્ત અમશાસ્પંદની, ૪ થી અસ્પંદારમદની, ૫ મી અરદાફરવશની. બીજે દહાડેની વીગત:—૧ લી સરોશની, ૨ જી ખોરશેદ રોજની, ૩ જી મોહોર યજદની, ૪ થી તીર યજદની. ત્રીજે દહાડેની બાજની વીગત:—૧ લી સરોશની, ૨ જી બહેરાંમ યજદની, ૩ જી ગોવાદ યજદની અને ૪ થી દહમ યજદ વીસ્પેશાની.

ત્રીજી રાતે દુખમાંની પાવી ઉપર, રશ્ના-આસ્તાદ, મીનો રાંમ, સરોશ, અરદાફરવશ અને હફ્ત અમશાસ્પંદની તથા દહમ યજદ વીસ્પેશાની બાજ ધરે. સવારે સ્યજદ કરે તેમાં દાદાર હોરમજદનું, હફ્ત અમશાસ્પંદનું થાતે સપંદારમદનું આફરંગાંન કરે.

## દખ્માનો તાણો પૂરવાનું કારણ.

ઘણાક જણાઓ કે જેઓ તાણો પૂરવાની ઉપલી ક્રિયા વિષે માહિતગાર હોતાં નથી, તેઓ એમજ ધારે છે કે પત્થરની ગોળ દિવાલ બાંધી તેમાં વચ્ચે ખાડો રાખી આજુબાજુએ મુએલાંના શરિરને મૂકવામા આવે છે. જોકે અવસ્તા, તથા પહેલવી કેતાબોમાં તાણો પૂરવા વિષે કશું બ્યાન આવતું નથી, પણ વંદીદાદમાં જણાવ્યા પ્રમાણે મુએલાંના તનને જમીન ઉપર મૂકવાથી તે જમીન રીમન થાય છે. એટલા માટે પાછળના વખતમાં મુએલાંનાં તનને જમીન ઉપર મૂકયા પછીથી બીજી જમીન રીમન ન થાય એટલા માટે આ તાણાની ક્રિયા બરપા થયલી લાગે છે. રીસ્તિસ્તાનમાં એરવદ બરુચા અટકલ કરે છે કે હાલ દખ્માનો તાણો પૂરતી વખતે ચોક્કસ રીતે જમીનમાં ખીલા ઠોકીને ગાંઠો બાંધે છે તે પૂરાતન વખતની લાસને બાંધવાની રીતનો નમુનો હોય. દરેક લાસને બાંધવાને બદલે દખ્માનો પાયો નાખતી વખતેજ એકવાર તે બાંધવાની ક્રિયા કરવાનું પાછળથી જો કે કુલરોનો ખપ નાહિ રહેલો હોય તોપણ ઠરાવ્યું હોય. કારણ કે આજના વખતમાં જે તાણો પૂરીને દખ્મું બનાવવામાં આવે છે તેની ઉત્પત્તિ વંદીદાદની છઠ્ઠી પરગરદના જે ફકરાઓ ઉપરથી લાસને બાંધી ચશની કરાવીને પછી સુકાં હાડકાંઓનુ અસ્તોદાન કરવાનું ઉપર જણાવ્યું છે તે ઉપરથીજ છે એવું ધારી શકાય છે. દખ્મા જેવું પત્થરનું બાંધકામ કરવું તેને વાસ્તે લોઢાનાં ખીલાઓ જમીનમાં ઠોકીને તેમાં ચોકસ રીતે સુતરની દોરી બાંધવાનુ કારણ શું તે કોઈબી રીતે સમજવામાં આવતું નથી. કારણ ફકત એટલુંજ લાગે છે કે આગલા વખતમાં લાસને જે રીતે બાંધતા હશે તેને. કેટલેક દરજ્જે નમુનો એ તાણો પૂરવામાં રહી ગયલો છે.

આગળા વખતમાં ઇજીપ્તનાં લોકોમાં[1] પણ આ તાણો પૂરવાના જેવીજ ક્રિયા કરી તેની ઉપર તેઓનાં દેવળો બાંધવામાં આવતાં હુતાં કે જે ક્રિયાને "રસી તાણવાની ક્રિયા" કરીને કહેવામાં આવતી હતી. કહે છે કે જ્યારે પણ દેવળ બાંધવામાં આવતું હતું ત્યારે પહેલાં તેની ધરી (temple axis) યાને દેવળનો વચલો ભાગ મુકરર કરવામાં આવતો. ત્યારપછી તે જગ્યા ઉપર રાજા હાથમાં ખુંટી લઇને જતો જેની સાથે દંતકથામાં જણાવ્યા મુજબ 'સેશેતા' (Sesheta) નામની દેવી જેનું પાયો નાખવાની ક્રિયા ઉપર મુવક્કલ ગણાતી, તેણી પણ હાથમાં એક ખુંટી લઇને જતી. ત્યારપછી આ બન્ને ખુંટીઓને એક રસીથી જોડવામાં આવતી અને એક સરખી હારમાં, સુર્ય યા જે સેતારો હોય તેની તરફ

---

૧. જુઓ એરવદ જી. જે. મોદીની "The Religious Ceremonies and Customs of the Parsees," પા. ૫૫૦.

બરાબર સીધી લીટીમાં ગોઠવી, પછીથી તે બન્ને ખુંટીઓને, એક લાકડાંની હથોડી વડે જમીનમાં ઠોકવામાં આવતી હતી જે વેળા એ લોકોની પવિત્ર ચોપડી વાંચવામાં આવતી હતી. ત્યારપછીથી તે રસીની સીધી લીટીમાં દિવાલ બાંધવામાં આવતી હતી. આ પ્રમાણે ચાર ખુણાઓમાં ખુંટી ઠારતી વેળા ક્રિયા કરવામાં આવતી હતી જે કીધા પછી તેની હારમાંજ દિવાલો બાંધી દેવળ બાંધવામાં આવતું હતું. વળી આપણામાં જેવી રીત ખીલા ઠોકીને "તાણું" યાને કે પતલું સૂતર વાપડવામાં આવતું હોવાથી, આખી ક્રિયાને તાણું પૂરવાની ક્રિયા કહે છે તેમ એ લોકોની ક્રિયાને માટે પુત-સેર (Put-ser) શબ્દ વપડાય છે જેનો (Put) પુત એટલે લાંબુ કરવું અને (ser) સેર એટલે દોરડું, રસી યાને કે "રસી તાણીને બાંધવાની ક્રિયા."

તાણું પૂરવાનો આ મતલબ લાગે છે કે જેટલે વેર સૂતર અને ખીલાઓ ઠોકવામાં આવ્યા હોય છે, તેટલેથી રીમની અટકે છે અને તેની બહાર યા નીચે રીમની જઇ શકતી નથી. 'તાણું' એ જેટલી જમીન રીમન થાય છે તેની હદ છે. તેની બહાની યા નીચેની જગ્યા રીમન થયલી ગણાતી નથી. વળી જમીનની નીચે ૪ ખુણામાં ૪ ગટર જેવી બાંધવામાં આવી હોય છે જ્યાં વરસાદનું પાણી વિગેરે જાય છે, તે બાજુએ પણ નાના ખીલાઓ, ઠોકી સૂતર બાંધવામાં આવ્યું હોય છે કે જેથી વરસાદનાં પાણીને લીધે વધતી રીમની ઓછી થઈ બહારની જગ્યાને રીમન કરતી નથી.

## નવાં દખ્માનાં પહેલે નસો કોણનો મૂકે?

કાઉશ માહીઆરની રિવાયતમાં લખ્યું છે કે કોઇ મોબેદાન મોબેદના તોખમનું બાલક ગુજર પામે તેનો નસો પહેલો મૂકે કારણ કે તેનાંથી કાંઇપણ ગુનાહ થયો નથી. માટે જેનાંથી કાંઇપણ ગુનાહ નહિ થયો હોય તેનો નસો પહેલાં નવાં દખ્માનાં મૂકવો.

## ગેહાંન બાબે ખુલાસો.

મજહબે જરથોશ્તીમાં સફાઇ, સુઘડાઇ અને ચોકખાઇના મૂળ કાનુન ઉપર પૂરતું ધ્યાન આપેલું જોવામાં આવે છે. વંદીદાદમાં હર જગ્યે ચોકખાઇ પાળવાના કાનુનો દેખાડવામાં આવ્યા છે, જેમાંનો એક આ છે કે લાસને લઇ જતી વેળા, યા કેઠે પણ મૂકતી વેળા લાકડાં ઉપર મૂકવી નહિ પણ પત્થર, અથવા છોંની યા એવીજ કોઇ જગ્યા ઉપર મૂકવા કહ્યું છે. કારણ કે લાકડાંને નસો લાગે તો તેને ફરીથી ચોકખું

કરી શકાતું નથી. આગલી રિવાયતો ઉપરથી એમ માલુમ પડે છે કે આગલા વખતમાં ગુજરાતનાં કેટલાંક શહેરોમાં લાકડાંની કરકટી ઉપર લાસને મૂકીને લઇ જતા હતા. જેને માટે ઇરાનના જરથોશ્તીઓએ લખ્યું હતું કે "ખંભાત અને અંકલેશ્વરમાં લાકડાંની ગેહાંન છે તે બધું બદ અને નાપસંદ છે, અને હોરમજદની રાહને ઘટતું નથી."[1]

હાલના જમાનાની સાયન્સે દેખાડયું છે કે લાકડાંમાં પાસે પાસે ઘણીજ સંખ્યામાં નાકાં યાને છિદ્રો હોય છે જ્યારે લોઢું વિગેરે ધાતુઓમાં તે છૂટા છવાયાં ઘણાંજ ઓછાં પ્રમાણમાં મળે છે. આ ઉપરથી માલુમ પડે છે કે જેટલી હદે નસો લાકડાંમાં પેવશ થઇ બીજાંને નુકસાન કરી શકે છે તેટલી હદે નસો લોઢાંમાં પેવશ થઇ શકતો નથી, તેમજ નુકસાન પણ કરી શકતો નથી. હાલમાં જેમાં લાસ મૂકીને લઇ જવામાં આવે છે તેને "ગેહાંન" તરીકે ઓળખવામાં આવે છે; જે ફારસી "ગાહ=તખ્ત, જગ્યા, બેઠક" અને "આહન=લોઢું" એ ઉપરથી નીકળ્યો છે જેનો અર્થ "લોઢાંની બેઠક" અથવા "લોઢાનું તખ્ત" એમ થાય છે. આપણામાં ત્રણ જાતની ગેહાંનનો વપરાસ છે:—૧) મોટી ગેહાંન, કે જેમાં ૧૫ થી વધુ વર્ષનાંઓની લાસને મૂકી લઇ જવામાં આવે છે, જેને ચાર માણસો ઉંચકે છે. ૨) નાની ગેહાંન, જેને દાંડાની ગેહાંન કરીને ઓળખવામાં આવે છે જેમાં ૫ થી ૧૫ વર્ષની અંદરની ઉંમરનાં બાળકોની લાસને મૂકી, બે માણસો લઇ જાય છે,[2] અને ૩) 'પતરૂં' યાને 'નળીયું' યાને કે નળીઆંના આકારનું મોટું પતરૂં. આમાં છેક નાનાં બાળકોની લાસને મૂકીને બે માણસો પેવંદ વલગીને લઇ જાય છે જેમાંનો એકજ જણ ખાંધ ઉપર મૂકી લઇ જાય છે.

## ગેહાંનનું માપ અને તે ઇજવાની ક્રિયા.

**મોટી ગેહાંન**:—આ ગેહાંન સાડા પાંચ (૫ાા) હાથ લાંબી બનાવવી. તેમાં ઉભા પાટા પાંચ જેમાં ઇસ બે તથા ત્રણ પાટા લેવા. તથા આડા પાટા નવ જેમાં બે ઇસ તથા સાત પાટા લેવા. ચાર ખુણાના ચાર પાયા અર્ધા ફુટથી વધારેની ઉંચાઇના લેવા અને ચારે ખૂણે લાંબી દાંડીઓ રાખવી. (જુઓ નકશો પાના ૨૭૭ ઉપર).

---

૧ જુઓ રીસ્તિસ્તાન, પાનું ૧૧૧.

૨ કામદીન શાપુરની રિવાયતમાં લખ્યું છે કે ૧૧ વર્ષની ઉંમરનાં બાળકોને નાની ગેહાન ઉપર મૂકે અને ૧૨ વર્ષ પછીનાં બાળકોને મોટી ગેહાંન ઉપર મૂકે.

મોટી ગેહાંનનો નમુનો.



નાની ગેહાંન:—આ ગેહાંનના ઉભા પાટા ઇસ સુધાં પાંચ લેવા, તથા આડા પાટા ઇસ સુધાં છ લેવા. લંબાઇ સાડા ચાર (૪॥) હાથની રાખવી. તેમજ ચાર પાયા અર્ધા ફુટ જેટલા રાખવા. અહીં દાંડા બેજ રાખવા. (જુઓ હેઠળ આપેલા નકશો.)

નાની ગેહાંનનો નમુનો.



## નવી ગેહાંન ઇજવાની ક્રિયા.

પ્રથમ નવી ગેહાંનને દરેમેહેરમાં લાવી નીરંગે ધોઇને સુકવે. પછીથી ચોકખાં પાણીથી ધોઇ સાફ કરીને પાવીમાં લાવી હીંધોલા ઉપર મૂકે. ત્યારબાદ મોટી ખુબવાલા મોબેદ સાહેબ સરોશની બાજ ધરીને ઇજે. પછીથી જાહેર વપડાસને માટે નસેસાલારને આપે.

## નસેસાલારને બરૅશ્નૂમ આપવા વિષે.

આપણામાં ગુજરનારની લાસને લઇ જવાનો પેશો કરનાર માણસોને ખાંધ્યા કરી કહેવામાં આવે છે. જેઓનું કામ ફકત લાસને ઘરની બહારથી ડુંગરવાડી ઉપર લઇ જવાનું છે. તેઓ દુખ્માની અંદર દાખલ થઇ શકતા નથી. જેઓ અંદર દાખલ થઇને નસો મૂકે છે તેઓને નસેસાલાર તરીકે ઓળખવામાં આવે છે.

જે માણસને નસેસાલાર થવું હોય તેને પહેલાં નવરાત્રીનું બરૅશ્નૂમ આપવું. ત્રીજે નવસો નાહીને ઘરે જાય પછી ખુબ કરવાને દિવસે દરેમેહરમાં જાય. પછીથી બે મોબેદ સાહેબો ખુબ કરવા બેસે. જ્યારે નસે-

સાલાર થનાર માણુસ પાવીની બહાર તેઓની સાંમે બેસી ફરજીયાત ગુજારે. ખુબ થઇ રહયા પછીથી પેલો શખ્સ નસેસાલારનું કામ કરી શકે, તથા નસો મૂકવા દખ્માની અંદર દાખલ થઇ શકે.[1]

## દખ્મું પરહેજવા વિષે.

પ્રથમ બે નસેસાલારો દખ્મામાં પહેરવાનાં કપડાં પહેરે. પછીથી નીરંગ લઇ કુસ્તી પાદીઆબ કરે. ત્યારપછી બન્ને હાથમાં મજબુત કાપડનાં દસ્તાનાં (હાથના મોજા) પહેરે, જે બીલકુલ ફાટેલા હોવાં જોઇએ નહિ. પછીથી બન્ને જણા પએવંદ લગાડી સરોશ બાજ "અપદહ" સુધી ભણે. સગ યાને કે કુતરાને લઇ જઇ દખ્માંની બારી આગળ સગદીદ કરાવે. પછી ચારો તરફથી બહારથી સગદીદ કરાવી અંદરથી ચારો તરફથી સગદીદ કરાવવી. પછીથી જેખી નસો પાવીમાં હોય તે ભંડારમાં મૂકવો, અને નીરંગ લગાડી પાવીઓ સાફ કરવી. પછીથી બહાર આવી સરોશની બાજ મૂકે. પછીથી બરેશ્નુમ ગાહમાં જઇ કપડાં ફાડી નાખી "સી શોય" (સીશ્યું નહાન) નાહે.[2]

---

૧ ઘણીક વેળા ગામડાંઓમાં ઘરનાં માણુસોનેજ નસો મૂકવા માટે અંદર દાખલ થવું પડે છે, કારણકે ત્યાં નસેસાલારો હોતા નથી. માટે નસો મૂકી આવ્યા પછીથી તેઓને "સી શોય" (સીશ્યું નહાન) નહવાડવું.

૨. કોઇ વખત ગામડાંમાં દખ્મું પરહેજવાની જરૂર પડે તો ઉપલીજ તરતીબથી ઘરનાં બે માણુસો અંદર જઇ નસો પરહેજે, પછીથી "સી શોય" નાહે.

# ગેતી ખરીદ કરવાની ક્રિયા.

જેની નૈયતે ગેતી ખરીદ કરવી હોય તેની નૈયતે નવરાત્રીનું બરૅશ્નૂમ લેવું. ત્યારપછીથી જેને બરૅશ્નૂમ લીધું છે તે મોબેદ (અ), અને એક બીજા મોબેદ (બ) મળીને દરેમેહેરમા જઇ આલાતો સાફ કરી ચોકખાં કરીને (બ) મોબેદ પાંચ તાએની ખુબ કરી નવેસરથી હોમ ગાળવાની ક્રિયા કરે. ત્યારપછીથી (અ) મોબેદને મીનો નાવરની યજશ્ન કરવા બેસાડે. ત્યારપછીથી યજશ્નથી ઉતરી જુદા જુદા દરૂન લઈ અલાહેદી બાજ ઇજી ખાણું ખાવું પીવું કરે અને પોતાની ખુબના અમલને તપાસી રાખે.

બીજે દિવસે (અ) મોબેદ નવેસરથી હોમ ગાળીને (બ) મોબેદને મીનો નાવરની ફ્નૂમનથી યજશ્ન કરવા બેસાડે. ત્યારપછી (બ) મોબેદ હીંદોલા પરથી ઉતરી જુદા જુદા દરૂન ઇજી ખાણું ખાવું પીવું કરે અને પોતાની ખુબના અમલને તપાસી રાખે.

આ પ્રમાણું આમણ સામણ બન્ને જણા ૬ દિવસ સુધી મીનો નાવરની ફ્નૂમનથી યજશ્ન કરે. ૬ થે દિવસે યજશ્નથી ઉતરી બન્ને જણા જુદા જુદા દરૂન લઇ બાજ ઇજે, અને એક બીજાના દરૂનની ચાશની કરે એટલે બન્ને જણા હમ-કલામ થયલા કહેવાય યાને કે હવે પછીની ક્રિયા કરવા માટે બન્નેનો અમલ સરખો થયો.

સાતમે દિવસે સરોશની યજશ્ન કરે અને સરોશની બાજ ઇજી ખાણું ખાય.

આઠમે દિવસે સીરોજાની યજશ્ન કરે અને સીરોજાની બાજ ઇજે.

નવમે દિવસે વીસ્પરદની યજશ્ન કરી દાદાર અહુરમજ્દની ફ્નૂમનથી દરૂન ઇજે એટલે ગેતી ખરીદ કરવાની ક્રિયા તમામ થઇ.

જો વખત હોય તો છથે દિવસેજ સરોશની યજશ્ન કરી, સાતમે દિવસે સીરોજાની તથા વીસ્પરદની બન્ને યજશ્ન કરે તો તે પણ થઇ શકે.

## ગેતી ખરીદ કરવાની ક્રિયાનો ખુલાસો.

ગેતી ખરીદનો સાધારણ અર્થ ગેતી ખરીદ યાને કે, આ ગેતીની દુનીઆને ખરીદ કરવી, યાને આ દુનીઆમાં વખતનો રૂડો ઉપયોગ કરી, સવાબનાં કામો મેલવવાં, કે તેથી ગુજર્યા પછીથી રવાનને પેલી જેહાંનમાં સુખ તથા આરામ મલે. હાલમાં ગેતી ખરીદ કરાવવી એટલે નવ દહાડા સુધી ગુજરેલાંનાં રવાનની નૈયતે યજશ્ન કરાવવી.

આ ગેતી ખરીદના શબ્દ તથા અર્થને માટે વીદ્વાન ધર્મઅભ્યાસીઓમાં મતફેર છે. આ દુનીઆની ખરીદી કરવી એટલે એમ કે આ જેહાંનમાં આવી રૂડાં કામો કરી તેને ખરીદવાં, તથા નેકીનું ઇનામ મેળવવું.

સદદર બુનદેહશનમાં લખ્યું છે કે "ગેતી ખરીદની ક્રિયા કરાવનાર માણસ જયારે આએ દુનીઆમાંથી ગુજરી જાય છે અને ચેહારૂમની બામદાદે ચીનવત પુલની નજદીક પોહોંચે ત્યારે અશોનાં રવાનો તેને સાંમે લેવા આવે, અને મીનોઇ જેહાંનમાં તેની જગાએ પોહોંચાડે." એ મુજબ દાદેસ્તાને દીનીમાં પણ જણાવ્યું છે કે જે શખ્સે નાવર અથવા ગેતી ખરીદની આરાધના નહિ કીધી હોય, અને જો તે ઘણો સવાબકાર છે તો પણ ગરોથમાનમાં નહિ પોહોંચે, અને જે શખ્સ પોતે જાતે આરાધના કરી નહિ શકે, તે જો ગેતી ખરીદ ફરમાવીને કરે તો ગરોથમાની થઇ શકે એવો એ સવાબ મોટી યારી આપનારો છે. અલબતાં આવાં લખાંણો ઘણાં અલંકારીક છે જે આજના જમાનામાં સમજવાં કઠણ પડે છે. વળી એજ કેતાબમાં ગેતી ખરીદ શબ્દનો અર્થ સ્તી(=અસર રોશનીવાલાં આસમાનની જગો) ખરીદ હોવો જોઇએ એમ જણાવ્યું છે, તથા વધુમાં ઉમેર્યું છે કે માણસે આ દુનીઆમાં સારાં કામો કરવાં, તે ચહડતું બેહેશ્ત ખરીદવા બરાબર છે.[1]

એરવદ જીવનજી મોદીના જણાવવા મુજબ ગેતી ખરીદની અસલ મકસદ તે સચ્ચાઇને ખાતર, યા કોઇ પણ ભલું કાર્ય કરવાને માટે તન તથા જાન (self sacrifice) અર્પણ કરવાની છે.

તેમજ ગેતી ખરીદની ક્રિયા કરાવનારને ઘણો મોટો સવાબ પૂગે છે, એમ રિવાયતોમાં જણાવ્યું છે; અને વીદ્વાન દસ્તુરજી જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆશા, સદદરે બેહરે તવીલ નામની પોતાની કેતાબના પોતાનાં તર્જુમામાં, માણસની બાંધણીની દુનીયા સાથની સરખામણી ઘણી સારી રીતે રજુ કરે છે. જેમકે ભેજું ગોયા તેનું મીનોઇ બીજ છે, જમણી આંખ ગોયા આફતાબ છે, ડાબી આંખ ગોયા માહતાબ છે, તેનાં હાડકાં ગોયા જમીનની પત્થર સરખી કઠણાઇ છે, તેનું માંસ ગોયા માટી છે, લોહી તે ગોયા ધર્તીનો રસ (પાણી) છે, નેસ ગોયા નેહરો છે, વિગેરે વિગેરે. અને સેવટે ઉમેરે છે કે "જો ખરીજ પરહેજગારીથી એ ક્રીયા કરવામાં આવે તો, તે કરનારાઓને સઘળી આગાહી પેદા થાય, અને બંધે જેહાનમાં શું શું બને છે તે એ ક્રીયા કરતાં જોઇ શકે અને તમામ મીનોઇ ઇજદો તથા ફરોહરો તે જગોએ

---

1. જુઓ ઍરવદો અંકલેશરીઆ તથા ભરૂચાનો "દાદેસ્તાને દીનીનો ગુજરાતી તરજુમો"–પા. ૧૮૭ નોટ.

હાજર થાય છે તે પણ જોયા વગર રેહે નહિ. ઘણું કરીને હુઇઆતીમાં પોતાનું બેહેશ્ત જોવા માટે આ ક્રીયાની ઉતપતી થયલી છે. એ "ગેતી ખરીદ" ની ક્રીયા 'નાવર'ની ક્રીયાને બદલે કરવામાં આવે છે. કોઇએ લાચાર હાલતને લીધે 'નાવર'ની ક્રીયા નહી કીધી યા કરવી હોય, તો તેને બદલે, 'ગેતી ખરીદ'ની ક્રીયા કરવામા આવે છે. 'નાવર' અને 'ગેતી ખરીદ'ની બંધે ક્રીયા જીવતાં યા ગુજરેલાં એ બંધેના સવાબને માટે કરવા તથા કરાવવામાં આવે છે. 'નાવર'ની ક્રીયાનાં ખરચ કરતાં 'ગેતી ખરીદ'ની ક્રીયાનો ખરચ ઘણોજ થોડો થાય છે."

વધુ માટે જુઓ, એરવદ બમનજી ન. ધાભરની "સદ્દર નસર" બાબ ૫ તથા "સદ્દર બુનદહેશ," બાબ ૪૨. વળી જુઓ, દસ્તુરજી ખુરશેદજી એરચજી પાવરીની "જરથોશ્તી સાહિત્ય અભ્યાસ, ભાગ ૧ લો," 'ગેતી ખરીદ' પા. ૧૩૯–૧૪૪. દસ્તુર બરજોર કામદીનની એક રિવાયતમાં લખે છે કે "એક હેરબદનો છોકરો નાવર થયો હોય ત્યારપછી તેનાં મનમાં ગુમાન આવે કે તે વખત દરમ્યાન કોઇ ચોકસ વખતે તેણે "પાદયાવી" યાને અશોઇનો તરીકો જાળવ્યો નથી તો તેણે એક ગેતી ખરીદ કરવી. ગેતી ખરીદ અને નવઝુદ (=નાવર) બેહુ એકજ છે. જો ગેતી ખરીદ વધુ કરવામાં આવે તો બેહુતર" (જુઓ માણેકજી ઉનવાલાની "દારાબ હુમ-જયારની રિવાયત"–વોલમ ૨ જું, પા. ૩૪.)

કામદીન શાપુરની એક રિવાયતમાં લખે છે કે જેણે ગેતી ખરીદ અથવા નવઝુદ (નાવર) નહીં કીધું યા કરાવ્યું હોય તેને કુતરાંની માફક રોટી નાખવી. (ઉપલીજ રિવાયત–વોલમ ૨ જું, પા. ૩૫.)

# જીંદેહ–રવાનની ક્રિયા.

પ્રથમ જેને ત્યાંની જીંદેહ–રવાનની ક્રિયા કરવાની હોય અને તે માણસની જો પૈસા ખરચવાની શકિત હોય તો જીંદેહ–રવાનની ક્રિયા મોબેદોને નવાં બરશ્નૂમ આપી કરાવે અને બે દિવસ, બે જોડ રાતે સરોશનો વંદીદાદ કરવા બેસાડે.

જો ધણી ધણીયાણીનું જોડાંનું જીંદેહ–રવાન કરાવવું હોય તો મોબેદ સાહેબોની બે જોડ રોકવી. જોડાંની જીંદેહ–રવાન કરવાની ક્રિયા નીચે લખી છે તે પ્રમાણે કરવી.

પ્રથમ મોબેદ સાહેબોની બે જોડ પહેલે દિવસે નાહી ધોઇ, કપડાં બદલી દરેમેહેરમાં જઇ સઘળાં આલાતો લઇ સાફ કરી ચોકખાં કરે. ત્યારબાદ ફરજીયાત ગુજારી ચાર જુદી જુદી પાવીમાં, જુદા જુદા દરૂન લઇ પાંચ તાએની ખુબ કરે. ત્યારપછીથી નવો હોમ ગાળીને યજશ્નના સઘળાં આલાતો તૈયાર કરી ગોઠવે અને જીંદેહ–રવાન કરવાવાળા ચાર મોબેદો મીનો નાવરની ખુબ કરે, એટલે કે પહેલાં બે જના જોતી થઇ મીનો નાવરની ખુબ કરે અને ત્યારપછીથી તેઓ હીંધોલા ઉપરથી ઉતરીને પોતાની સાથવાલા રાથવીને મીનો નાવરની યજશ્ન કરવા બેસાડે. આવી રીતે ચાર મોબેદો મોટી ખુબ કરી રહે. પછીથી આ મોટી ખુબવાલા બે મોબેદો, બે અલાહેદી પાવીમાં નવેસરથી હોમ ગાળે, અને આલાત ગોઠવીને હીંધોલા તૈયાર કરે. ત્યારપછીથી જેની નૈયતે જીંદેહુ–રવાંન કરવું હોય તેની નૈયતે સરોશની યજશ્ન કરે, અને યજશ્ને કરી રહ્યા બાદ સરોશના દરૂન ઇજી ખાણું ખાય. આ પ્રમાણે મોટી ખુબનો અમલ રાખી કામ કરે.

પાંચે ગેહમાં જીંદેહ રવાન કરાવનારની નૈયતે ફરજીયાત ગુજારી તંદરોસ્તી ભણે. અઇવિસ્રૂથ્રેમ્ ગેહમાં સરોશનો કર્દો બે જોડ કરે. પછીથી રાત્રે ૧૨ વાગે ઉઠીને ઉષહિન ગેહમાં સરોશની ક્નૂમનથી વંદીદાદ કરે. (આગળ લખ્યું છે તેમ જો કોઇની શક્તિ નહિ હોય તો ફક્ત સરોશની યજશ્નજ કરાવે, અથવા તો એક વંદીદાદ અને ત્રણ યજશ્ન કરાવે.) આ પ્રમાણે ત્રણ દિવસ સુધી સરોશની ક્નૂમનથી યજશ્ન વંદીદાદ કરે અને દરૂન ઇજે, તથા પાંચે ગેહમા ફરજીયાત કરી તંદરોસ્તી ભણે તથા સરોશનો કર્દો કરે. ત્રીજે દિવસે ઉજીરન ગેહમાં ધુપ સારે. પછીથી ત્રીજે દિવસેજ પાછળી રાતના ઉષહિન ગેહમાં[1] જીંદેહ રવાનની ક્રિયા

---

૧. નવસારીમાં ઘણીક બાજુએ રાતના ઉઠમણાંનો ચાલ નથી. જો કે હાલમાં એકબીજાનું જોવાથી, જ્યાં અસલથી નહિ કરવામાં આવતું હતું તે ત્યાં પણ થાય છે. ખસુસ કરી મલેસરનાં બહેદીનોમાં બે ઉઠમણાંની ક્રિયા જાયજ છે.

કરાવનારે બે સિયાવ, તથા ધાતુની ચીજ વાસણ વિગેરે ઇજાવવું. તેમજ ૮ બાજ ઇજાવવી જોઇએ. ચાર મોબેદોમાંના બે જન જોડાંની નેયતે દરૂન ઇજે તેમાં દર એક જનની નેયતે નીચલી ૪ બાજો ઇજે. પહેલી રશ્ને-આસ્તાદની, બીજી મીનો-રાંમની,[1] ત્રીજી સરોશની અને ચોઠી અર્દાફ્રવશની.[2] આ છેલ્લી અર્દાફ્રવશની બાજ ઇજે ત્યારે સિયાવ તથા ધાતુનું વાસણ મૂકે. બીજા બે મોબેદ સાહેબો ધુપ સારે તથા ચોઠે દિવસે બામદાદમાં કુસ્તી કરી ફરજીયાત ગુજારી, દહુમ યજદની ક્નૂમનથી આફ્રીનગાંન કરે, અને અર્દાફ્રવશની યજશ્ન કરી રહ્યા પછી, ચેહારૂમની બાજ તથા આફ્રીનગાંન કરે પછી સ્તુમ ભણે. જીંદેહ-રવાન કરાવનાર મોબેદોને ચાશની કરાવી આશોદાદ આપે, એટલે જીંદેહ-રવાનની ક્રિયા કરવાનું કામ ખલાસ થયું.

## જીંદેહ-રવાનની ક્રિયા વિષે ખુલાસો.

જીંદેહ-રવાનની આરાધના બે રીતે કરવામાં આવે છે. એકને **પેવસતા** જીંદેહ-રવાન અને બીજીને કુશાશતા (ગુશાશતા) જીંદેહ-રવાન કહેવામાં આવે છે.

જીંદેહ-રવાન યાને જીવતાં માણસનું રવાન. આપણામાં બન્નેનાં રવાનોની યાદમાં ક્રિયાકામ કરવામાં આવે છે. એક જીંદેહ-રવાન યાને કે જેઓ હૈયાત છે તેઓનાં નામે, અને બીજી અનુશેહ-રવાન યાને કે જેઓ ગુજર પામ્યાં છે તેઓનાં નામે. ફરક માત્ર નામ ગ્રહણનો રહે છે (જુઓ પા. ૫૯. નોટ ૨) જયારે ક્રિયાકામ, જુજ અપવાદ સિવાય, બધી સરખીજ થાય છે.

સરોશ યજદ, માણસની જીવતાં જીવત તથા ગુજર પામવા પછી પણ પાસબાની કરે છે, અને જીંદેહ-રવાનની ક્રિયામાં સરોશ યજદની નેયતે જેમ ગુજરનારના પહેલા ત્રણ દિવસો ક્રિયાકામ થાય છે, તેજ

---

૧. ત્રણ દિવસ સુધી ગુજરનારની નેયતે, જોડાંનાં કામમાં આ બાજ ઇજતી વેળા, **'રામનો ખાસ્ત્રહે'** નું પદ ભણાતું નથી. અને ત્રીજે દિવસે રાત્રે મીનો-રામની આખી ક્નૂમન ભણાતી નથી પણ ફકત **"વયઑશ ઉપરો કઇર્યેહે તરધાતો અન્યાઇશ દામાંન્ અએતત્ તે વયો યત્ તે અસ્તિ સ્પેન્તો મઇન્યઑમ્."** આટલાંજ પદો ભણવામાં આવે છે. જયારે આ જીંદેહ-રવાનની ક્રિયામાં ઉપર જણાવેલાં નહિ ભણવાનાં સઘળાં પદો ભણવામાં આવે છે. (જુઓ પાનાં ૧૬૬-૧૬૭ ચેહારૂમની રાતે જીંદેહ-રવાનની બાજની ક્નૂમન).

૨. જીંદેહ-રવાનની આ બાજેનો અનુક્રમ રિવાયતો પ્રમાણે છે, પણ હીંદુસ્તાનમાં ઘણાકો પહેલી બાજ **મીનો-રામની** અને પછી **રશ્ને-આસ્તાદ** વગેરેની ધરે છે.

મુજબ જીવતા જીવત થાય છે અને ચેહારૂમ પણ કરવામાં આવે છે, અને જેઓની શક્તિ હોય તેઓ આખાં વરસની હરેક ક્રિયાઓ જીવતાંને નામે કરાવે છે. ફક્ત ગેહ સારણું ભણવામાં આવતું નથી અને સમજવા પ્રમાણે, અગાઉ એક જરથોશ્તીએ તો જીવતાંજીવત પોતાની ગેહ પણ સરાવી હતી. જ્યારે ગુજરનારની નેયતે "અહુમાઇ રએશ્ચ, કેરફેહ મોઝ્દ" તથા 'રામનો ખાસ્ત્રહે' વાલું પદ ભણવામાં આવતું નથી ત્યારે આ ક્રિયા વખતે તે સઘલું ભણવામાં આવે છે. તેમજ મીનો રામની બાજ જુદી આપી છે તે ધરવામાં આવે છે.

આ ક્રિયા કરાવવાની મતલબ આ છે કે, પાછળના વખતમાં અનાચાસે પોતાની પૈસા સંબંધી સ્થીતીને લીધે, અથવા તો દૂર દેશાવર જઇ રહેવાથી ત્યાંજ ગુજર પામે, અથવા તો કોઇ ખેશ કુટુંબીઓ, મજકુર શખ્સના ગુજર પામવા બાદ ક્રિયાકામ કરાવનારા ન હોય તો, આ ક્રિયા કે જે જીવતાંજીવત સરોશની યાદથી કરવામાં આવે છે, તેજ યજદ તે શખ્સનાં ગુજર પામવા બાદ પણ તેની પાસબાની કરે, અને જો સંજોગોને લીધે સરોશની ક્રિયા નહિ કરવાની બને તો કશી વાતે હરકત નહિ નડે.

પેવશતા તથા કુશશતા જીંદેહ-રવાનને માટે, "રિવાયતે દસ્તુર દારાબ હમજીઆર"નાં ૮૮-૮૯ પાનાં ઉપર શાપુર ભરૂચી બાબત રિવાયતમાં આ પ્રમાણે જણાવ્યું છે કે, "જીંદેહેરોઆન જોદાં ૨, મરદ તથા જોરૂનું ઇજાવેચ, તેહને પેવસતા જીંદેહેરોઆન કહેચ, તે બેહુ જીંદેહેરોઆન જણ ૪ હેરબુદ મળી ઇજે, તો એકેક જીંદેહેરોઆંનનો ૭૦૦૦૦ તનાફુર સવાબ લાગે, અને તે દન ૩ લગે, એ રીતે સવાબ લાગે, અને ૩ દહાડા મળી એક જીંદેહેરોઆંનનો ૨૧૦૦૦૦ તનાફુર સવાબ લાગે. અને જો કોઇ કોશેશતા જીંદેહેરોઆંન ઇજાવે, અને કોશેશતા જીંદેહેરોઆંન તેહેને કહીએ, જે દન ૪ માં ઇજે, અને રોજ દીસા કાંઇ નહી કરે તેહેને કોશેશતા જીંદેહેરોઆંન કેહે એનો સવાબ ૧૦૦ તનાફુર લાગે." એજ મતલબનો અર્થ બહમન પુજીઆની રિવાયતમાંથી પણ મળે છે.

તેમજ એ બાબેની નોટમાં જણાવવામાં આવ્યું છે કે, જીંદેહ-રવાનની ક્રિયા માટે વંદીદાદ પરગર્દ ૯ મીમાં, એક નાવાકેફ અથોરનાન જો બરશ્નૂમ આપે, તો તેને ગરદન મારવાનું ફરમાવ્યું છે તે વખતે ત્રણ દહાડા સુધી સરોશની યજશ્ન કરવા ફરમાવ્યું છે, કે જેને પહેલવીવાળાઓ જીંદેહ-રવાનનું ફરમાન કહે છે, જે આ મુજબ છે. "તે જગોએ ત્રણ દિવસ અને રાત સુધી અશો સરોશની આરાધનાં આતશની સનમુખ પાંથરેલી બરસમથી તથા ક્રિયાનાં હોમથી કરવામાં આવે."

સદ્દરે બેહરે-તવીલ નામની કેતાબ (બાબ ૬૩)માં પણ જીંદેહ-રવાંન કરવાને માટે ખાસ જણાવ્યું છે. તેમજ દાદેસ્તાને દીનીમાં દસ્તુર માનુશચેહેર જણાવે છે કે "મરનારના ગુજર પામવાની ખબર જો નહિં પોહોંચે અને સેદોશની આરાધના નહિ થાય તો મરનારનાં આત્માને મરણ પછીના ત્રીજા દિવસની બામદાદે મુકિત મલતી નથી." (સીવાય કે જીંદેહ-રવાન કરાવવામાં આવ્યું હોય.)

મર્હુમ એરવદ તેહમુરસ્પ અંકલેસરીઆ, આ ક્રિયાને હીંદુઓની "જીવીતચર્યા"ની ક્રિયા સાથે સરખાવે છે, જેની મતલબ આ છે કે પોતાની પાછળ વારસ કોઇ ન હોય અને મરણની ક્રિયા બરોબર થશે કે નહિ તે બાબે શંકા હોય તો પોતે જીવતાંજીવત મરણ ક્રિયા કરે છે. અથર્વ વેદમાં શ્રાધની બાબદમાં કહે છે કે "જેઓ જીવતા, જેઓ મુવેલા, જેઓ દતાયલા (ભોયમાં દાટેલા) જેઓ પડેલા અને જેઓ અગ્નીસંસ્કાર પામેલા તેઓનું શ્રાધ કરવું." હયાં જીવતાંઓનું શ્રાધ જે આવે છે તે જરથોશ્તીઓનાં જીંદેહ-રવાનને મળતી કોઇ ક્રિયા હોય. જરથોસ્તીઓમાં મરનારોનાં નામે કરેલી ક્રિયા કે ગરીબોની ભેટ, ફરોહર જેવી કોઇ શકિત, અહુરમજદ તરફ પોહોંચાડે છે, ત્યારે વેદમાં, શ્રાધ પીતૃઓ (ફ્રવષી) ને પોહોંચાડવાને ચંદ્રમાને પ્રાર્થના કરવામાં આવે છે.[1]

જીંદેહ-રવાન માટે શાપુર ભરૂચીની એક રિવાયતમાં લખે છે કે ૧૨ વરસના શખસની જીંદેહ-રવાનની ક્રિયા થાય, પણ તેની અંદરની ઉમરનાની નહીં. (જુઓ ઉનવાલાની "દારાબ હોરમજયારની રિવાયત-વોલમ ૧, પા. ૧૬૧). કામદીન શાપુરની એક રિવાયતમાં જણાવે છે કે વરસ પચાવ્યા પછી જ્યારે તે કામમાં લે ત્યારે એક જીંદેહ-રવાન તે દહાડાની સ્નૂમન સાથે કરવું. (ડેપકીજ ચોપડી-વોલમ ૨; પા. ૩૧.)

વળી "જીંદેહરવાન"ના વધુ ખુલાસા માટે જુઓ બમનજી ન. ધાભરની ફારસી 'સદ્દર નસર' બાબ ૫૮ થા "સદ્દર બુનદેહશ" બાબ ૪૩.

---

૧ જુઓ તે૦ અંકલેસરીઆ અને શ૦ ભરૂચાનો દાદેસ્તાને દીનીનો તરજુમો—સેવટનાં પાનાં ૩૫-૩૬.

# હમાયશ્તની ક્રિયા.

હમાયશ્તની ક્રિયા બે રીતે થાય છે. એક મોટી હમાયશ્ત, અને બીજી નાની હમાયશ્ત. બન્નેમાં નીચલા યજદોની ક્ષ્નૂમનથી યજશ્ન, વંદીદાદ, બાજ, તથા આફ્રીનગાંન કરવામાં આવે છે.

હમાયશ્તના ૧૨ ફરેસ્તાઓનાં અનુક્રમે નામ.

| | | | |
|---|---|---|---|
| ૧. | દાદાર અહુરમજદ | ૭. | ખુર્દાદ અમેશાસ્પંદ. |
| ૨. | તેશ્તર તીર યજદ | ૮. | અમર્દાદ અમેશાસ્પંદ. |
| ૩. | ખોરશેદ યજદ. | ૯. | અસ્ફંદાર્મદ અમેશાસ્પંદ. |
| ૪. | મોહર યજદ. | ૧૦. | ગોવાદ યજદ. |
| ૫. | આવાં અર્દવિસૂર બાનું. | ૧૧. | સરોશ યજદ. |
| ૬. | આદર યજદ. | ૧૨. | ફરરોખ ફ્રવર્દીન (અર્દાફ્રવશ) |

**મોટી હમાયશ્ત:**—આ હમાયશ્તમાં ઉપર જણાવેલા ફરેસ્તાઓમાંથી દરેક ફરેસ્તાની ક્ષ્નૂમનથી ૧૨) યજશ્ન તથા ૧૨) વંદીદાદ કરવા. તેમજ જે ફરેસ્તાની ક્ષ્નૂમનથી યજશ્ન વંદીદાદ કરે તે ફરેસ્તાની ક્ષ્નૂમનથી રોજ બાજ, તથા આફ્રીનગાંન કરે. એટલે કે બધું મળીને ૧૨) ફરેસ્તાઓની ક્ષ્નૂમનથી, ૧૪૪) યજશ્ન, ૧૪૪) વંદીદાદ, ૧૪૪) બાજ, તથા ૧૪૪) આફ્રીનગાંન કરવામાં આવે છે. જો મોબેદ સાહેબોની એકજ જોડ હોય તો ૧૪૪) દિવસ લાગે, માટે વધુ મોબેદ સાહેબોની જોડ રાખીને જલદી કામ ખલાસ કરવું.

**નાની હમાયશ્ત:**—આ હમાયશ્તની ક્રિયા કરતી વેળા દરેક ફરેસ્તાની ક્ષ્નૂમનથી ૧૨) યજશ્ન કીધા પછીથી ૧) વંદીદાદ કરવો, તેમજ એક બાજ, તથા એક આફ્રીનગાંન કરવું. એટલે કે ૧૨) ફરેસ્તાઓની નેયતે ૧૪૪) યજશ્ન, ૧૨) વંદીદાદ, ૧૨) બાજ, તથા ૧૨) આફ્રીનગાંન કરવાં. આ ક્રિયા કરતી વખતે પણ વધતી ઓછી મોબેદ સાહેબોની જોડ રાખવી કે જેથી જલદીથી કામ ખલાસ થઇ શકે.

અહીં નાની તથા મોટી હમાયશ્ત કરવાની ક્રિયા ખલાસ થઇ.

## હમાયશ્ત બાબે ખુલાસો.

'નીરંગસ્તાન' માં ચાર જાતની 'હોમાસ્ત' અથવા 'હમાયશ્ત' વિષે લખાણ મલે છે:—

૧. યક હોમાસ્ત

૨. દો હોમાસ્ત

૩. દહ હોમાસ્ત

૪. દુવાજદહ હોમાસ્ત

વળી એ કેતાબમાં જુદી જુદી 'હોમાસ્ત'ની ક્રિયાઓનો નીચે મુજબ હેરફેર બતાવ્યો છે, જેમકે:

૧. દુવાજદહ હોમાસ્તે રટવો બેરેજત

૨. વીસ્પરદ ચક હોમાસ્ત

૩. વીસ્પરદ દો હોમાસ્ત

૪. વીસ્પરદ દુવાજદહ હોમાસ્ત

૫. હાદોખ્ત ચક હોમાસ્ત, વિગેરે.

દસ્તુર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પઆશાનાએ મરહુમ ડૉ૦ ઉવેસ્ટને "હોમાસ્ત"ની ક્રિયા વિષે જે ખબર પુરી પાડી હતી તે 'Sacred Books of the East' ના ૫) માં વોલ્યુમના પાના ૨૧૨ ઉપર આપવામાં આવી છે તેમાં ઉપર 'નીરંગસ્તાન' માં જણાવેલો 'દો હોમાસ્ત' આપવામાં આવ્યો નથી, તો જોકે દસ્તુરજી ૪) જાતની 'હોમાસ્ત' ની ક્રિયા જણાવે છે; પણ પહેલવી 'શાયસ્ત લા-શાયશ્ત'માં પણ 'દો હોમાસ્ત' ની ક્રિયા વિષે આપણને ઇશારો મલે છે (જુઓ S.B.E. Vol. V, p. 381).

વળી દસ્તુર જામાસ્પજીએ પોતાની 'પહેલવી ડીક્ષનેરી' માં 'હોમાસ્ત' ની ક્રિયાની સમજણ આપી છે ત્યાં 'દો હોમાસ્ત'ની ક્રિયા વિષે લખાણ મલે છે, પણ આ કેતાબમાં ૪) જાતની 'હોમાસ્ત'નો અનુક્રમ 'નીરંગસ્તાન'ના અનુક્રમથી જુદો પડે છે.

'નીરંગસ્તાન'માં 'હોમાસ્ત'ની લગભગ સઘળી ક્રિયાઓ "આબ-જોર" સાથે કરવા જણાવી છે, કે જેવું લખાણ ફારસી રિવાયતોમાં પણ મલે છે. ગમે તેમ હોય, પણ 'નીરંગસ્તાન'ની "હોમાસ્ત"ની ક્રિયા અને આજની આપણી 'હોમાસ્ત'ની ક્રિયામાં તફાવત જોવામાં આવે છે.

વળી 'હમાયશ્ત'ના ૧૨) ફરેસ્તાઓનો અનુક્રમ જે આપણે ઉપર આપ્યો છે તે અનુક્રમમાં પણ હેરફેર જોવામાં આવે છે, જેમકે ઉપર આપેલો અનુક્રમ 'વસ્તાએ યશ્તે વાજહા' (પા. ૧૯૦), ડા. મોદીની 'Religious Ceremonies and Customs of the Parsees' (p. 432), એરવદ દીનશા કરકર્યાની 'બાજ ધરણાના અવસ્તા' (પા. ૧૭૬), દસ્તુર દારાબ પાહલનની 'ફરજ્યાત નામે' (ડૉ૦ મોદી કૃત-પા ૧૭) અને દસ્તુર જામાસ્પજી જામાસ્પઆશાનાની 'હોમાસ્ત' વિષે ઉપર આપેલી નોટમાં આપ્યો છે, જ્યારે એરવદ કા. કાંગાની 'ખોરદેહ અવસ્તા બા માએની' (ઇ. સ. ૧૯૨૬-પા. ૧૪૮), દસ્તુર ખુ. એ. પાવરીની "જરથોશ્તી સાહિત્ય અભ્યાસ" (પા. ૧૪૯), એરવદ નોશેરવાન ઉનવાલાની "પાવ મહેલની ક્રિયાઓ" (પા. ૧૨૨), મોબેદ મહેરવાનજી કામદીન દસ્તુરનાની 'પાવ મહેલને લગતી

ક્રિયાઓ' (પા. ૫૨) માં જુદો અનુક્રમ આપવામાં આવ્યો છે. એજ મુજબ જુદી જુદી ફારસી રિવાયતોમાં પણ આ અનુક્રમમાં હેરફેર જોવામાં આવે છે.

રિવાયતોમાં કહે છે કે 'દુવાજદહ હોમાસ્ત નસ્ક' જે પાંચમું નસ્ક હતું તે સીકંદરે બાળી નાખ્યાથી અને આજે તે આપણી પાસે નહિ રહેવાથી ૧૨) યજશ્ન-વંદીદાદ ઉપર જણાવેલા ૧૨) ફરેસ્તાઓને નામે ઇજવા. વળી એજ રિવાયતોમાં એક સરખી રીતે કહે છે કે એક ઓરતે પોતાના દશ્તાન વખતે ખુદાની કુદરતની ચીજો જાણ-અનજાણ આજુરદેહ કીધી તેથી ૧૨) સારી પેદાયશો ઉપરના મવક્કલ ઇજદ અમશાસ્પંદોની આ આરાધના કરવી. "સદદર" માં વધુ જણાવે છે કે ૧૨) તો ઓછામાં ઓછી સંખ્યા છે. ત્યાં કહે છે કે પુરેપુરા ૩૩) યજદ-અમશાસ્પંદો માટે ૩૩) યજશ્ન-વંદીદાદ કરવા જોઇએ અને જો તેમ ન બની શકે તો ૧૮) યજદ-અમશાસ્પંદોની આરાધના કરવી, અને જો ૧૮) પણ નહી બની શકે તો ૧૨) ની આરાધના જરૂર કરવી. જો ૧૮) ની આરાધના કરવામાં આવે તો ઉપર જણાવેલા ૧૨) ફરેસ્તાઓ ઉપરાંત નીચલા ૬) વધુ લેવા:—બહમન, ગોશ, દીન, આસ્તાદ, આસ્માન અને અનેરાંન.

રિવાયતોમાં વધુ જણાવવામાં આવ્યું છે કે ૧૨) દુવાજદહ હુમાયશત નસ્કો આગળ પુરેપુરાં ઇજવામાં આવતાં, અને તે "આવાં" એટલે પાણી ઉપરના મવક્કલ ફરેસ્તાને ખુશનુદ કરવા માટે મુખ્ય કરીને ઇજવામાં આવતાં; પણ તે આજે અશક્ય હોવાથી ૧૨) યજદ-અમશાસ્પંદોને ૧૨) યજશ્ન-વંદીદાદ કરી ખુશનુદ કરવા. શાપુર ભરૂચીની રિવાયતમાં 'હોમાસ્ત' વિષેનું મથાળું "આબાનની નઇયતે ૧૨) 'હોમાસ્ત' ઇજવાની બાબદ" એમ કીધું છે અને કહે છે કે 'આબાન' નામનું નસ્ક ૧૨) વખત ઇજવું, એટલે દુવાજદહ હોમાસ્ત નસ્ક આવાં અરેદવીસુરની ક્ષ્નૂમનથી ઇજવું. હયાં વધુ ઉમેરવામાં આવ્યું છે કે આ ક્રિયા દિવસે કરવી, અને રાતે નહિ કરવી.

વધુ ખુલાસા માટે જુવો દસ્તુર ખુ. એ. પાવરીની "જરથોશ્તી સાહિત્ય અભ્યાસ, ભાગ ૧ લો"—પા. ૧૪૫-૧૪૯ અને એરવદો અંકલેસરીઆ અને ભરૂચાની "દાદેસ્તાને દીનીનો ગુજરાતી તરજુમો"—પાછળાં વધારાના પાનાં ૩૧-૩૫.

# કુશ્તી કાપવાની નીરંગ.

કોઇ પણ હેરબદ કુશ્તી પાદીઆબ કરી સરોશ બાજ "અષહે" સુધી ભણી નીચલી નીરંગ પઢે.

વૉહુ મનંઘ્રહ્ હુચીમનો અષાચ યા વહિશ્ત ક્ષથ્રાચ યા વઇર્યં ફ્રાસ્તઑર્તમ્ વચો યેસ્નીમ્ અજ્રૅમ્ય વચ મ્રૂયાઓ નૅરઊ-યસ્ચ નાઇરિઊ-યસ્ચ અષઑનો જરથુશ્ત્રહે મ્રૂઇધિ વચો જરથુશ્ત્ર અહુમાકેમ્ યસ્નાઇચ વહમાઇચ યત્ અમૅષનાંમ્ સ્પૅન્તનાંમ્ યથ તે અંઘ્રહેન્ યશ્તાઓ આપો યશ્તાઓ ઉર્વરાઓ યશ્તાઓ અષઑનાંમ્ ફ્રવષયો યશ્તાઓ મઇન્યવચ યજત યએચ ગએઇથય ફ્રશ્વરશ્ત વંઘ્રહુજ્દાઓ અષવનો અર્ષમ્ વૉહૂ (૧).

(આટલું પઢી 'યથા' એક ભણે અને 'શ્યઑથનનાંમ્' ભણતાં કુશ્તીને બરોબર વચમાંથી કાપી છૂટી કરે અને 'યથા' પુરો કરી બાજમાં પઢે.)

સરોશ અષો તગી તન્ ફ્રમાંન્ શેકફ્ત જીન્ જીન્ અવજાર્ સાલારે દામાંને અહુરમજ્દ બે-રસાદ્; અએદૂન્ બાદ્ (પ્રગટ પઢે):—યથા ૨; યસ્નૅમ્ચ વહૉમ્ચ અઑજસ્ચ જ્વરૅચ આફ્રીનામિ સ્રઑષહે અષ્યેહે........ અષૅમ્ ૧. અહુમાઇ રએશ્ચથી કેરફેહ્ મોજદ ભણી તમામ કરે.

---

## લગ્નનાં આશીરવાદમાં ભણાતાં ફારસી વરસોની યાદી.

| સંવત–ય. જ. | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૯૪–૧૩૦૭ | સાલ | અવર | યક | હજારો | સે | સદો | હફ્ત. |
| ૧૯૯૫–૧૩૦૮ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | હશ્ત. |
| ૧૯૯૬–૧૩૦૯ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | નોહ. |
| ૧૯૯૭–૧૩૧૦ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | દેહ. |
| ૧૯૯૮–૧૩૧૧ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | યાજદેહ. |
| ૧૯૯૯–૧૩૧૨ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | દુવાજદેહ. |
| ૨૦૦૦–૧૩૧૩ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | સીજદેહ. |
| ૨૦૦૧–૧૩૧૪ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ચેહારદેહ. |
| ૨૦૦૨–૧૩૧૫ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | પાંજદેહ. |
| ૨૦૦૩–૧૩૧૬ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | શાંજદેહ. |
| ૨૦૦૪–૧૩૧૭ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | હફ્તદેહ. |
| ૨૦૦૫–૧૩૧૮ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | હશ્તદેહ. |
| ૨૦૦૬–૧૩૧૯ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | નુજદેહ. |
| ૨૦૦૭–૧૩૨૦ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | બીસ્ત. |
| ૨૦૦૮–૧૩૨૧ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | બીસ્તો યક. |
| ૨૦૦૯–૧૩૨૨ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, દો. |

| સંવત–ય. જ. | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨૦૧૦–૧૩૨૩ | સાલ | અવર | યક | હજારે | સે | સદો | બીસ્તો | સે. |
| ૨૦૧૧–૧૩૨૪ | ” | ” | ” | ” | ” | ” | ” | ચેહાર. |
| ૨૦૧૨–૧૩૨૫ | ” | ” | ” | ” | ” | ” | ” | પન્જ. |
| ૨૦૧૩–૧૩૨૬ | ” | ” | ” | ” | ” | ” | ” | શશ. |
| ૨૦૧૪–૧૩૨૭ | ” | ” | ” | ” | ” | ” | ” | હફ્ત. |
| ૨૦૧૫–૧૩૨૮ | ” | ” | ” | ” | ” | ” | ” | હશ્ત. |
| ૨૦૧૬–૧૩૨૯ | ” | ” | ” | ” | ” | ” | ” | નોહ. |
| ૨૦૧૭–૧૩૩૦ | ” | ” | ” | ” | ” | ” | સી. | |
| ૨૦૧૮–૧૩૩૧ | ” | ” | ” | ” | ” | ” | સીઓ | યક. |
| ૨૦૧૯–૧૩૩૨ | ” | ” | ” | ” | ” | ” | ” | દો. |
| ૨૦૨૦–૧૩૩૩ | ” | ” | ” | ” | ” | ” | ” | સે. |
| ૨૦૨૧–૧૩૩૪ | ” | ” | ” | ” | ” | ” | ” | ચેહાર. |
| ૨૦૨૨–૧૩૩૫ | ” | ” | ” | ” | ” | ” | ” | પન્જ. |
| ૨૦૨૩–૧૩૩૬ | ” | ” | ” | ” | ” | ” | ” | શશ. |
| ૨૦૨૪–૧૩૩૭ | ” | ” | ” | ” | ” | ” | ” | હફ્ત |
| ૨૦૨૫–૧૩૩૮ | ” | ” | ” | ” | ” | ” | ” | હશ્ત. |
| ૨૦૨૬–૧૩૩૯ | ” | ” | ” | ” | ” | ” | ” | નોહ |
| ૨૦૨૭–૧૩૪૦ | ” | ” | ” | ” | ” | ” | ચેહલ. | |
| ૨૦૨૮–૧૩૪૧ | ” | ” | ” | ” | ” | ” | ચહેલો | યક. |
| ૨૦૨૯–૧૩૪૨ | ” | ” | ” | ” | ” | ” | ” | દો. |
| ૨૦૩૦–૧૩૪૩ | ” | ” | ” | ” | ” | ” | ” | સે. |
| ૨૦૩૧–૧૩૪૪ | ” | ” | ” | ” | ” | ” | ” | ચેહાર |
| ૨૦૩૨–૧૩૪૫ | ” | ” | ” | ” | ” | ” | ” | પન્જ. |
| ૨૦૩૩–૧૩૪૬ | ” | ” | ” | ” | ” | ” | ” | શશ. |
| ૨૦૩૪–૧૩૪૭ | ” | ” | ” | ” | ” | ” | ” | હફ્ત |
| ૨૦૩૫–૧૩૪૮ | ” | ” | ” | ” | ” | ” | ” | હશ્ત |
| ૨૦૩૬–૧૩૪૯ | ” | ” | ” | ” | ” | ” | ” | નોહ |
| ૨૦૩૭–૧૩૫૦ | ” | ” | ” | ” | ” | ” | પંજાહ | |
| ૨૦૩૮–૧૩૫૧ | ” | ” | ” | ” | ” | ” | પંજાહો | યક |

ઉપર પ્રમાણેજ ૧૩૬૯ ને માટે “યક હજારે સે સદો શશ્ત” બોલવું અને પછીથી “શશ્તો યક” એ પ્રમાણે આગલ બોલવાનું યાદ રાખવું. ૧૩૭૦ માટે “યક......હફ્તાદ” (૭૦); ૮૦ ને માટે ‘હશ્તાદ’; ૯૦ ને માટે ‘નવદ’ અને ૧૪૦૦ માટે ‘યક હજારે ચેહાર સદ’; ૧૪૦૧ માટે ‘યક હજારે ચેહાર સદ ઓ યક’ આ પ્રમાણે ઉપર લખવા પ્રમાણે ધ્યાન રાખી બોલતાં ધ્યાનમાં રહી શકશે.

# લગ્નનાં આશીર્વાદમાં સંસ્કૃતમાં સંવત બોલવા વિષે.

| ગુજરાતી | સંસ્કૃત. |
|---|---|
| સવંત્ ૧૯૯૪ મે વર્ષે | સંવત્ ચતુર્નવત્યધિકે નવદશશતતમે વર્ષે. |
| ,, ૧૯૯૫ ,, ,, | ,, પંચનવત્યાધિકે ,, ,, |
| ,, ૧૯૯૬ ,, ,, | ,, ષણ્ણવત્યધિકે ,, ,, |
| ,, ૧૯૯૭ ,, ,, | ,, સપ્તનવત્યધિકે ,, ,, |
| ,, ૧૯૯૮ ,, ,, | ,, અષ્ટનવત્યધિકે ,, ,, |
| ,, ૧૯૯૯ ,, ,, | ,, નવનવત્યધિકે ,, ,, |
| ,, ૨૦૦૦ ,, ,, | ,, સહસ્ત્રદ્વયતમે વર્ષે. |
| ,, ૨૦૦૧ ,, ,, | ,, એકાધિકે સહસ્ત્રદ્વયતમે વર્ષે. |
| ,, ૨૦૦૨ ,, ,, | ,, દ્વયધિકે ,, ,, |
| ,, ૨૦૦૩ ,, ,, | ,, ત્ર્યાધિકે ,, ,, |
| ,, ૨૦૦૪ ,, ,, | ,, ચતુરધિકે ,, ,, |
| ,, ૨૦૦૫ ,, ,, | ,, પંચાધિકે ,, ,, |
| ,, ૨૦૦૬ ,, ,, | ,, ષડધિકે ,, ,, |
| ,, ૨૦૦૭ ,, ,, | ,, સપ્તાધિકે ,, ,, |
| ,, ૨૦૦૮ ,, ,, | ,, અષ્ટાધિકે ,, ,, |
| ,, ૨૦૦૯ ,, ,, | ,, નવાધિકે ,, ,, |
| ,, ૨૦૧૦ ,, ,, | ,, દશાધિકે ,, ,, |
| ,, ૨૦૧૧ ,, ,, | ,, એકાદશાધિકે ,, ,, |
| ,, ૨૦૧૨ ,, ,, | ,, દ્વાદશાધિકે ,, ,, |
| ,, ૨૦૧૩ ,, ,, | ,, ત્રયોદશાધિકે ,, ,, |
| ,, ૨૦૧૪ ,, ,, | ,, ચતુર્દશાધિકે ,, ,, |
| ,, ૨૦૧૫ ,, ,, | ,, પંચદશાધિકે ,, ,, |
| ,, ૨૦૧૬ ,, ,, | ,, ષોડશાધિકે ,, ,, |
| ,, ૨૦૧૭ ,, ,, | ,, સપ્તદશાધિકે ,, ,, |
| ,, ૨૦૧૮ ,, ,, | ,, અષ્ટદશાધિકે ,, ,, |
| ,, ૨૦૧૯ ,, ,, | ,, નવદશાધિકે ,, ,, |
| ,, ૨૦૨૦ ,, ,, | ,, વિંશત્યધિકે ,, ,, |
| ,, ૨૦૨૧ ,, ,, | ,, એકવિંશત્યધિકે ,, ,, |
| ,, ૨૦૨૨ ,, ,, | ,, દ્વાવિંશત્યધિકે ,, ,, |
| ,, ૨૦૨૩ ,, ,, | ,, ત્રયોવિંશત્યધિકે ,, ,, |
| ,, ૨૦૨૪ ,, ,, | ,, ચતુર્વિંશત્યધિકે ,, ,, |
| ,, ૨૦૨૫ ,, ,, | ,, પંચવિંશત્યધિકે ,, ,, |

# જેવી શકિત તેવી ભકિત.

આપણા જાણીતા ધર્મ અભ્યાસી અને વિદ્વાન સ્કોલર, તેમજ ધર્મના સવાલો બાબે, પોતાના વિચારો શેહાદતોવાર બોલનાર તથા લખનાર, દસ્તુરજી સાહેબ ખુરશેદજી એરચજી પાવરીએ અત્યાર આગમજ ધર્મ બાબેના લખાણોની ઘણીક કિમતી કેતાબો બહાર પાડી છે, જેમાં ધર્મનાં ક્રિયાકામો વિષે એઓ સાહેબે પોતાનાં વિચારો દર્શાવ્યા છે. તેજ મુજબ બીજા વિદ્વાન ધર્મ અભ્યાસી મહુર્મ એર્વદ શેહરયારજી ભરૂચાએ પણ દર્શાવ્યા છે, જે જોતાં માલમ પડે છે કે ધર્મ અભ્યાસી-ઓએ આજ વીસ વરસ આગમજ લખાણો લખ્યાં, તેની અસર થોડેક અંશે થઇ છે ખરી, છતાં હાલમાં પણ ક્રિયાકામો પાછળ થતા અણઘટતા ખર્ચને વાસ્તે, જેવીને તેવીજ બુમ સાંભલવામાં આવે છે. અને દીન પર દીન ગરીબ બીચારો મોબેદ વર્ગ કઢંગી સ્થિતીમાં મૂકાતોજ જાય છે. કેટલીક બાજુએ, મોબેદોને તેઓનાં ભણતરના બદલામાં ઘણાંક નજીવાં દામો આપવામાં આવે છે, છતાં ક્રિયાકામોનાં આંકડા મોટાજ દેખાય છે ત્યારે આપણને અજાયબી લાગ્યા વિના રહેતી નથી, અને પૈસા તો બીજેજ માર્ગે, યાને કે મીઠાઇ મેવાનાં ખુમચાઓ ભરવામાં, ભોજણો જમાડવામાં, એકથી વધુ બાજુએ ક્રિયાકામો કરાવવા વિગેરેમાં ખર્ચાય છે.

અલબતાં દરેક શખ્સ તેની શકિત જેટલી હોય તેટલી હદે, પોતાના ગુજર પામનાર અશોનાં ફરોહરની યાદ કરતી વેળા પોતાથી બને તેટલો હદીઓ રજુ કરી શકે છે. પણ આ સમજવામાં આવતું નથી અને ગરીબ વર્ગ પણ જયારે તવંગરો મુવાફેકજ કરવા જાય, અને કરજ કરે, પરિણામે બાજે વેળા તો મોબેદોનાં આંકડાપરજ કાપ પડે, ત્યારે તે ક્રિયાકામ કરાવેલું શા ખપનું? વળી જયારે ફકત ભણતર ક્રિયાનો મોબેદને એકજ રૂપ્યો મલતો હોય, અને ઉપલક સામાનનાજ જો ચાર રૂપીઆ થતા હોય, છતાં, મોબેદે તો પોતેજ રૂપીઆ પાંચ લીધા એમ કહેવાય અને બાજે વેળા લુટારૂ વર્ગમાં પણ તેને મૂકવામાં આવે, અને તે ઉપરાંત ધર્મના ક્રિયાકામોને હાંસીમાં લાવી મૂકવામાં આવે તે બેહુંદુ છે.

આજે દીન ધર્મની બાબદો ઉપર, ક્રિયાકામો વિગેરે બાબદો ઉપર અવારનવાર હુમલાઓ થતા રહ્યા છે, અને ધાર્મિક લાગણીના જરથોશતીઓના દીલો દુખવવાના અને મન ડામાડોલ બનાવવાના પ્રયાસો કરવામાં આવે છે, અને મોબેદોની સ્થિતી પણ ગબડતી જાય છે તેવે

પ્રસંગે ધર્મ અભ્યાસીઓનાં લખાણોમાંના એકાદ બે દાખલા ટુંકમાં લેવા દરોબસ્ત ધાર્યા છે, કે જેથી અથારનાને તેમજ બેહદીનોનાં વાંચવામાં, આગલાં લખાણો જો નહિ આવ્યાં હોય તો તેઓ પણ વાંચી શકે; મોબેદ સાહેબો, બેહદીન સાહેબોની દસ્તગીરી કરે, ક્રિયાકામોનાં લવાજમો બરોબર લઈને સંતોષકારક ક્રિયા માર્ગ કરે, અને મીઠાઈ મેવા વિગેરે આગલ રહીને બંધ કરાવી તેવા ખર્ચો કમી કરવાને સમજાવે, જેથી મોબેદ સાહેબોને ફાયદો થશે, દીનદારોનો ક્રિયાકામો ઉપરનો એતેકાદ વધશે, બીન ફોકટનાં ખર્ચો ઓછા થવાથી, ખરાં દીની ક્રિયાકામો જેવાં કે નીરંગદીન, હમાયશ્ત, યજશ્ને, વંદીદાદ વિગેરે તેનાં બદલામાં થતાં રહેશે જેથી આયંદે, ક્રિયા કરનાર, ક્રિયા કરાવનાર, તથા જેની નેયતે ક્રિયાકામ થતું હોય તે અશોનાં ફરોહરોને પણ શાંતી મળવા સાથ, મર્હુમોનાં આશીર્વાદો આપણે મેલવી શકીશું.

દસ્તુરજી સાહેબ ખુરશેદજી પાવરી પોતાની 'રેસાલહા ખુરશેદ' નામની કેતાબ (ભાગ ૩, પા. ૩૩-૪૪)માં "જેવી શક્તિ તેવી ભક્તિ' એ બાબદ વિષે લખતાં (પા. ૪૦ પર) વિગતે હેથળ ટાંકવા પ્રમાણે સમજાવે છે.

"દીનદારોનો પૈસો, દીનદારીની રાહે મરણ પાછળ ખરે રસ્તે ખરચેલો ક્યારે કહેવાય? અને તે ક્યારે ગવાય?"

"જરથોશ્તી ધર્મે ગુજરેલાંઓની યાદ કરવાની જીવતાંઓને માથે ગંભીર જવાબદારી નાખી છે અને તે યાદ માટે ચોકસ અવસરો ઠરાવેલા છે. આ અવસરોમાં ફરવરદેગાન સૌથી ગંભીર અને સૌથી મોતેબર અવસર છે. આપણા કદીમ નેઆગાનોએ આ મહાન અવસરને ભારે અગત આપી છે, અને તે આખર સાલ દશ દિવસ અશોના ફરોહરોની સામટી યાદ કરવા ઠરાવેલો વાર્ષિક મહાન હિંગામ છે. ધર્મનાં શિક્ષણ મુજબ હમસ્પથમએદમ ગાહમબારના આ હિંગામ ઉપર દશ દિવસ અશોના ફરોહરોની આ જહાનમાં આમદ—રફ્ત થાય છે અને તેઓ પોતાના ખેશાવંદોથી સ્તુતી, આરાધના અને મોહોબ્બત ભરેલી ખરાં જીગરની યાદની ખાહેશ રાખે છે. તેઓની આ એકલીજ ખાહેશ હોતી નથી પણ તે સાથે જીવતાંઓની દસ્તગીરી થવાની તેઓ આરજુ રાખે છે અને અતલગનાં ખેશાવંદો, પોતાનું ખાનદાન, હમદીનો અને હમવતનીઓની તેઓ આબાદી જોવા ઇચ્છે છે. (ફરવરદીન યશ્ત). અશોનાં ફરોહરોની આ બેવડી ખાહેશ બર લાવવામાંજ તેઓને શાદમાંની અને શાંતિ છે, તેમાંજ મરનાર તરફ આપણી અચુક વહાલ અને વફાદારી, એહેસાનમંદી અને ફરજગુજારી સમાયલાં છે. જેઓ મરનાર તરફની આ ધાર્મિક ફરજમાં પછાત પડે છે, તેઓ નિમકહરાંમ અને નગુણાં છે અને તેઓ પોતાની

નિમકહરામી તથા નગુણાપણાનો નતીજો પામે છે. જરથોશ્તી ધર્મ શિખવે છે કે વફાદાર ફરજંદ વારસો ઉપર અશોનાં ફરોહરોનાં આશિર્વાદો ઉતરે છે, પણ બેવફા ફરજંદ—વારસોથી તેઓને રંજીદા થતા અને નાઉમેદીથી પાછાં ફરતાં જાહેર કીધાં છે.

આ મુજબ મરનારની ખાલિસ ખાહેશ બર લાવવા તેઓની દિલસોજ યાદ સાથે વિશેષ કાર્ય કરવા જરથોશ્તી ધર્મ તાકીદ કરે છે અને તે મરનારની યાદગીરી સાથે જીવતાં હાજતમંદોની દસ્તગીરી કરવાની છે. મરનારની આ ઉદાર ખાહેશ બર લાવવા આપણને બે ચીજ તરફ લક્ષ આપવાનું છે. એક હાથ પર કોમી ગરીબ વર્ગને મરણના બોજા ખર્ચો-માંથી બચાવી લેવાની, અને બીજા હાથ ઉપર તેટલીજ બલકે તે કરતાં વધારે ઐન ફરજ, મરણ પાછલ કોમના બરબાદ જતા પૈસાનો બચાવ કરી તેનો મરનારનીજ નેયતે કોમી ગરીબી અને દીની બેહેતરી પાછલ ઉપયોગ કરવાની છે. મરણની ધાર્મિક ક્રિયાઓ સાથે આજે જે બદીને જોડવામાં આવી છે તે ખાણાંપીણાંને લગતી છે. આજે તો ગોયા શારી-રિક તૃપ્તીને સંતોષવા માટેજ મરણ ક્રિયાઓ જારી રેહેતી જોવામાં આવે છે અને મરણ જેવા ગમગીન અવસરને મોજમઝાનું સાધન બનાવવામાં આવ્યું છે. આજે તો મરણની ગંભીર ક્રિયાઓ સાથ ખાનપાનના બેઅં-દાજ ખર્ચો અવશ્ય જોડાયલા હોય છે અને તે ખર્ચો બેધડક મરનારને નામે ઉધારવામાં આવે છે. મરણ પાછલના ઘટતા ખર્ચો ગરીબોને ભારે પડે એમ નથી, પણ ખર્ચોનો જે બોજો ભારે પડે છે તે ખાણાંપીણાંને લગતો છે. આ ખર્ચાનો સરવાળો લેતાં જણાશે કે, મરણ ક્રિયાઓ પાછલ મોબેદ વર્ગને ભણતરનું કંગાળ દામ આપવાનો, અને ભણતરના આંક-ડાઓમાં કાપ મુકવા તથા કરદા કરવા પછીનો જે ખર્ચ થાય છે, તેથી દશ ઘણો બલકે તેથીબી વધારે ખર્ચ ખાણાંપીણાં પાછલ બરબાદ થાય છે અને તે ખર્ચો મરણ ક્રિયા ખાતે ઉધારખાજુ ચઢાવવામાં આવે છે. ગંભીર મરણ ક્રિયાઓ જીવતાંઓની જીભલીને સ્વાદ આપવા અને હોજરીને તૃપ્ત કરવા માટે નથી એટલુંજ સમજવાનો વિવેક તથા સાદી સમજનો ઉપયોગ કરવામાં આવે તો તેમાંથી ઘણા મુફલેસ કોમી કુટું-બોનું કલ્યાણ કરી શકાય. હું ફરીને ઘણા ઘણા આગ્રહ સાથે જણાવીશ કે મરનારની નેયતે ઘટતાં ભણતર–ક્રિયા અવશ્ય થવાં જોઈએ. ચુસ્ત યકીન-દારી અને પુર ભક્તિભાવ સાથે થવાં જોઇએ. પણ આ ક્રિયાઓ ખાતે જ્યારે ખાનપાનના ખર્ચો ઉધારવામાં આવે છે, ત્યારે મરણ અવસરોની ગંભીર અસર તુટી જાય છે. વળી જ્યારે આ ઉડાઉ ખર્ચોને પુગી વલાતું નથી ત્યારે મરણક્રિયાઓ આપણી પોતાની ભુલનો ભોગ થઈ પડે છે. અને તે ફરજીયાત પડતી મુકવામાં આવે છે. ના, એટલુંજ નહીં પણ પોતાના વહાલાં મરનારને ઘરબારથી બહાર બીજે ઠેકાણે

જવાનો હુવાલો આપવામાં આવે છે. અને ત્યાં પાંચ પંદર રૂપિઆ મોકલી આપી કાસર પતાવવામાં આવે છે. માટે મરણ પાછલના ખાનપાનના બેઅંદાજ ખર્ચો અગર સમજુ હુમદીનોમાંથી રફતે રફતે દુર થતા જાય, તે બેજા ખર્ચોને વ્યવહારૂ માર્ગ આપવામાં આવે, અને બરબાદ જતા પૈસાનો બચાવ કરી તે મરનારનીજ નંયતે કોમી આ દીની બેહેતરી પાછલ ખપાવવાને કોમી મત કેળવાય, તો તે મરનારના રૂહની ખુશનુદીનો અને ખરી સવાબકારીનો સંગીન સબબ થઇ પડે. અશોના ફરોહરોની આ બેવડી ખાહેશ બર લાવવા અગર દીનદારોનું લક્ષ ખેંચાય અને બેજા ખર્ચોથી બાઝ અવાય, તો તેમાં મરનારની મુળ નેમો તથા બેવડી ખાહેશોનેજ માન આપવાનું બેવડું પુન હાસેલ થાય. આપણાં વાહલાં ફરોહરોની આ ઉમદા ખાહેશ પાર પાડવાને મરણના બીજા અવસરોમાં ફરવરદેગાનનો વાર્ષિક અવસર સૌથી મોતેબર અને પેહેલી અગત્યનો છે. માટે મરનારના આ મહાન અવસરે તેની ગંભીર અને ઘટતી યાદ સાથે, અગરજો બેજા ખર્ચોના બચાવ થયલા પૈસાનો લાભ વરશોવરશ કોમની બેહતરીને ફાલે જાય, તો એક હાથ પર ગુજર પામેલાઓને ખરેજ શાંતિ થાય, અને બીજા હાથ ઉપર જીવતાં નિરાધારોનું સંકટ ઓછું થઈ તેઓને બેશક રાહત થાય."

એજ મુજબ રિસ્તીસ્તાનમાં મર્હુમ વિદ્વાન એરવદ શેહરયારજી ભરૂચા, "મરનારની પાછળ થતા બેજા ખર્ચ વિષે" એ વિષય ઉપર સમજ આપતાં (પા. ૪૭૬ લીટી ૪-૧૨ માં) લખે છે કે:

"તે આગલા જરૂરના અને થોડા ખરચને ઠેકાણે આજે કેટલોબધો બેજા ખરચ, મીઠાઇ, મેવા અને પકવાનો વગેરેનો એકબીજાની દેખાદેખીથી અને ફીશ્યારી, વહેમ અથવા ઠગાઇથી વધી પડયો છે, તેનો દાનેશમંદ વાંચનારેજ દર્યાફ્ત કરી લેવો. અને દરેક સમજુ જરથોશ્તીની ફરજ છે કે એ મુવાં પાછલનો બેજા ખરચ ઓછો કરવો, અથવા બીજાઓને સમજાવીને ઓછો કરાવવો. કારણકે તેથી આપણાં પાક અને ઉત્તમ ફીલસુફીભરેલા ધર્મનું રૂપ વહેમભરેલું અને કેટલેએક દરજજે ભુલભરેલું દેખાય છે, તેની કીર્તિને ઝાંખ લાગે છે. જુદદીનોમે તેની ખાપણ કહાડવાને કારણ મલે છે, જરથોશ્તીઓનું તેમાં ખસુસન અણજાણ્યા અને નાદાન જરથોશ્તીઓનું એ ઉમદા ધર્મપરથી દીલ ઉઠી જાય છે અને એ વગેરે બીજા અનેક ગેરફાયદાઓ થાય છે. મરનારનાં રવાનને તેનો કાંઇ ફાયદો થતો નથી, વગેરે તે છતાં જીવતાંઓને તન, મન, અને ધનનું નુકસાન માત્ર થાય છે." આગળ ચાલતાં એઓ બતાવે છે કે જરથોશ્તી ધર્મમાંના કેટલાંએક મૂખ્ય વચનોમાંનું એક વચન એ છે કે "બને તેટલી કોશેશ-નાચારે સંતોષ. આ વચન ગુજરેલાંઓની લાસને લગતી તથા રવાનને લગતી ક્રિયાઓનેબી લાગુ પડે છે. જરથોશ્તી ધર્મ દાનેશ્મંદીનો ધર્મ છે."

તેમજ છઠ્ઠોતેર સવાલ જવાબની રિવાયતનાં સવાલ ૧૮માં પૂછવામાં આવ્યું છે કે :—

"જ્યારે કોઇ ભલી દીનનો પુરૂષ આ જેહાનથી ગુજરે ત્યારે દીનની રાહે તેનાં ખેશાવંદોએ શું કરવું વાજેબ છે? કયા સવાબો કરવાની તેઓની ફરજ છે? ખેશાવંદોએ શું ખરચ કરવો જોઇએ? આ સવાલ કરવાનું કારણ એ છે કે ત્યાં બેહદીનોને ઘણી બેજા તસદી પડે છે. ત્યાં હિંદુસ્તાનમાં જ્યારે કોઇ ગુજરી જાય છે ત્યારે તેના માટે તેનાં ખેશાવંદો જે ખરચ કરે છે તે હિંદુઓની રસમ પ્રમાણે એટલાબધો ઉડાઉ હોય છે કે તે બધું ત્યાં લગી શકાતું નથી. જો બેહદીનો મુફલેસ હોય છે અને જેઓ પાસે પૈસા હોતા નથી તેઓ હેરાંન અને પરેસાન થાય છે અને એ મુવા પાછલનાં ખરચથી સેકસ્તે હાલ અને દુગી થાય છે. એટલામાટે તમો બુજોર્ગોથી એલતેમાસ એટલીજ છે કે તે ખરચ ઘણો વધારે અને ખ્યાલથી બાહેર છે, વાસ્તે એલતેમાસ એ છે કે ગુજરનારનાં પેહલા દિવસથી તે એક વર્ષ લગીનાં તેનાં ફરજંદોએ અને ખેશાવંદોએ શું શું કરવું વાજેબ છે? કયા સવાબો અને ખરચ જરૂરનાં છે કે જે કીધા વગર મુતલક ચાલેજ નહી? પાક દાદારની અને જરથોસ્તની દીનની રૂએ કયા સવાબ અને કેટલો ખરચ કરવો સજાવાર છે તે વિષે અમોને સવાબી વાકેફી કરવીજી.

જવાબ:—જ્યારે કોઇ ગુજરી જાય ત્યારે સરોશની ખશનુમથી ત્રણ યજશ્ને, ત્રણ વંદીદાદ, અને ત્રણ બાજે, ઇંજાવવી વાજેબ છે. ચહારમની બામદાદે કપડાં અને એક ધાતુનાં વાસણ સાથે બીજી ચાર બાજ ઇંજાવવી જોઇએ. અને એક કરદો દહમાનનો તે ગુજરનારને માટે જોઇએ. બીજું દસમું, માસીસો, અને વર્ષી ઉપર પોતાની શકિત મુજબ દરૂન, આફ્રંગાન અને 'લોક' (સુકો મેવો) ઇંજાવવો જોઇએ. તે ઉપરાંત એ ટાંકણાંઓ ઉપર યજશને, વંદીદાદ, બાજ, આફ્રંગાન, જે કાંઇ કરે તે કરાવનારની મગદુર ઉપર છે. વલી ગુજરેલાંઓને વિષે ફ્રવશી પઢાવવાનું દીનનું ફરમાન છે. માજદયસ્ની દીનમાં એવું ફરમાવ્યું નથી કે ગુજરેલાંને માટે જીવતાંઓ હેરાંન થાય. ગુજરેલાંઓને વિષે (મોહોટો) ખરચ કરવોજ જોઇએ એવું ફરજ તરીકે ગણવું એ ભારી બોજો પોતાની ગરદન ઉપર લેઇ જવાનું કામ છે. નથી રવાન તેથી રાજી, અને અમશાસ્પંદાને તે પસંદ નથી. તેથી રવાનને કાંઇ સવાબ હાંસેલ થતો નથી. બધું કીધેલું બેજા અને બાતેલ છે. જો કોઇ શખ્સ કરજ કરીને ગુજરેલાં પછવાડે ખરચ કરે તો તેની ઉપર મરગરજાનની સજા વાજેબ થાય છે."

ઉપર જણાવેલા સવાલમાં પણ પૂછયું છે કે "કયા સવાબો અને ખરચ જરૂરનાં છે કે જે કીધા વગર મુતલક ચાલેજ નહિ?" એ વિષે જવાબમાં જણાવ્યું છે કે "......તે ઉપરાંત એ ટાંકણાંઓ ઉપર યજશ્ને,

વંદીદાદ, બાજ, આફ્રરગાંન જે કંઇ કરે તે કરાવનારની મગદુર (યાને શક્તિ) ઉપર છે."

હાલના બારીક બેકારીના સમયમાં જો ઉપર જણાવેલા લેખ ઉપરથી, વાંચી, વિચાર કરી, અમલ કરવામાં આવશે તો ખરેજ જરથોશ્તી કોમને, જરથોશ્તી ધર્મને, તેમાં જણાવેલાં ક્રિયાકામોને, તથા તેના કરનાર અને કરાવનાર વિગેરે સર્વેને ઘણો ફાયદો થશે, અને ખોટા ખરચ કરવા કરતાં તે અટકાવ્યાથી બીજાં મહત્વનાં દીની ક્રિયાકામો જે હાલમાં પડતાં મૂકવામાં આવતાં જાય છે તે કરાવ્યાથી સર્વેને ખરૂંજ સુખ હાંસલ થઈ ધનનો સદ ઉપયોગ થઇ શકશે.